# ઉત્થાનિકા

આધુનિક યુગમાં પાઇય ( પ્રાકૃત )ના અભ્યાસનો પ્રારંભ સંસ્કૃતના અધ્યાપકોમાંના વિદ્વાનોને હાથે ભાષાવિજ્ઞાનના આનુષંગિક ફળ રૂપે શરૂ થયો. સંસ્કૃત સાહિત્યનું પરિશીલન કરનારાઓનું લક્ષ્ય ભારતીય દ્વૈભાષિક નાટકો તરફ સવિશેષ ખેંચાયું અને એને લઇને નાટકગત પાઇય કંડિકાઓ અને પદ્યોના અભ્યાસનાં પગરણુ મંડાયાં. ડૉ. પિશેલના પ્રયત્નથી આ અભ્યાસનું મહત્ત્વ વધ્યું અને ડૉ. કૉનોની " કર્પૂરમંજરી "ની આવૃત્તિથી નાટકગત પાઇય ભાષાઓના અભ્યાસને નૂતન પ્રકાશ મળ્યો. મરહઠ્ઠી ( માહારાષ્ટ્રી ) સાહિત્યને અગત્ય મેળવી આપવાનું માન પ્રો. વેબરને છે, અને એ એમની ગાહાકોસ યાને ગાહાસત્તસઈની ઉત્તરોત્તર આવૃત્તિઓને આભારી છે. રા. બ શંકર પાંડુરંગ પંડિતની ગઉડવહુની વિદ્વત્તાપૂર્ણ પ્રસ્તાવનાએ એના અભ્યાસને વેગ આપ્યો. પાઇય ભાષાનો અભ્યાસ પાઇય વિદ્વાનોએ પાઇયનાં સંસ્કૃતમાં રચાયેલાં વ્યાકરણોથી શરૂ કર્યો. આ અભ્યાસને સ્વતંત્ર સ્થાન મળતાં તો કેટલા યે દસકા વીતી ગયા.

આપણા દેશની અનેક વિદ્યાપીઠોમાંની ઘણીખરીએ આજે પણ પાઇયના અભ્યાસને સ્થાન આપ્યું નથી. જે વિદ્યાપીઠોએ આપ્યું છે તેમાં મુંબઇ વિદ્યાપીઠ મોખરે હોય એમ જણાય છે, જોકે પૃ. ૧–૨માં કહ્યા મુજબ એની ગતિ ઘણી ધીરી રહી છે. મુંબઇ વિદ્યાપીઠ હસ્તકની કૉલેજોમાંની બહુ જ થોડી કૉલેજમાં " અર્ધમાગધી " શીખવાય છે, અને તેમાં પણ કેટલીકે હાલમાં કાપ મૂક્યો છે આવી પરિસ્થિતિમાં પાઇય સાહિત્યના સંપૂર્ણ અને વાસ્તવિક મૂલ્યાંકનની શી આશા રખાય ? તેમાં યે વળી મારા જેવો આજકાલનો વિદ્યાર્થી આ દિશામાં શો પ્રકાશ પાડી શકે ? વાત એમ છે કે મે " અર્ધમાગધી "ને અંગે કોઇ પરીક્ષા પસાર કરી નથી કે કોઇ પદવી મેળવી નથી. મારો પ્રિય વિષય તો

ગણિત હતો (અને છે) અને એથી તો મેં બી. એ. અને એમ. એ.ની પરીક્ષા માટે એ પસંદ કર્યો હતો. એમ. એ.ની પરીક્ષા પસાર કર્યા બાદ ૧૯૧૮થી ૧૯૨૪ સુધી ગણિતના અધ્યાપક તરીકે મેં મુંબઈની કૉલેજોમાં કામ કર્યું હતું. એ દરમ્યાન ગણિતની મીમાંસા (philosophy of mathematics)માં રસ લેતાં તત્ત્વજ્ઞાન પ્રત્યે અને જૈન ગણિતને અંગે મુંબઈ વિદ્યાપીઠ તરફથી [1]સંશોધન-દાન મળતાં જૈનોના સંસ્કૃત અને પાઇયમાં રચાયેલ સાહિત્ય પ્રત્યે મારી અભિરુચિ જાગૃત થઈ. એને લઈને તો હું સંસ્કૃત અને પાઇયમાં રચાયેલાં દર્શન-શાસ્ત્રોનો અભ્યાસ કરવા પણ પ્રેરાયો. આગળ જતાં "ભાંડારકર-પ્રાચ્ય-વિદ્યા-સંશોધન-મંદિર" (પૂના) તરફથી જૈન સાહિત્ય અને તત્ત્વજ્ઞાનને લગતી સંસ્કૃત, પાઇય ને ગુજરાતીમાં રચાયેલી કૃતિઓની હાથપોથીનું વર્ણનાત્મક સૂચિપત્ર તૈયાર કરી આપવાનું આમંત્રણ મળતાં મેં એ સ્વીકાર્યું [2] અને પૂનામાં રહી આ કાર્ય ૧૯૩૬માં પૂર્ણ કર્યું. સાથે સાથે સંશોધન-ક્ષેત્રમાં મેં વિહરવા માંડ્યું. આનું એક પરિણામ એ આવ્યું કે ૧૯૩૯માં અહીંની એમ. ટી. બી કૉલેજમાં મારી "અર્ધમાગધી"ના અધ્યાપક તરીકે નિમણુક કરવાની આચાર્ય નગીનદાસ માણેકલાલ શાહે હિંમત બીડી.[3] આગળ જતાં એમણે તેમજ મુંબઈ વિદ્યાપીઠે પી.એચ.

---

૧ લિપિશાસ્ત્રવિષયક જૈન ઉલ્લેખો, જૈન કેળવણીની પદ્ધતિ, જૈન આગમોમાં અહિંસાનો સિદ્ધાન્ત અને જૈન આગમોને આધારે "અર્ધમાગધી" વ્યાકરણની રચના એ વિષયો પરત્વે પણ મને આ વિદ્યાપીઠ તરફથી સંશોધન-દાન મળેલાં છે. ૨ આ પણ એક સાહસ હતું, કેમકે વિદ્યાર્થી-જીવન દરમ્યાન અપર ભાષા તરીકે સંસ્કૃતનો મેં જે બોધ મેળવ્યો હતો તે તો સં૦ સાહિત્યના પાછળથી પણ ચાલુ રખાયેલા અભ્યાસને લઈને તાજો રહ્યો હતો એટલે સં૦ કૃતિઓને તો હું ગમે તેમ કરીને પહોંચી વળી શકું તેમ હતું, જ્યારે પા૦ માટે મુશ્કેલી હતી, કારણ કે એ માટેની મારી યોગ્યતા તે સમયે તો જૈન કુળમાં જન્મ લેવાથી મને સ્વાભાવિક રીતે પ્રાપ્ત થયેલ જૈનોની આવશ્યક ક્રિયાનાં-પંચપ્રતિક્રમણનાં સૂત્રો અને જીવવિચાર, નવતત્ત્વ વગેરે પ્રકરણ-ગ્રંથોના સાધારણ અભ્યાસ પૂરતી જ હતી. ૩ આ માટે હું એમનો ઋણી છું.

ડી (Ph. D.)ના "અર્ધમાગધી" વિદ્યાર્થીઓને માર્ગદર્શન કરાવવાનો અને સુયોગ સાધી આપ્યો. વળી ડી. લીટ.(D. Litt.)ની પદવી ધરાવનારા "અર્ધમાગધી"ના એક પ્રાધ્યાપકને "પ્રાકૃત સાહિત્ય" માટે ૧૯૪૦માં Springer Research Scholarship મળતાં એને અંગે એમના તરફથી "પ્રાકૃત સાહિત્ય"નું જે કામ થાય તેની ઉપર દેખરેખ રાખવાનું અને એનો હેવાલ રજૂ કરવાનું કાર્ય મને (તેમજ પં. બેચરદાસને) મુંબઇ વિદ્યાપીઠે સોંપ્યું. આથી મને મારા અભ્યાસને દઢીભૂત કરવા માટે પ્રોત્સાહન મળ્યું. મારા સહાધ્યાપકો તરફથી "અર્ધમાગધી"ને અંગે—પાઇય સાહિત્ય પરત્વે થયેલી કેટલીક પ્રામાણિક ને સત્યસ્પર્શી તથા કેટલીક વિનોદલક્ષી ટીકાઓને લીધે પણ આ સાહિત્ય તરફ વિશેષ લક્ષ્ય આપવા હું પ્રેરાયો.

આ પ્રમાણે મારો અભ્યાસ વિકસતો ગયો. એવામાં આજથી દસ વર્ષ ઉપર, એમ. ટી. બી કૉલેજના પ્રાધ્યાપકો માટે રચપાયેલા "ભારતીય વિદ્યામંડળ"ના ઉપક્રમે "પાઇય ભાષા અને સાહિત્ય" ઉપર એક વ્યાખ્યાન આપવાનો પ્રસંગ આવ્યો. એ વેળા મે આને અંગે જે નોંધો તૈયાર કરી હતી તેમાં હું સમય અને સાધન અનુસાર ઉમેરો કરતો ગયો. ૧૯૪૭મા પ્રકાશન–દાન માટે મેં મુંબઈ વિદ્યાપીઠને અરજી કરી તે પૂર્વે મેં આ નોંધોને આધારે મારું સમગ્ર લખાણ તૈયાર કર્યું હતું. આગળ ઉપર મુંબઈ વિદ્યાપીઠની આ માટે માગણી થતાં એ આના ઉપર મોકલાવ્યું. આ વિદ્યાપીઠે એ એક સમીક્ષક(referee)ને અભિપ્રાયાર્થે આપ્યું આ છપાવવા યોગ્ય છે એવો અભિપ્રાય મળતાં રૂા. ૭૦૦ જેટલું પ્રકાશન–દાન આપવાનું આ વિદ્યાપીઠે ઠરાવ્યું.

લખાણ છપાવવા માટે તપાસી જતી વેળા તેમજ એ છપાતી વેળા પણ મેં કોઇ કોઈ સ્થળે ઉમેરા કર્યા છે.[1] આમ આ પુસ્તક કાલવ્યતિ-

---

[1] આ નિમિત્તી લેવા માટે હું આ પુસ્તકના મુદ્રક શ્રી. ગુલાબચંદનો આભાર માનુ છું.

ક્રમના દોષથી મુક્ત નથી, જોકે એનો મોટો ભાગ દસ વર્ષ ઉપર તૈયાર થયેલો તે જ છે, અને કાલાંતરે થયેલા ઉમેરાનું પ્રમાણ નજીવું છે, અને તેમાં પણ આ દસ વર્ષ દરમ્યાન પ્રસિદ્ધ થયેલી કૃતિ વગેરેનાં પ્રકાશકાદિનાં નામ અને પ્રકાશન-વર્ષની નોંધનો ફાળો મોટો છે

આ પુસ્તક તૈયાર કરતી વેળા જે પ્રશ્નો ઉદ્ભવ્યા અને જેના પૂરેપૂરા ઉત્તર મેળવવા બાકી છે તેની યાદી તેમજ વિશેષ-નામોની સૂચી તૈયાર હોવા છતાં અત્યારે એ છપાય તેમ નથી આ ન્યૂનતા કંઈ અંશે વિસ્તૃત વિષયસૂચી દૂર કરે છે

મેં સમગ્ર પુસ્તક બે ખંડમાં વિભક્ત કર્યું છે [1]પહેલા ખંડમાં પાઇય ભાષા વિષે કેટલીક બાબતો રજૂ કરી છે બીજા ખંડમાં મેં પાઇય સાહિત્યની રૂપરેખા આલેખી છે તેમાં પૃ ૫૩-૧૮૯માં મુખ્યતયા મંત્રમાં વિષયદીઠ રચાયેલી કૃતિઓ વિષે ઉલ્લેખ છે ત્યાર બાદ પૃ ૧૮૯-૨૧૮માં ભાષાદીઠ સાહિત્યનો વિચાર કરાયો છે કે જેથી કઈ પાઇય ભાષામાં કેવું અને કેટલું સાહિત્ય છે તેનો ક્યાસ કાઢી શકાય

આમ આ મારો નમ્ર પ્રયાસ છે વિષયોની રજૂઆત સુસંબદ્ધ બનાવવા માટે, વિધાનો ચકાસી જોવા માટે અને નબળી કડીઓને મજબૂત કરવા માટે જોઈતી અનુકૂળતા મળી શકી નથી પુસ્તક મુખ્યત્વે માહિતીપ્રધાન દૃષ્ટિએ તૈયાર કરાયું છે એમાં પ્રસ્તુત વિષયને અંગે છૂટાછવાયા જે પ્રયત્નો થયા છે તેને મેં સંકલિત કરી કેટલાંક નવા પાસાં રજૂ કર્યાં છે આથી કરીને જો વિશેષજ્ઞો આ ક્ષેત્રમાં યથેષ્ટ વિહાર કરી આમાં રહેલી ત્રુટિઓ દૂર કરવા પ્રેરાશે તો હું મારા આ પ્રયાસને સફળ થયેલો માનીશ, કેમકે એથી આ વિષયને અંગેની ભ્રામક માન્યતાઓનું સમૂલ ઉન્મૂલન થશે અને એના યોગ્ય મૂલ્યાંકનનો માર્ગ મોકળો અને નિષ્કંટક બનશે.

---

૧ આ ખંડની મુદ્રણ-પુસ્તિકા જોઈ આપી અને સૂચનાઓ કરી પ્રા. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીએ મને ઉપકૃત કર્યો છે એમની તરફથી આ જાતનો લાભ આ પૂર્વે પણ મને અવાર નવાર મળતો રહ્યો છે

આ પુસ્તક તૈયાર કરવામાં જે ગ્રન્થ, લેખ ઇત્યાદિ મને સહાયક નીવડ્યા છે તેના પ્રણેતાઓને અને પ્રકાશકોનો વ્યક્તિગત ઉલ્લેખ કરી આભાર માનવાનું અશક્ય હોવાથી એ સમગ્ર ઋણ હું અહીં સામુદાયિક સ્વરૂપે સ્વીકારું છું.

અંતમાં મુંબઇ વિદ્યાપીઠે મને આ પુસ્તકના પ્રકાશન-ખર્ચને અંગે પ્રકાશન-દાન તરીકે જે સંગીન આર્થિક સહાયતા આપી છે એ બદલ હું એનો સાનંદ આભાર માનું છું.

ગોપીપુરા, સુરત.<br>
તા. ૨૬-૧-૫૦<br>
( પ્રજાસત્તાક-દિન ) — હીરાલાલ ર. કાપડિયા

પૂર્તિ—આ પુસ્તકનું પુરવણી સુધીનું લખાણ છપાતાં પં. લાલચન્દ્રે એ વાંચી જઇ કેટલીક સૂચનાઓ લખી મોકલાવી મને ઉપકૃત કર્યો છે.

હી. ર.



## અ...નુ...ક્ર...મ...ણિ...કા

# વિસ્તૃત વિષયસૂચી

## પૃ. ૧–૫૩ ખંડ ૧ : પાઇય ભાષાઓ



---

૧ કૌંસ ટિપ્પણગત વિષય સૂચવે છે.

## પૃ. ૫૩–૨૩૧ ખંડ ૨ : પાઇય સાહિત્ય

## ૨૩૨-૨૪૨ પુરવણી: ૨૪૨ પૂર્તિ

૨૩૨ છંદોણુસાસણ
૨૩૨-૩ છંદકોસ
૨૩૩ છંદોલક્ખણ
૨૩૩ છંદશેખર
૨૩૩ પિંગલસાર
૨૩૩ હસ્તિમલ્લના નાટકો
૨૩૪ બે વીથી
૨૩૪ તરંગવઈ
૨૩૪ પઉમચરિય
૨૩૫ સિરિચંદકેવલિચરિય
૨૩૫ નિર્વાણલીલાવતીકથા
૨૩૫-૬ લીલાવઈકહા
૨૩૬ (નટચરણ ને નૃત્તગતિ)
૨૩૭ મલયસુંદરીચરિય
૨૩૭ નાણચંદચરિય
૨૩૭ જસહરચરિય
૨૩૭ ધમ્મોવએસમાલા
૨૩૭ (ગામડિયાની કથા)
૨૩૮ નેમિચરિય નેદુમુણિચરિય
૨૩૮-૯ ગુરુતત્ત્વવિણિચ્છય
૨૩૯ કુવક્ખ કોસિય સહસ્સ કિરણ યાને પવયણપરિક્ખા
૨૩૯ (તત્ત્વતરંગિણી)
૨૩૯ સિદ્ધભૂપદ્ધતિટીકા
૨૪૦ પાઇય જૈન ગણિત
૨૪૦ જૈન ગણિત—જ્યોતિષ
૨૪૦ અર્ઘચૂડામણિસાર
૨૪૦ આયનાણતિલય
૨૪૦ (ગણિતના પ્રકારો)
૨૪૧-૨ શાકાર્ણવ

---

## સંકેતોની સમજણ

અ૦ કા૦ ત્ર૦=અપભ્રંશ કાવ્યત્રયી
અ૦ મા૦=અર્દ્ધમાગધી
અ૦ ર૦=અર્થરત્નાવલી
આ૦ ક૦=આપણા કવિઓ
આ૦ ધ્રુ સ્મા૦ ગ્ર=આચાર્ય આનંદશંકર ધ્રુવ સ્મારક ગ્રંથ (ગુજરાતી-હિંદી વિભાગ)=આચાર્ય ધ્રુવ સ્મારક ગ્રંથ (અંગ્રેજી વિભાગ)
ગા પૌ ગ્ર૦=ગાયકવાડ પૌર્વાત્ય ગ્રન્થમાલા (GOS)
ગા૦ સ૦=ગાહાસત્તસઈ
ગુ૦=ગુજરાતી
ગુ ભા ઉ=ગુજરાતી ભાષાની ઉત્ક્રાન્તિ
ગુ મિ ગુ દ=ગુજરાતમિત્ર તથા ગુજરાતદર્પણ
ગુ૦ વ૦ સો૦=ગુજરાત વર્નાક્યુલર સોસાયટી
ચા૦ ચા૦ સા૦–ચારણો અને ચારણી સાહિત્ય
જ૦ મ૦=જહણ મરહટ્ટી
જવ૦=જવનિકાંતર
જ૦ સો૦=જહણ સોરસેણી

જૂ. ગુ. ભા=જૂની ગુજરાતી ભાષા
જે૦ ભા૦ ગ્ર૦ સૂ૦=જેસલમેર ભાંડાગારીય ગ્રન્થસૂચી
જૈ૦ આ૦ સ૦=જૈન આત્માનંદ સભા
જૈ૦ ગ્ર૦=જૈન ગ્રન્થાવલી
જૈ૦ વિ૦ સા૦ શા૦=જૈન વિવિધ સાહિત્ય શાસ્ત્રમાળા
જૈ૦ સ૦ પ્ર૦=જૈન સત્ય પ્રકાશ
જૈ૦ સિ૦ ભા૦=જૈન સિદ્ધાન્ત ભાસ્કર
જૈ૦ સ્તો૦ સં૦=જૈનસ્તોત્રસંદોહ
ત્રિ૦ શ૦ પુ૦ ચ૦=ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર
ના૦ શા૦=નાટ્યશાસ્ત્ર
પ૦ જૈ૦ ભા૦ સૂ૦=પત્તનસ્થપ્રાચ્યજૈનભાંડાગારીયગ્રન્થસૂચી (ભા ૧)
પ૦ પ૦=પરમપ્પપયાસ
પ૦ સ૦=પટ્ટાવલીસમુચ્ચય
પા૦ સ૦ મ૦=પાઇયસ,મહણ્ણવ
પ્રે૦ અ૦ ગ્ર૦=પ્રેમી અભિનન્દન ગ્રંથ
ભા૦ પ્રા૦ સં૦ મં=ભાંડારકર પ્રાચ્યવિદ્યાસંશોધનમંદિર
ભા૦ વિ૦=ભારતીય વિદ્યા
મ૦=મરહટ્ઠી
મા૦ દિ૦ જૈ૦ ગ્ર૦=માણિકચંદ દિગંબર જૈન ગ્રંથમાળા
વ૦ ર૦ મ૦ સ્મા૦=વસંતરજતમહોત્સવ-સ્મારક-ગ્રન્થ
વ૦ હિં૦=વસુદેવહિંડી
વિયાહ૦=વિયાહપણ્ણત્તિ
વિસેસા૦=વિસેસાવસ્સયભાસ
સ૦=સંસ્કૃત
સં૦ ના૦ વિ૦ રૂ૦=સંસ્કૃત નાટ્યશાસ્ત્રના વિકાસની રૂપરેખા
સ૦ ચ૦=સમરાઇચ્ચચરિય
સિ૦ હે૦=સિદ્ધહેમચન્દ્ર
સિ૦ જૈ૦ ગ્ર૦ મા૦ સિંઘી જૈન ગ્રન્થમાળા
સૌ૦=સૌરસેણી
સ્તુ૦ ચ૦=સ્તુતિચતુર્વિંશતિકા
A B O R I=Annals of the Bhandarkar Oriental Research Institute
B D C R I=Bulletin of the Deccan College Research Institute
B S O S Bulletin of the School of Oriental Studies (London Institution).
B S S-Bombay Sanskrit Series
G P L=A Grammar of the Prak-rit Language
H C L J=A History of the Canonical Literature of the Jainas
I A=Indian Antiquary
I H Q=Indian Historical Quarterly.
J A O S Journal of the American Oriental Society

JBBRAS=Journal of the Bombay Branch of the Royal Asiatic Society
JDL=Journal of the Department of Letters
JRAS=Jonrnal of Royal Asiatic Society
JUB-Journal of the University of Bombay
PIS-Progress of Indic Studies
PLCIC=Prakrit Languages and their Contribution to Indian Culture
ZDMG-Zeitschrift der Deutschen morgenlandischen Gesellschaft

## શુદ્ધિ-વૃદ્ધિ-પત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭ | ૨૩ | ૨૪૧ | ૨૪૨ |
| ૭ | અંત્ય | ૨૪૧-૨૪૨ | ૨૪૨-૯ |
| ૮ | ૨૫ | ધિર | ત્રિરા |
| ૧૪ | ૨૯ | નેમુ° | નેમિ° |
| ૧૫ | ૨૩ | વત્થુ° | વત્થુ° |
| ૨ | અંત્ય | ૧૯૩૩ | ૧૯૪૩ |
| ૭ | ઉપાંત્ય | કાનેની | કન્નેની |
| ૧૧ | ૧૫ | °સંગહ | °સંગહ |
| ૧૧ | ૧૬ | °નિજ્જુતિ | °નિજ્જુત્તિ |
| ૧૨ | ૫ | प्राकृतम् | प्राकृतम् |
| ૨૩ | ૨૫ | કહેવા | કહેતા |
| ૨૪ | ૨૪ | ગુજરાતી ભાષાઓમા | બોલીઓમા |
| ૩૪ | ૧૭ | જેને | જેણે |
| ૩૭ | ૨૪ | वाणी | वाण्या |
| ૪૫ | ૧ | એ | એ ગૂઢ અર્થવાળા |
| ૪૭ | ૨૪ | °કપ્પમા | °કપ્પભાસમા |
| ૪૮ | ૧૬ | સર્વાંગીણ | સર્વાંગીણ |
| ૫૩ | ૩ | Block | Bloch |
| ૫૯ | અંત્ય | છે | છે ૪ |
| ૬૧ | ૧૨-૩ | આ પૈકી.છે | આ પૈકી પિંગલનુ છંદ-સૂત્ર સંસ્કૃતમા સૂત્રોમા રચાયેલુ છે (અને કોઈ એક છે) |
| ૬૪ | ૨૪ | सामिच्छति | समिच्छति |
| ૭૩ | ૨૪ | દ્વૈભાસિક | દ્વૈભાષિક |
| ૭૪ | ૧૩ | दप्पेण | दप्पणेण |
| ૭૬ | ૧૨ | પારાશવ | પારશવ |
| ૭૭ | ૨૧ | વિપ્રોત્સવ | વિપુલોત્સવ |
| ૮૦ | ૨૫ | સંસ્કૃત | સંસ્કૃત |
| ૯૦ | ૯ | સંધાધાર- | ચૌઇપત્ર ઇત્યુ- |

# પાઇય ( પ્રાકૃત ) ભાષાઓ અને સાહિત્ય

## ખંડ ૧ : પાઇય ભાષાઓ

**મંગલાચરણ—**

" अद्धंगे जस्स गोरी परिलसइ तहा जस्स चदस्स लेहा
सीसे भालप्पदेसे तिलअदि णअणं जस्स हत्थे कवालं ।
सद्दूल जस्स चम्मं पियणिअवसण भूसणं जस्स सप्पो
जस्स ट्ठाण मसाण वरिसदु हरिस तुम्ह देओ [1]वसंको ॥"[2]

**ઉપક્રમ**—આજથી દસેક વર્ષ ઉપર " અર્ધમાગધી "ના અધ્યાપક તરીકે કાર્ય કરવાનો અને એ દ્વારા પાઇય ( પ્રાકૃત ) ભાષાઓ અને સાહિત્યનુ વિશેષ પ્રમાણમા અધ્યયન કરવાનો મને સુયોગ સાંપડ્યો. વિશેષમા મુંબઇ વિદ્યાપીઠે [3]ધીરે ધીરે " અર્ધમાગધી "ના અભ્યાસના

---

1. પાઇય સાહિત્ય એટલે જૈનોની જ કૃતિ કે જૈન જ વિષયનુ નિરૂપણ કે 'આર્યા જેવા માત્રામેળમા જ છન્દોબદ્ધકૃતિ' એવી માન્યતાના નિરસનાર્થે મેં આ અજૈન દેવ વૃષાંક( શંકર )ની સ્તુતિરૂપ મંગલાચરણ પસંદ કર્યું છે. વિશેષમા હુ આ પદ્યના સામાન્ય અર્થને પણ આલંકારિક સ્વરૂપમા ઘટાવુ છું અને તેમ કરીને અજૈન દેવના નામ વડે જૈન તીર્થંકરોની લેખકોએ કરેલી સ્તુતિરૂપ પ્રશંસનીય કાર્યનુ સ્મરણ તાજુ કરુ છુ. ૨. આ મંગલાચરણરૂપ પદ્ય ઈ. સ ના ૧૭મા સૈકામા થઇ ગયેલા મહાદેવ ભટ્ટ પટવર્ધનકૃત કવીન્દ્રચન્દ્રોદયમાથી મે ઉદ્ધૃત કર્યું છે. ૩ તા ૧૮–૭–૧૮૫૭મા સંસ્કૃત ભાષાના અને સાહિત્યના અભ્યાસ માટેના ગણેશ માંડ્યા પછી છેક ત્રેપન વર્ષે તા. ૨૯–૭–૧૯૧૦ના વિદ્યાસભા( સેનેટ )ના ઠરાવ અનુસાર મુંબઇ વિદ્યાપીઠે પાલિને અભ્યાસ ક્રમમા સ્થાન આપ્યું. " અર્ધમાગધી "ને તો એના પછી અગિયાર વર્ષે ( ઇ.

દાર અંગ્રેજી છઠ્ઠા ધોરણના (પ્રાથમિક કક્ષાના) વિદ્યાર્થીઓથી માંડીને છેક પીએચ. ડી.ના ઉચ્ચતમ કક્ષાના અભ્યાસીઓ માટે ખુલ્લાં મૂકયાં. આ ઉપરાંત આ દસકામાં "અપભ્રંશ"ની પણ કેટલીક અગ્રગણ્ય કૃતિઓ પ્રકાશિત થઈ. આ બધું લક્ષ્યમાં લેતાં મને પાઇય ભાષાઓનો—"અપભ્રંશ" સુદ્ધાંનો અને સાથે સાથે એ સમસ્ત ભાષાઓમાં ગૂંથાયેલ સાહિત્યનો સ્વતંત્ર, સંપૂર્ણ અને સળંગ પરિચય કરાવનારો કોઇ પ્રમાણભૂત ગ્રન્થ કોઇ પણ ભાષામાં નથી એ જાણવા મળ્યું. આ ત્રુટિને દૂર કરવા માટે કંઇ નહિ તો એની એક કામચલાઉ નિદર્શરૂપ પુસ્તિકા તો તૈયાર થવી ઘટે એમ મને લાગ્યું અને મેં આ વિચારને સક્રિય બનાવવા માટે સમય અને સાધન અનુસાર સામગ્રી એકત્રિત કરવા માંડી. એનું પરિણામ તે આ પુસ્તક છે.

મર્યાદા—મારો આ નમ્ર પ્રયાસ પાઇય ભાષાના એક પ્રકારરૂપ 'પાલિ'ને—લંકા, બ્રહ્મદેશ ને સિયામના બૌદ્ધોના[1] અર્થાત્ હીનયાનના પવિત્ર આગમ તિપિટકની ભાષાને પ્રાયઃ બાજુએ રાખીને કરાય છે, કેમકે એને અંગે તો થોડોઘણો પણ પ્રયાસ કરાયેલો છે[2] અને બીજું

સ. ૧૯૨૧માં) એ સ્થાન મળ્યું અને એ દ્વારા પ્રીવિયસ (હવે એફ. વાય. એ.)થી એમ. એ. સુધીના વિદ્યાર્થીઓને "અર્ધમાગધી"નો અભ્યાસ કરવાની અનુકૂળતા થઈ. પી.એચ. ડી.ના વિદ્યાર્થીઓને ચારેક વર્ષ થયાં (ઈ. સ. ૧૯૪૩થી) આની અનુકૂળતા મળી છે. વિશેષમાં એનો અભ્યાસ વ્યાપક બનાવવાના પગલા તરીકે ઇ. સ. ૧૯૩૭ની મૅટ્રિક્યુલેશનની પરીક્ષા માટે આ ભાષાનો અભ્યાસ મંજૂર કરાયો, ને આજે પણ છે. આ અભ્યાસનો લાભ અંગ્રેજી ચોથા અને પાંચમા ધોરણના વિદ્યાર્થીઓને મળે તેવો પ્રબંધ થયો નથી તો એ થવો ઘટે. આ બાબતનો મેં વિસ્તારથી વિચાર "ગુજરાતી" સાપ્તાહિકના તા. ૨-૧-૪૦ના અંકમાં "અર્ધમાગધીના અભ્યાસક્રમની યોજના" નામના લેખમાં કર્યો છે.

૧ આથી તો આ ત્રણ દેશની લિપિઓમાં—બ્રહ્મ લિપિમાં તિપિટકની છાપેલી પોથીઓ લભ્યપણે મળે છે. ૨ જુઓ વિલ્હેમ ગાઇગર (Geiger)નું જર્મન પુસ્તક નામે Pāli Literatur und Sprache. આનો અંગ્રેજી અનુવાદ ડૉ. બટકૃષ્ણ ઘોષે કર્યો છે અને એ Pāli Literature and Languageના નામથી કલકત્તા વિદ્યાપીઠે ઈ. સ. ૧૯૩૩માં છપાવેલ છે.

પાઇયમા 'પાલિ'ની ગણના કેટલા યે પ્રાચીન વિદ્વાનોએ–વૈયાકરણોએ કરી નથી, અને આજે પણ કેટલાક કરતા નથી[1]

પૃ ૨મા સૂચવાયા મુજબ પાઇય ભાષા અને સાહિત્યના સળંગ અને સમગ્ર નિરૂપણનું ક્ષેત્ર પહેલી જ વાર મારે ખેડવાનુ આવે છે. આથી અત્યારે તો પહેલા તબક્કા તરીકે હુ વિવેચનપ્રધાન લખાણ રજૂ ન કરતા મોટે ભાગે માહિતીપ્રધાન લખાણ રજૂ કરુ છુ, જોકે સાથે સાથે આગળ ઉપર બીજા તબક્કા તરીકે એનુ સૂક્ષ્મ નિરીક્ષણ અને વિશિષ્ટ મૂલ્યાંકન કરવાની અને ત્રીજા તબક્કારૂપે પાઇય ભાષા અને સાહિત્યનો સમીક્ષાત્મક અને સર્વાંગીણ ઇતિહાસ લખવા જેવુ મહાભારત કાર્ય કરવાની પણ ભાવના રાખુ છુ.

બાર કુળ—ભાષાશાસ્ત્રીઓએ સમસ્ત જગતની[2] ભાષાઓનું વર્ગીકરણ કર્યું છે અને તેમ કરતા જે ભાષાઓનુ મૂળ એક જણાયુ છે તે સર્વને એક કુળની ગણી છે. આ હિસાબે તેમણે ભાષાના એકંદર બાર[3] કુળો નીચે મુજબ ગણાવ્યા છે —

( ૧ ) ભારત-યુરોપીય ભારત-જર્મનિક, જેફેટિક યાને આર્ય, ( ૨ ) સેમેટિક, ( ૩ ) હેમેટિક, ( ૪ ) તિબેટી-ચીની, ( ૫ ) યૂરલ-અલતાઇક, તુરાની યાને સીદ્દિયન, ( ૬ ) દ્રાવિડ, ( ૭ ) મલાયા-પૉલીનેશિયન, ( ૮ ) બાંટુ, ( ૯ ) મધ્ય આફ્રિકા, ( ૧૦ ) અમેરિકાની ભાષા,

---

૧ ગુજરાતી વગેરે પ્રાન્તીય ભાષાઓનો કેટલીક વાર 'પાઇય' તરીકે નિર્દેશ કરાયો છે અને કરાય છે (જુઓ પૃ ૯) એ ભાષાઓની અને એ પ્રત્યેકના સાહિત્યની વાત અહીં જતી કરાય છે ૨ જગતની માતૃભાષાઓના નામ અને એ બોલનારની સખ્યા સ્વ પ્રો આનંદશંકર બાપુભાઈ ધ્રુવના લેખસગ્રહરૂપ દિગ્દર્શન (પૃ ૨૨૫-૨૨૬)મા "રાષ્ટ્રભાષા હિન્દી" એ લેખમા દર્શાવાયેલા છે એવી રીતે એના પૃ ૨૨૬-૨૨૭મા હિન્દુસ્તાનની માતૃભાષાઓના નામ અને એ બોલનારની સખ્યા અપાયેલા છે. આ લેખ "વસંત (વ૦ ૩૦, અ૦ ૧)મા પહેલા છપાયો હતો. ૩ આ ઉપરથી પણ્હાવાગરણ (સુ ૨૪)મા "दुवालसविहा होइ भासा" અર્થાત્ ભાષા બાર પ્રકારની છે એનુ સ્મરણ થાય છે

( ૧૧ ) ઑસ્ટ્રેલિયા અને પ્રશાન્ત મહાસાગરની ભાષા અને ( ૧૨ ) શેષ ભાષાઓ.[1]

આ સમગ્ર કુળોમાં પહેલું કુળ અગ્ર સ્થાને છે. આ કુળની ભાષાઓમાં, ઉત્તર ભારતમાં, અફઘાનિસ્તાનમાં, ઇરાનમાં અને લગભગ આખા યુરોપમાં ફેલાયેલી ભાષાઓનો અંતર્ભાવ થાય છે. આ કુળના બે વર્ગો પડાય છે અને તેને 'કેન્ટમ્' અને 'શતમ્' એ નામથી ઓળખાવાય છે. આ પ્રત્યેકનાં ચાર ચાર ઉપકુળ છે. તેમાંના એકને 'ભારત-ઇરાની' કહેવામાં આવે છે. એની ત્રણ શાખા ગણાવાય છે: ( ૧ ) ઇરાની, ( ૨ ) પૈશાચી યાને દર્દ અને ( ૩ ) ભારતીય.

પ્રસ્તુત વિષયને આ ત્રણે શાખા સાથે ઓછોવત્તો સંબંધ છે.[2]

**પ્રાચીન ભારતીય ભાષાઓ**—પ્રાચીન સમયમાં ભારતવર્ષમાં કેટલી અને કઇ કઈ ભાષાઓ હતી તેનો અંતિમ ઉત્તર અપાય તેવાં સાધનો જણાતાં નથી. આથી પ્રાચીન ભારતીય ભાષાઓ તરીકે તામિલ વગેરે દ્રાવિડ ભાષાઓનો તેમજ સંસ્કૃત અને પાઇય એટલી જ ભાષાઓનો નિર્દેશ કરવો બસ થશે. એ પૈકી દ્રાવિડ ભાષાઓને અહીં સ્થાન નથી.

**સ્થૂલ સ્વરૂપ**—સંસ્કૃત ભાષા એટલે કવિવર કાલિદાસ જેવાની રઘુવંશ જેવી કૃતિઓ જે ભાષામાં રચાયેલી છે તે ભાષા' એમ આ ભાષાનું સામાન્ય સ્વરૂપ સૂચવી શકાય. વિશેષમાં ઋગ્વેદ વગેરેની ભાષાને પણ એક રીતે સંસ્કૃત ગણી શકાય સામાન્ય રીતે ચારે વેદોની ભાષાને 'વૈદિક ભાષા' કહેવામાં આવે છે, જોકે એ બધાની ભાષાઓમાં થોડો-ઘણો ફેર છે. ખુદ ઋગ્વેદનાં જ બધાં મંડળોની ભાષા એકસરખી પ્રાચીન નથી, કારણ કે પહેલું અને દસમું મંડળ બીજાં બધાં કરતાં અર્વાચીન છે. જે ભાષામાં ઋગ્વેદ અત્યારે ઉપલબ્ધ થાય છે એ ભાષા

---

[1] ૧-૨. જુઓ ધીરેન્દ્ર વર્માના હિન્દી પુસ્તક નામે हिन्दी भाषा और लिपि ઉપરથી જયશંકર હ. પાઠકે લખેલ લેખ "જગતની ભાષાઓમાં ગુજરાતીનું સ્થાન." આ લેખ તેમ જ જગતની ભાષાઓનું વર્ગીકરણ "બુદ્ધિપ્રકાશ" (વ ૮૩, અં૦ ૨, પૃ. ૨૦૬-૨૧૧ )માં છપાયેલા છે.

ઓછામા ઓછી ઇ સ પૂર્વે બે હજાર વર્ષ જેટલી તો પ્રાચીન છે જ. એના કરતા જે કોઇ પ્રાચીન ભાષા હશે તેનુ સ્વરૂપ આપણે જાણતા નથી વેદને 'છદસ' કહેવામા આવે છે એ ઉપરથી વૈદિક ભાષા 'છાન્દસ' પણ કહેવાય છે સમયના વહેવા સાથે વૈદિક ભાષા ધીરે ધીરે પરિમાર્જિત થતી ગઈ એના સર્વ રૂપાન્તરો તો આપણને ઉપલબ્ધ નથી, પણ જે કેટલાક સ્થૂલ રૂપાન્તરો–પરિવર્તનો એના જણાય છે તે અનુક્રમે બ્રાહ્મણોની ભાષા, યાસ્કના [1]નિરુક્તની ભાષા, ઉપનિષદોની ભાષા, અને ઇ સ પૂર્વે ચોથા સૈકાથી તો મોડા નહિ થયેલા પાણિનિએ રચેલા **અષ્ટાધ્યાયી** દ્વારા નિયન્ત્રિત થયેલી ભાષા એ છે છેલ્લા પ્રકારની ભાષાને 'લૌકિક સસ્કૃત' કહે છે અને સામાન્ય જનતા એને જ 'સસ્કૃત' કહે છે આ લૌકિક સસ્કૃત ભાષાનુ મૂળ વૈદિક ભાષા હોવાથી એ વૈદિક ભાષાને 'વૈદિક સસ્કૃત' તરીકે ઓળખાવાય છે પાણિનિએ લૌકિક સસ્કૃતનુ વ્યાકરણ રચ્યુ ત્યાર પછી એ વ્યાકરણમા કશુ પરિવર્તન થયુ નથી વૈદિક ભાષાનુ લૌકિક સસ્કૃત તરીકે રૂપાન્તર થવામા દોઢેક હજાર વર્ષો તો જરૂર વીત્યા હશે 'સસ્કૃત' એવુ નામ વાલ્મીકિએ રચેલા રામાયણ(સુન્દર કાડ, સર્ગ ૩૦, શ્લોક ૧૭[2])મા [3]સૌથી પ્રથમ જોવાય છે પાણિનિએ 'સસ્કૃત' ભાષાને 'લોકભાષા' કહી છે અને પતજલિએ એને 'શિષ્ટ ભાષા' કહી છે

**નામકરણ**—જે ભાષા વિષે અહીં હુ વિચાર કરવા ઇચ્છુ છુ એને કયા વિદ્વાને 'પ્રાકૃત' કે 'પાઇય' તરીકે પ્રથમ ઓળખાવી એ કહેવાનુ

---

૧ આની ભાષાને યાસ્કે 'ભાષા' કહી છે જુઓ નિરુક્તનો લક્ષ્મણ સ્વરૂપ સસ્કરણ ભાગ (પૃ ૨૦) "इवेति भाषायां चान्वध्याय च"

૨ ' वाचं चोदाहरिष्यामि मानुषीमिह संस्कृताम् "

૩ A Bibliography of the Rāmāyaṇa (પૃ ૬૬)મા પ્રા એન. એ ગોરેએ કહ્યુ છે ' Other places, in which the language is called as Sanskrit have been collected by Muir, OST, II, p 159

સાધન જણાતુ નથી. સંસ્કૃતજ્ઞોએ પોતાની સંસ્કૃત કૃતિમા એને ' પ્રાકૃત ' તરીકે ઓળખાવી છે,[1] અને સામાન્ય જનતાનો મોટો ભાગ અત્યારે એને એ જ નામથી ઓળખે છે પ્રાકૃતજ્ઞોએ તેમ જ સંસ્કૃતજ્ઞોએ પોતાની પાઇય કૃતિમા આ પાઇય ભાષાના સ્વરૂપને અનુકૂળ અને સાથે સાથે એ સ્વરૂપનું દ્યોતક એવુ એનુ ' પાઇય ' નામ નિર્દેશ્યુ છે અને મે પણ અહીં એમ જ કર્યું છે.[2] ' સક્કય ' કે ' સક્કત ' એ જેમ સંસ્કૃત શબ્દનુ પાઇય રૂપાન્તર છે[3] તેમ ' પ્રાકૃત ' એ પાઇયનું સંસ્કૃત રૂપાન્તર છે, બાકી એનુ વાસ્તવિક–વૈજ્ઞાનિક–સમુચિત નામ તો ' પાઇય ' છે આને લઇને તો હુ આ ભાષાનો અહીં આ નામથી વ્યવહાર કરુ છુ.

**નામાંતર**—પાઇય માટે પાઇઅ, પાઉઅ, પાઉડ, પાઉય, પાગડ, પાગત, પાગય પાયઅ, પાયક અને પાયય એવા અન્ય નામો છે. આ પૈકી ' પાગત ' શબ્દ ઠાણ( ઠા ૭, સુ ૫૫૩ )મા, ' પાગય ' ક્ષમાશ્રમણ જિનભદ્રગણિકૃત **વિસેસાવસ્સયભાસ** ( ગા ૧૪૬૬ )ની હેમચન્દ્રસૂરિકૃત ટીકા ( પત્ર ૬૩૨ )મા, ' પાઉઅ ' [4]રાજશેખરકૃત **કપ્પૂરમંજરી** ( જવ ૧, શ્લો ૮ )મા અને ' પાયય ' શબ્દ [5]વાક્પતિરાજકૃત ગઉડવહ ( ગા ૯૨ )મા વપરાયેલો છે એવી રીતે અદ્ધમાગહી ( સ અર્ધમાગધી ) માટે [6]' આર્ષ ' એવો પ્રયોગ [7]સિદ્ધહેમચન્દ્ર( અ૦ ૮ )ની સ્વોપજ્ઞ વૃત્તિ વગેરેમાં કરાયેલો છે

---

૧ જુઓ ભરતનુ **નાટ્યશાસ્ત્ર** ( અ ૧૭, શ્લો ૧ ) ૨ એક ભાષાના વિશેષનામોનો બીજી ભાષામા અવતાર કેવી રીતે થાય છે એ હકીકત મે " ગુજરાતમિત્ર તથા ગુજરાતદર્પણ ' ના તા ૨૫–૭–૪૩ના અકમા " વિશેષ નામોનો અવતાર " એ લેખ દ્વારા વિચારી છે ૩ જુઓ ઠાણ ( ઠા ૭, સુ ૫૫૩ ), અણુઓગદાર ( સુ ૧૨૭ ) શૂદ્રકકૃત મૃચ્છકટિક ( અ ૩ ) અને જયવલ્લભકૃત **વજ્જાલગ્ગ** ( ગા. ૭ ) ૪ આનો સમય લગભગ ઇ સ ૯૦૦નો છે એઓ રાજા **મહેન્દ્રપાલ** ( ઇ. સ ૯૧૬ ) અને યુવરાજ **મહીપાલ**ના રાજગુરુ થાય છે ૫ એઓ ઇ સ ના આઠમા સૈકામા થયા છે ૬ 'આર્ષ' પ્રાકૃત'ની સમજૂતી માટે જુઓ ગૂજરાત વિદ્યાપીઠ દ્વારા પ્રકાશિત અને અ બેચરદાસ જીવરાજ દોશી દ્વારા રચિત **પ્રાકૃત વ્યાકરણ**ની પ્રસ્તાવના ૭ આના કર્તા 'કલિકાલસર્વજ્ઞ'

અર્થ—પાઇય એટલે શું એ એક ફૂટ પ્રશ્ન છે, કેમકે એના સ્વરૂપને નિહાળવાની વિવિધ[1] દૃષ્ટિ અનુસાર એના અર્થ કરાય છે. તેમાંના કેટલાક નીચે મુજબ છે:—

( ૧ ) અકૃત્રિમ યાને સ્વાભાવિક ભાષા તે ' પાઇય ' અને વ્યાકરણ વગેરે દ્વારા સંસ્કારિત ભાષા તે ' સંસ્કૃત. '[2]

( ૨ ) સામાન્ય જનતાની–પ્રાકૃત જનોની ભાષા તે ' પાઇય ' અને ખાસ કરીને શિષ્ટ વર્ગની ભાષા તે ' સંસ્કૃત '.

( ૩ ) સંસ્કૃતરૂપ પ્રકૃતિમાંથી ઉદ્ભવેલી ભાષા તે ' પાઇય '.[3]

---

હેમચન્દ્રસૂરિ ( વિ. સં. ૧૧૪૫–૧૨૨૯ ) છે એમણે ગુર્જરોને ' અસ્મિતા 'નો મંત્ર આપ્યો હતો. સ્વ. પ્રો. આનંદશંકર ધ્રુવે " ગુજરાતનું સંસ્કૃત સાહિત્ય " નામના લેખમા આ સૂરિને ઉદ્દેશીને નીચે મુજબ કથન કર્યું છે —

" સંસ્કૃત જેવા ગ્રન્થો ગુજરાતીમા રચીને પ્રેમાનન્દે જેમ ગુજરાતી ભાષા દીપાવી તેમ હેમચન્દ્રાચાર્યે જૈન શાસ્ત્રોમા બ્રાહ્મણ જેવા ભાષા અને સાહિત્યના ગ્રન્થોની જે ખોટ જણાતી હતી તે પૂરી કરવા શબ્દાનુશાસન, કાવ્યાનુશાસન વગેરે રચ્યા છે. એ ગ્રન્થો જો કે અનુકરણની અભિલાષામાંથી ઉદ્ભવ્યા છે, તથાપિ અર્વાચીન સમયના જૈન ગ્રન્થોમા તે યોગ્ય રીતે પ્રથમ પદ ભોગવે છે."

આ લેખ દિગ્દર્શન( પૃ. ૧૬ )મા છપાયો તે પૂર્વે "વસન્ત" ( વ. ૮, અં ૧૦ )મા વિ. સં ૧૯૬૫મા છપાયો હતો.

૧. આ ભિન્નતા પ્રમાણે પાઇય અને સંસ્કૃત વચ્ચેના જે વિવિધ સંબંધો યોજી શકાય તેમ છે તેનો નિર્દેશ મે " વાણીવિનોદ " ( પૃ. ૭૬ )મા કર્યો છે અને એ લેખ " The Sarvajanikan " (અ ૩૯, ઑક્ટોબર, ૧૯૩૯)મા છપાયો છે. ૨. શ્રીપ્રાકૃત વિજ્ઞાનપાઠમાલાના પ્રાસંગિક( પૃ ૧૩ )મા આ સંબંધમાં નીચે મુજબ ઉલ્લેખ છે –

" આનો અર્થ એ લેવાનો નથી કે–વ્યાકરણાદિના સંસ્કાર રહિત પ્રાણીઓનો હરકોઈ વચનવ્યાપાર તે પ્રાકૃત કહેવાય; પરંતુ પ્રાકૃત ભાષાના શબ્દો સંસ્કાર આપ્યા સિવાય આબાલગોપાલથી બોલી શકાય છે, તેમ સમજવાનું છે. "

૩. જુઓ ડૉ. એસ. એમ કાત્રેની Prakrit Languages and their contribution to Indian Culture નામની કૃતિ ( - )

( ૪ ) ઋગ્વેદના સમયની જે ભાષામાંથી ઋગ્વેદની ભાષા ઉત્પન્ન થઈ તે ' પાઇય '.

( ૫ ) ઋગ્વેદના પ્રણયન–સમય કરતાં પૂર્વેના સમયની જે ભાષામાંથી ઋગ્વેદની ભાષા ઉદ્ભવી તે પાઇય.[1]

( ૬ ) અતિશય પ્રાચીન કાળમાંના આપણા આ દેશમાંના નિવાસીઓની જે વ્યવહારની ભાષા હતી–જે કથ્ય[2] ભાષા હતી તે ' પાઇય. '

( ૭ ) ઋગ્વેદકાલીન સંસ્કૃતિ પંજાબમા ઉદ્ભવી તે સમયે મગધમાં બોલાતી ભાષા તે ' પાઇય '.

( ૮ ) ઋગ્વેદથી માંડીને તે અષ્ટાધ્યાયીના રચના–સમય સુધી એક જ જાતનો [3]જે ભાષાપ્રવાહ ઉત્તર ભારતમાં ચાલુ હતો એ ભાષા-

---

૧. આ અર્થ માટે જુઓ શ્રી કેશવરામ કાશીરામ શાસ્ત્રીએ રચેલ આપણા કવિઓ ( ઉપોદ્ઘાત પૃ ૨૪ ) અને પ્રભાતચન્દ્ર ચક્રવર્તીની કૃતિ નામે " The Linguistic Speculations of the Hindus " ( p. 294 ) ૨. પાઇયસદ્દમહણ્ણવના ઉપોદ્ઘાત( પૃ. ૧ )મા ભારતવર્ષની આધુનિક વ્યવહારની ભાષાઓના–કથ્ય ભાષાઓના ભેદ અને ઉપભેદો દર્શાવાયા છે —




જે ભાષા આર્ય નથી તે ' અનાર્ય ' ગણાય છે. અહીં ગણાવાયેલી અનાર્ય ભાષાઓ જોકે હિન્દના દક્ષિણ, ઉત્તર અને પૂર્વ ભાગમા બોલાય છે છતા જે ભાષાઓ સાથે હિન્દી વગેરેની વંશગત એકતા જણાતી નથી કે જે એકતા ફારસી, અંગ્રેજી, જર્મન વગેરે પણ જે એક પ્રકારની આર્ય ભાષા છે તેની સાથે જણાય છે. ૩ આવો ભાષાપ્રવાહ હોવાની સાબિતી એ છે કે ઋગ્વેદની સંકલનાના

પ્રવાહનું કથ્ય સ્વરૂપ તે 'પાઇય' અને સાહિત્યિક સ્વરૂપ તે 'સંસ્કૃત.'[૧]

---

સમયથી માંડીને તે **અષ્ટાધ્યાયી**ના પ્રણયન-સમય સુધીના કાળના ગ્રંથો મળે છે. લગભગ પાણિનિના સમયમાં એ પૂર્વેના કથ્ય સ્વરૂપનું સાહિત્યરૂપે વિશિષ્ટ રૂપાંતર થયેલું જોવાય છે. એ રૂપાંતરની ભાષા તે 'પાઇય' છે અને તે સમયની સંસ્કૃત ભાષાથી એમાં અનેક પ્રકારની ભિન્નતા છે.

૧. આ ઉપરાંત પાઇયના અર્થ નીચે પ્રમાણે પણ કરાય છે:—

(અ) જે ભાષામાં શ્રમણ ભગવાન્ **મહાવીરે** અને મહર્ષિ **બુદ્ધે** લોકોને ઉપદેશ આપ્યો તે 'પાઇય'.

(આ) જે ભાષાના મૌલિક સાહિત્ય ઉપરથી રામાયણ વગેરે અનેક ગ્રંથો સંસ્કૃતમાં રચાયા તે 'પાઇય'. જુઓ ડૉ. હર્મન યાકોબીનો "War das Epos und die profane Litteratur Indiens ursprunglish in Prakrit abgefasst" (શું વીરકાવ્ય અને મૌલિક લૌકિક ભારતીય સાહિત્ય પ્રાકૃતમાં રચાયેલાં હતાં?) નામનો લેખ. આ લેખ *ZDMG* (*Vol.* XLVIII, pp 407-417)માં ઈ. સ. ૧૮૯૪માં છપાયો છે.

(ઇ) જે ભાષાઓ આજે ઉત્તર હિન્દમાં કેટલાક સૈકાઓથી બોલાય છે તે 'પાઇય'.

(ઈ) આ પુસ્તક જે ભાષામાં મેં લખ્યું છે તે ભાષા 'ગુજરાતી' છે, પરંતુ આ ભાષા માટે 'ગુજરાતી' એવું નામ તો સૌથી પ્રથમ **પ્રેમાનંદે** (ઈ. સ. ૧૬૩૫-૧૭૩૩) **દશમસ્કન્ધ** (સોળમો અધ્યાય, કડવું ૫૪) નામની પોતાની કૃતિમાં એક સ્થળે વાપર્યું છે, પ્રાય બીજે બધે તો પ્રેમાનંદે પણ 'પ્રાકૃત' નામનો વ્યવહાર કર્યો છે. ઉપર્યુક્ત સ્થળે નીચે મુજબની પંક્તિ છે:—

"હવે ઉપની માહરે અભિલાખા બાંધું નાગદમણ ગુજરાતી ભાખા"

અનેક વિદ્વાનોએ પોતાની ગુજરાતી કૃતિઓને 'પ્રાકૃત' તરીકે ઓળખાવી છે. જેમકે વિ. સં. ૧૫૧૨માં **પદ્મનાભે** રચેલા **કાન્હડદે પ્રબંધને** પ્રથમ પદ્યમાં અને **અખાએ** પોતાની કવિતાને. વિશેષમાં ગુણરત્નસૂરિએ વિ. સં. ૧૪૬૬માં ઈડરમાં જે **ક્રિયારત્નસમુચ્ચય** રચ્યો છે તેના પ્રારંભમાં બાલાવબોધ માટે દર્શાવેલા વિભક્તિ-વિચાર-ઉક્તિ-પ્રકારનો 'પ્રાકૃત ભાષા' તરીકે નિર્દેશ છે. આ ઉપરાંત **નરસિંહ મહેતાએ સુરતસંગ્રામ કાવ્યને** અપભ્રષ્ટ ગિરામાં રચ્યાનો ઉલ્લેખ કર્યો છે.

**પ્રાકૃતની વ્યાખ્યા**—'પ્રાકૃત' શબ્દની વ્યાખ્યા અને વ્યુત્પત્તિ વિષે કેટનાક વૈયાકરણોએ અને કેટલાક અલકારશાસ્ત્રીઓએ પ્રાચીન સમયમા વિચાર કર્યો છે 'કલિકાલસર્વજ્ઞ' હેમચદ્રસૂરિ જણાવે છે —

"प्रकृति सस्कृतम् । तत्र भव तत आगत वा प्राकृतम्"[1]

"પ્રાકૃત' શબ્દ 'પ્રકૃતિ' ઉપરથી બન્યો છે, અને પ્રકૃતિનો અર્થ 'સસ્કૃત' છે એટલે એમા ઉત્પન્ન થયેલ કે એમાથી આવેલ તે 'પ્રાકૃત' છે આ મતલબના અન્ય કેટલાક ઉલ્લેખો નીચે મુજબ છે —

'प्रकृति सस्कृत, तत्र भव प्राकृतमुच्यते "—**પ્રાકૃતસર્વસ્વ**

"प्रकृति सस्कृत तत्र भवत्वात् प्राकृत स्मृतम्"—**પ્રાકૃતચન્દ્રિકા**

'प्रकृते. सस्कृतायास्तु विकृति प्राकृती मता "—**ષડ્ભાષાચન્દ્રિકા**

"प्राकृतस्य तु सर्वमेव सस्कृत योनि "—**પ્રાકૃતસંજીવની**

પાઇયના વૈયાકરણોએ પ્રકૃતિનો અર્થ 'સસ્કૃત' કરી એની જે ઉપર મુજબ વ્યાખ્યાઓ રજૂ કરી છે એમા (૧) અપ્રમાણિકતા, (૨) અવ્યાપકતા અને (૩) ભાષાતત્ત્વની સાથે અસગતતા એમ ત્રણ દોષો રહેલા છે આ સબધમા કોઇ એમ પ્રશ્ન પૂછે કે શુ હેમચન્દ્રસૂરિએ પણ આવી ભૂલ કરી છે તો એનો ઉત્તર એ છે કે એમ કેટલાકનુ માનવુ છે, પણ હુ આથી ભિન્ન મત ધરાવુ છુ **કાવ્યાનુશાસન**-(શ્લો ૬)ગત[2] "अकृत्रिमस्वादुपदा जैनीं वाचमुपास्महे "ની સ્વોપજ્ઞ

---

૧ જુઓ સિ૰ હે૰ (અ ૮, પા ૧, સૂ ૧)ની સ્વોપજ્ઞ વૃત્તિ આ 'પ્રકાશિકા' નામની સ્વોપજ્ઞ લઘુ વૃત્તિ ઉપર ઉદયસૌભાગ્યગણિએ **હૈમ પ્રાકૃતવૃત્તિ ઢુઢિકા યાને વ્યુત્પત્તિવાદ** રચેલ છે નરેન્દ્રચન્દ્રસૂરિએ આઠમા અધ્યાય ઉપર **પ્રાકૃતપ્રબોધ** નામની વૃત્તિ રચી છે જુઓ P L C I C (પૃ ૩૦) ૨ સરખાવો સિદ્ધસેન દિવાકરે રચેલ **દ્વાત્રિંશદ્દ્વાત્રિંશિકા** (૧-૧૮)ની નિમ્નલિખિત પંક્તિ—

'अकृत्रिमस्वादुपदैर्जन जिनेन्द्र। साक्षादिव पासि भापितै "

ટીકામા [1]હેમચન્દ્રસૂરિએ [2]'અકૃત્રિમ'નો સ્પષ્ટ અર્થ નીચે મુજબ કરી આપી ગેરસમજ થતી અટકાવી છે.—

"अकृत्रिमाणि–असंस्कृतानि, अत एव स्वादूनि मन्दधियामपि पेशलानि पदानि यस्यामिति विग्रहः"

સિ૦ હેની સ્વોપજ્ઞ વૃત્તિમા પ્રાકૃતની પ્રકૃતિ સંસ્કૃત છે એ જાતનુ જે કથન કરાયેલુ છે તે સિદ્ધાન્તના નિરૂપણરૂપ નથી, પરતુ એ તો એ વ્યાકરણની રચના–શૈલીને આભારી છે[3] એટલે કે જેમ અન્ય પાઇય ભાષાના વૈયાકરણોએ સંસ્કૃતના વ્યાકરણ દ્વારા પાઇયનુ વ્યાકરણ શિખવવાની પદ્ધતિ અખત્યાર કરી હતી તેમ તેમણે પણ આ પદ્ધતિ સ્વીકારતા પ્રકૃતિ તરીકે–મૂળ તરીકે સસ્કૃતનો ઉલ્લેખ કર્યો છે **રુદ્રટે કાવ્યાલકાર( ૨, ૧૨ )**મા નીચે મુજબના પદ્યમા સસ્કૃતની [4]પહેલાં પ્રાકૃતનો નિર્દેશ કર્યો છે —

"प्राकृतसंस्कृतमागधपिशाचभाषाश्च शौरसेनी च ।
षष्ठोऽत्र भूरिभेदो देशविशेषादपभ्रंशः ॥"

---

૧. આ સૂરિએ **રયણાવલિ** યાને **દેસીસદ્દસંગહ**મા અનાદિ પ્રવૃત્ત પ્રાકૃતવિશેષને 'દેસી' (સ. દેશી) તરીકે ઓળખાવી છે ૨. **સૂયગડનિજ્જુત્તિ** (ગા. ૧૯)ની ચુણ્ણિ( પત્ર ૧૭ )મા પાઇય ભાષાને સ્વાભાવિક અને સંસ્કૃતને કૃત્રિમ ગણી છે પ્રસ્તુત ઉલ્લેખ નીચે મુજબ છે —

"जीवस्स सामावियगुणेहिं ति पागतभासाए, स सभावगुण, वैकृतस्तु सस्कृतभाषा, आगन्तुक इत्यर्थः".

૩ **પ્રાકૃત ભાષાની ઉપયોગિતા** (પૃ. ૨૩)મા પ લાલચન્દ્ર ગાધીએ કહ્યુ છે કે "સસ્કૃતિ પરથી પ્રાકૃત શબ્દોનુ અનુશાસન કરવાનુ હોવાથી–સસ્કૃત પરથી પ્રાકૃત શીખવવાનુ હોવાથી તેવુ સૂચન છે તેનો આશય એ હોઈ શકે કે–સસ્કૃતમા અમુક અમુક પ્રકારનો ફેરફાર કરવાથી–સસ્કાર ખેચી લેવાથી પ્રાકૃતનો પ્રકાશ જોઈ શકાય". આ આશયને મળતુ કથન ગઉડવહમા છે જે આગળ ઉપર મે નોધ્યુ છે ૪ ના શા (અ ૧૭, શ્લો ૩૦)મા પણ પ્રથમ પ્રાકૃત અને પછી સંસ્કૃતનો નિર્દેશ છે.

। ઈ સ. ની અગિયારમી સદીમા થઈ ગએલા નમિ સાધુએ આની વ્યાખ્યા કરતા ' પ્રકૃતિ એ જ પ્રાકૃત ' એમ કહેવા ઉપરાંત સાથે સાથે અન્ય વ્યુત્પત્તિઓ પણ નીચે મુજબ નિર્દેશી છે.—

" प्राकृतेति । सकलजगज्जन्तूना व्याकरणादिभिरनाहितसस्कार सहजो वचनव्यापार प्रकृति, तत्र भव सैव वा प्राकृतम् । ' आरिसवयणे सिद्ध देवाण [1]अद्धमागहा वाणी ' इत्यादिवचनाद् वा प्राक्-पूर्वं कृत प्राक्कृत बालमहिलादिसुबोध सकलभाषानिबन्धनभूत वचनमुच्यते । मेघनिर्मुक्तजल-मिवैकस्वरूप तदेव विभेदानाप्नोति । अत एव शास्त्रकृता प्राकृतमादौ निर्दिष्ट तदनु सस्कृतादीनि । पाणिन्यादिव्याकरणोदितशब्दलक्षणेन सस्करणात् सस्कृतमुच्यते । "

કહેવાની મતલબ એ છે કે સકળ જગતના પ્રાણીઓના વ્યાકરણ વગેરેના સસ્કાર વિનાનો સ્વાભાવિક વચનવ્યાપાર તે ' પ્રકૃતિ '[2] છે એ [3]પ્રકૃતિમાથી ઉદ્ભવેલ તે ' પ્રાકૃત ' અથવા તો એ પ્રકૃતિ જ તે ' પ્રાકૃત ', અથવા આર્ષ વચનમા સિદ્ધ દેવોની ભાષા ' અદ્ધમાગહી ' છે ઇત્યાદિ વચન ઉપરથી ' પ્રાક્ ' એટલે ' પહેલા ' અને ' કૃત ' એટલે ' કરાયેલ ' અર્થાત્ પૂર્વે કરેલુ હોય તે ' પ્રાકૃત ' એમ સમજવાનુ છે આ અદ્ધમાગહી ભાષા બાળ, સ્ત્રી વગેરેને સુબોધ છે અને એ સમસ્ત ભાષાનુ મૂળ છે અને એ જ ' પ્રાકૃત ' છે આ ' પ્રાકૃત ' વાદળામાથી

---

૧ આને બદલે ' અદ્ધમાગહ ' અને ' અદ્ધમાગહી ' એવા પણ નામો જોવાય છે ૨ આ સબધમા PLOIC (p ૩)મા કહ્યુ છે કે જો વધારે વ્યાપક વ્યાખ્યા સ્વીકારાય તો પ્રકૃતિને અગેની આપણી ભાવના ( concept ) પ્રાચીન તેમજ પિશેલ જેવા બીજા વૈયાકરણોના પ્રયત્નથી અકાયેલી સીમાઓથી સ્વાભાવિક રીતે વિસ્તૃત બને છે અને આ વૈયાકરણોએ છોડી દીધેલી અનેક બોલીઓ અને ભાષાઓનો એમા સમાવેશ કરવાને આપણને સમર્થ બનાવે છે. ૩ ' પ્રકૃતિ ' શબ્દનો વિશિષ્ટ ઉપયોગ રઘુવશ ( સ. ૪, શ્લો. ૧૨ )ગત " राजा प्रकृतिरञ्जनात् ' માના ' પ્રકૃતિ 'ના પ્રયોગનુ સ્મરણ કરાવે છે

પડતા જળની માફક પહેલાં એક રૂપવાળું હોવા છતાં દેશના ભેદને લઈને તેમ જ સંસ્કાર કરવાથી ભિન્નતાને પામી સંસ્કૃત વગેરે અવાંતર વિશેષોને પામે છે. અર્થાત્ આ અદ્ધમાગહીરૂપ પાઇયમાંથી સંસ્કૃત તેમજ માગહી ( સં. માગધી ), પેસાઈ ( સં. પૈશાચી ) વગેરે જાતજાતની પાઇય ભાષા ઉદ્ભવી છે. આથી તો શાસ્ત્રકાર રુદ્રટે પ્રથમ પ્રાકૃતનો નિર્દેશ કરી ત્યાર બાદ સંસ્કૃત વગેરેનો નિર્દેશ કર્યો છે. પાણિનિ વગેરેનાં વ્યાકરણોમાં સૂચવાયેલા નિયમ અનુસાર પાઇય ભાષા સંસ્કાર પામતાં 'સંસ્કૃત' બને છે.

ભોજકૃત [1]**સરસ્વતીકંઠાભરણ**ના બીજા પ્રકરણના પ્રારંભમાં 'જાતિ' નામના શબ્દાલંકારનો ઉલ્લેખ છે. એમાં સંસ્કૃત, 'પ્રાકૃત' ઇત્યાદિ ભાષાઓનો પણ ઉલ્લેખ છે. આ પ્રસંગે 'પ્રાકૃત' સમજાવતી વેળા આજડે એની જે [2]વ્યાખ્યા આપી છે તે નમિ સાધુએ આપેલી

૧. આ **સરસ્વતીકંઠાભરણ**માં લાટી, અવન્તિકા અને માગધી એમ જે ત્રણ રીતિઓ ગણાવાઈ છે તેનો આ પૂર્વે કોઈએ ઉલ્લેખ કર્યો જણાતો નથી, કેમકે **કાવ્યાદર્શ**માં વૈદર્ભી અને ગૌડી એ બેનો અને આઠમા સૈકાના અંતમાં થઈ ગયેલા **વામન**કૃત **કાવ્યાલંકારવૃત્તિ**માં વૈદર્ભી, પાંચાલી અને ગૌડી એમ ત્રણેનો ઉલ્લેખ છે.

૨. "संस्कृतादिर्वाग् जातिः । जातिनामा शब्दालङ्कार उच्यते इति सम्बन्धः । सा च पाणिन्याद्युक्तव्याकरणोदितशब्दलक्षणेन संस्कारात् संस्कृता प्रोच्यते । 'आदि'शब्दात् प्राकृत-शौरसेन-मागध-पिशाचा-ऽपभ्रंशवाचां परिग्रहः । तत्र सकलबालगोपालाङ्गनाहृदयसंवादी निखिलजगज्जन्तूनां शब्दशास्त्राकृतविशेषसंस्कारः सहजो वचनव्यापारः समस्तेतरभाषाविशेषाणां मूलकारणत्वात् प्रकृतिरिव प्रकृतिः । तत्र भवा सैव वा प्रकृतिः ।... सा पुनर्मेघनिर्मुक्तजलपरम्परेवैकरूपाऽपि तत्तद्देशादिविशेषात् संस्कारकरणाच्च भेदान्तरानाप्नोति । अत इयमेव शूरसेनदेशवास्तव्यजनताकिंचिदापादितविशेषलक्षणा भाषा शौरसेनी भण्यते ।"

ઉપર્યુક્ત વ્યાખ્યાને પૂરેપૂરી મળતી આવે છે, અને એમાં શાબ્દિક સામ્ય પણ છે.[1]

**પાઇય શબ્દની સાધુતા અને પ્રામાણિકતા**—સંસ્કૃત શબ્દ જ સાધુ છે અને પાઇય શબ્દ અસાધુ છે અને એથી એ પ્રમાણભૂત નથી એ મતની આલોચના અકલંકકૃત **લઘીયસ્ત્રય** ( પરિ૦ ૬, શ્લો૦ ૬૫ )ની ન્યાયકુમુદચન્દ્ર નામની ટીકામાં કરતી વેળા એના ટીકાકાર પ્રભાચન્દ્રસૂરિએ સિદ્ધ કર્યું છે કે જે શબ્દ સત્ય અર્થનું પ્રતિપાદન કરે તે 'સાધુ' છે અને જે ન કરે તે 'અસાધુ' છે. વિશેષમાં તેમણે એમ પણ કહ્યું છે કે જેમ સંસ્કૃત શબ્દ સંસ્કૃત વ્યાકરણથી સિદ્ધ કરાય છે તેમ પાઇય શબ્દ પાઇય વ્યાકરણથી સિદ્ધ કરાય છે. આ ઉપરાંત આ પ્રસંગે તેમણે "प्रकृतेर्भवं प्राकृतम्" એ વ્યુત્પત્તિનુ નિરસન કરી "प्रकृतिरेव प्राकृतम्" એવી વ્યુત્પત્તિ પૃ. ૭૬૪માં સૂચવી છે કે જેનો નિર્દેશ નમિ સાધુએ પણ કરેલો છે.

**પાઇય ભાષાની ઉત્પત્તિ**—આ સંબંધમાં [2]વિવિધ મતો છે.

---

૧. ઉપર્યુક્ત અવતરણ તેમજ એનો ભાવાર્થ "ભારતીય વિદ્યા"( વ. ૩, અં. ૧ )માં "આજડે કરેલી 'પ્રાકૃત ભાષા'ની વ્યાખ્યા" એ લેખ (પૃ. ૨૩૨)મા છે.

૨. લૌકિક પાણિનીય સંસ્કૃતમાથી પાઇય ભાષા ઉદ્ભવી છે એવો મત પાઇયના કેટલાક વૈયાકરણોએ રજૂ કર્યો છે. વળી અલંકારશાસ્ત્રોના કેટલાક ટીકાકારોએ પણ તત્સમ અને તદ્ભવ શબ્દોમા રહેલા 'તત્' શબ્દનો સબધ સંસ્કૃત સાથે જોડીને આવો મત દર્શાવ્યો છે. જુઓ **વાગ્ભટાલંકાર** ( ૨–૨ )ની ટીકા તેમજ **કાવ્યાદર્શ** ( ૧, ૩૩ )ની પ્રેમચન્દ્ર તર્કવાગીશકૃત ટીકા.

કોઇ કોઈ આધુનિક વિદ્વાનો પાઇયની ઉત્પત્તિ વૈદિક સંસ્કૃતમાથી થઇ એમ માને છે. દાખલા તરીકે શ્રી. ચતુરભાઈ પટેલે **જૂની ગુજરાતી ભાષા**( પૃ. ૩ )માં આ મતનું પ્રતિપાદન કર્યું છે અને એના સમર્થનાર્થે એમણે પૃ. ૩–૫માં વૈદિક ભાષા અને પાઇય ભાષા વચ્ચે રહેલી કેટલીક સમાનતા નોંધી છે. **પાલીપ્રકાશના** પ્રવેશક( પૃ. ૩૪–૩૬ )માં પણ એના લેખક નામે **વિધુશેખર** ભટ્ટાચાર્યે આ મત દર્શાવ્યો છે.

આ પૈકી પહેલો મત તો વજૂદ વિનાનો છે, કેમકે પાઇય ભાષાની જનની

તેમાં પં. હરગોવિન્દદાસનું કહેવું એ છે કે વૈદિક સંસ્કૃત ભાષા જેમાથી ઉદ્ભવેલી છે તે જ ભાષામાંથી પાઇય ભાષા ઉત્પન્ન થઇ છે. એમણે આ મત બે ભાષા વચ્ચે રહેલા સામ્ય જોઇને દર્શાવ્યો છે[૧]

---

લૌકિક સંસ્કૃત માનવામા ઘણા દોષો છે એ ઉપરાત 'દેશ્ય' શબ્દોની ઉત્પત્તિ આ સસ્કૃતમાથી સિદ્ધ થઈ શકતી નથી એ પણ વિચારવા જેવી બાબત છે.

સામાન્ય રીતે એમ મનાય છે કે પાઇય એ સંસ્કૃતનુ કેવળ ભ્રષ્ટ રૂપ છે, પણ આ મત ભૂલભરેલો માલમ પડયો છે એમ ડૉ. દિનેશચન્દ્ર સરકારે કલકત્તા વિદ્યાપીઠ તરફથી ઇ. સ ૧૯૪૩મા પ્રસિદ્ધ થયેલા એમના પુસ્તક A grammar of the Prakrit language based mainly on Vararuchi's Prākritaprakāśa (પૃ. ૧)મા કહ્યુ છે

પાઇય ભાષા પહેલી કે સસ્કૃત એ સબધમા સ્વ મણિલાલ નભુભાઈ દ્વિવેદીકૃત **સિદ્ધાન્તસારમા** ઊહાપોહ છે

**પ્રાકૃતમાર્ગોપદેશિકાના** પરિચય( પૃ. ૧ )મા બેચરદાસે નીચે મુજબ કથન કર્યું છે —

"વૈદિક ( વેદોની મૂળ ) ભાષાનુ અને પ્રાકૃત ભાષાનુ મૂળ બંધારણ ઘણું મળતુ આવે છે. તે બેમા મોટો ભેદ ઉચ્ચારણનો છે. અને એ ભેદને લીધે તે બન્નેને જુદી જુદી ભાષા સમજવામા આવી છે—ગણવામા આવી છે."

કેટલાક વ્યજનો સ્વાભાવિક રીતે જલદી બોલતા એક બીજામા મળી જાય છે. અથવા રૂપાતર પામે છે કે ઘસાઈ જઇ સ્વરાવશેષી બને છે. આ પ્રકારનું ઉચ્ચારણોનુ પરિવર્તન વૈદિક સંસ્કૃતમા તેમજ પાઇયમા થે છે ઉપર્યુક્ત પરિચય-(પૃ ૭)મા ઉચ્ચારણભેદ થવાના ચૌદ કારણો ગણાવાયા છે —

(૧) બોલનારના શરીર ઉપર થતી ભૌગોલિક અસર, (૨) ઉચ્ચારણ-સ્થાનોમા થતા ફેરફાર, (૩) સ્પષ્ટ ઉચ્ચારણને માટે જોઇતા શારીરિક બળનો હ્રાસ, (૪) લખનારાઓની બેદરકારી, (૫) પર પરાને જ માન્ય રાખવાનો આગ્રહ, (૬) બીજી પ્રજાનો સહવાસ, (૭) ધર્મક્રાંતિ, (૮) રાજસત્તા, (૯) ભાષાસંબંધી આદરનો ઘટાડો, (૧૦) પડિતોનો ઉન્માદ, (૧૧) છેકા મારેલા શબ્દો ઉપરથી નવા શબ્દોની કલ્પના, (૧૨) વાચનારાઓનો શ્રમ, (૧૩) લખેલુ તેવુ જ વાચવુ, અને (૧૪) અનુવાદ કરવામા અસાવધાનતા.

૧. જુઓ પા૦ સ૦ મ૦નો ઉપોદ્ઘાત ( પૃ ૧૧ ).

૩ વિધુશેખર ભટ્ટાચાર્યે પાલીપ્રકાશ( પ્રસ્તાવના પૃ. ૩૬ )માં એવો એક મત દર્શાવ્યો છે કે આર્ય અને અનાર્ય ભાષાઓના નિકટ સંસર્ગમાંથી ઉદ્ભવેલી–વિકસેલી ભાષા તે પાઇય ભાષાનું આદિમ સ્વરૂપ છે.

આ સંબંધમાં વિચાર કરતાં મને એમ ભાસે છે કે ઋગ્વેદના પ્રણેતાઓએ અને એને ધાર્મિક ગ્રન્થ માનનારાઓએ ( જે પંજાબમાં હતા કે અન્ય દેશમાંથી પંજાબમાં આવ્યા હશે ) ધીરે ધીરે પૂર્વ તરફ છેક મગધ સુધી અને દક્ષિણમાં વિન્ધ્યાચળ સુધી પોતાનું વર્ચસ્વ જમાવ્યું હશે. એ વિજેતાઓની ભાષા જીતાયેલી પ્રજાઓની એક કે અનેક ભાષા સાથે સંપર્કમાં આવી. એ સપર્કમાંથી જીતાયેલી પ્રજાની ભાષાએ નવું રૂપ ધારણ કર્યું અને એ રૂપ તે પાઇય ભાષાનો એક પ્રકાર છે,

**પાઇય ભાષામાંથી સંસ્કૃતનો ઉદ્ભવ**—આપણે પૃ. ૧૦માં જોઈ ગયા તેમ સિદ્ધસેન દિવાકરે અને હેમચન્દ્રસૂરિએ જિનવાણીને 'અકૃત્રિમ' કહી છે એટલે એમની દૃષ્ટિએ સંસ્કૃત ભાષા 'કૃત્રિમ' છે, કારણ કે પાઇય ભાષા સાધારણ જનતાની માતૃભાષા હોવાથી અકૃત્રિમ યાને સ્વાભાવિક છે, જ્યારે સંસ્કૃત ભાષા વ્યાકરણના વિવિધ સંસ્કારરૂપ બનાવટથી પરિપૂર્ણ હોવાથી કૃત્રિમ છે. આમ સસ્કૃત ભાષા પાઇયમાંથી ઉદ્ભવી છે. આ કેવળ જૈન વિદ્વાનોનો જ મત છે એમ નથી પણ કેટલાક અજૈન ગ્રંથકારોએ પણ આવો અભિપ્રાય ઉચ્ચાર્યો છે. ઉદાહરણાર્થે રુદ્રટનો જે ઉલ્લેખ ટાંક્યો છે તે અત્રે વિચારી શકાય. વળી ગઉડવહના નિમ્નલિખિત પદ્યમાં આ વાત છેઃ—

"सयलाओ इमं वाया विसंति एत्तो य णेन्ति वायाओ ।
"एन्ति समुद्दं चिय णेन्ति सायराओ च्चिय जलाइं ॥ ९३ ॥"[1]

આ ઉપરાંત ઇ. સ.ની દસમી સદીમાં થઈ ગયેલા 'યાયાવરીય' રાજશેખરે આ મત બાલરામાયણમાં નીચે મુજબ વ્યક્ત કર્યો છેઃ—

---

૧. આ ( પાઇય ) ભાષામાં સર્વ ભાષાઓ પ્રવેશ પામે છે અને એમાથી સર્વ ભાષાઓ નીકળે છે. પાણીઓ સમુદ્રમાં જ પ્રવેશ કરે છે અને સમુદ્રમાથી જ ( બાષ્પ રૂપે ) બહાર નીકળી જાય છે.

यद् योनिः किल संस्कृतस्य सुदृशां जिह्वासु यन्मोदते
यत्र श्रोत्रपथावतारिणि कटुर्भाषाक्षराणां रसः ।
गद्यं चूर्णपदं पदं रतिपतेस्तत् प्राकृतं यद्वच—
स्ताँल्लाटाँल्ललिताङ्गि ! पश्य नुदती दृष्टेर्निमेषव्रतम् ॥[1]

આ ઉપરથી એ વાત તો સુસ્પષ્ટ થાય છે કે આ ગ્રંથકારોના મતે પાઇય ભાષા સંસ્કૃતમાંથી ઉદ્ભવી નથી.

**પાઇયના પ્રકારો**—આપણા કવિઓના ઉપોદ્ઘાતમાં ભાષાના ઉદ્ભવનો વિચાર કરાયો છે. એમાં [2]ત્રિરોઝની ભાષાના બે પ્રકારો અને એ દરેકના ઉપપ્રકારો ( એકંદરે અગિયાર ) ગણાવાયા છે. આમાં 'આર્ય' ભાષાનો એક ઉપપ્રકાર તરીકે ઉલ્લેખ છે.

[3]શુદ્ધ આર્ય

| ગાથા–અવેસ્તા ( ઇરાનિયન )[5] | પૈશાચ ( ડાર્ડિક ) | ભારતી[4] ( વૈદિક ) |
|---|---|---|

[6]ભારતીના પ્રકારાદિ નીચે પ્રમાણે છેઃ—

---

૧. જે ખરેખર સંસ્કૃતનું ઉત્પત્તિસ્થાન છે, જે સુંદર નેત્રવાળી( સ્ત્રીઓ )ની જીભોને આનંદ પમાડે છે, જે કર્ણપથે અવતરતા–સંભળાતા ( અન્ય ) ભાષાના અક્ષરોનો રસ કડવો લાગે છે, અને જેનું ચૂર્ણ પદવાળું ગદ્ય કામદેવના પદ જેવું છે એ પ્રાકૃત વચન જેમનું છે તે ( ભરુચ, વડોદરા વગેરે શહેરવાળા ) લાટ ( દેશના ) લોકોને હે મનોહર અંગવાળી ( સુંદરી )! દૃષ્ટિના નિમેષવ્રતને દૂર કરતી ( અર્થાત્ આંખના પલકારા કર્યા વિના ) તું જો. ૨. જુઓ પૃ. ૨૩. ૩. એજન, પૃ. ૨૪. ૪. સુનીતિકુમાર ચેટરજીનું Indo-Aryan and Hindi એ પુસ્તક અમદાવાદથી ઇ. સ. ૧૯૪૨માં બહાર પડ્યું છે. ડૉ. કત્રેના વિલ્સન ભાષાશાસ્ત્રવિષયક વ્યાખ્યાનો Some problems of Historical Linguistics in Indo-Aryanના નામથી મુંબઇ વિદ્યાપીઠે ઇ. સ. ૧૯૪૪માં પ્રસિદ્ધ કર્યા છે. ૫. કૌસગત લખાણ મૂળ લેખકનું છે. ૬. જુઓ આ૦ કoનો ઉપોદ્ઘાત (પૃ. ૨૪).




દ્વૈતીયિક પ્રાકૃતોનું વિભાગીકરણ નીચે મુજબ છેઃ[1]—




૧. એન્જન, પૃ. ૨૮. ૨. આ૦ ૪૦ (ઉપોદ્ઘાત અને પરિશિષ્ટો)ના ઇ. સ ૧૯૪૬ના દ્વિતીય મુદ્રણમા પરિશિષ્ટ ૧મા પૃ. ૩૨-૩૩મા દ્વૈતીયિક પ્રાકૃતોની 'વર્ણમાળા' અપાઇ છે અને પરિશિષ્ટ ૨મા પૃ. ૩૪-૫૩મા 'દ્વૈતીયિક મુખ્ય

**થર અને કાલમાન**—જેમ સંસ્કૃતના વૈદિક સંસ્કૃત, [1]બ્રાહ્મણ-સંસ્કૃત, નિરુક્ત-સંસ્કૃત, પાણિનીય સંસ્કૃત યાને લૌકિક સંસ્કૃત, ગાથા સંસ્કૃત, અને [2]જૈન સંસ્કૃત એમ વિવિધ પ્રકારો ગણાય છે તેમ પાઇય ભાષાના પણ તેના વિવિધ થર( સં. સ્તર )ની અપેક્ષાએ તેમજ ભૌગોલિક દૃષ્ટિએ અને અન્ય દૃષ્ટિકોણો અનુસાર પ્રકારો પડાય છે, અને એ દરેક પ્રકારને 'પાઇય' એવું સામાન્ય નામ અપાય છે.

વૈદિક ભાષાના રંગ જેવા રંગવાળી અને પાણિનીય સંસ્કૃતના સહવાસથી સુવાસિત બનેલી ભાષા પણ એક પ્રકારની પાઇય ભાષા છે. પાઇય ભાષાના જે [3]ત્રણ થર ગણાવાય છે તેમાંના બીજા થરની ભાષા તે આ છે. એનો સમય ઇ. સ પૂર્વે ૬૦૦ થી ઇ સ ૯૦૦ સુધીનો ગણાય છે.

પહેલા થરની પાઇય ભાષાનું—આદિમ પાઇયનું કાલમાન ઇ સ. પૂર્વે ૨૦૦૦ થી ઇ સ. પૂર્વે ૬૦૦ સુધીનું મનાય છે; કેમકે ઉપલબ્ધ થતા ઋગ્વેદનું ભાષાસ્વરૂપ ઇ. સ. પૂર્વે ૨૦૦૦ વર્ષ જેટલું તો પ્રાચીન છે જ.

---

પ્રાકૃતો'નો–( અ ) અશોકની ભાષા, ( આ ) પાલિ અને અર્ધમાગધી, ( ઇ ) શૌરસેની–મહારાષ્ટ્રી પ્રાકૃત, અને ( ઈ ) માગધીનો સંક્ષિપ્ત પરિચય અપાયો છે.

૧ જુઓ પૃ ૫. ૨ Some aspects of Jaina Sanskrit નામનો જે લેખ Festschrift Wakernagel ( પૃ. ૨૨૦ ઇત્યાદિ )માં છપાયો છે એ ઉપરથી આવું નામ બ્લૂમફીલ્ડે પ્રચલિત કર્યું છે એમ જાણી શકાય છે. વિશેષમાં એના અર્થની મર્યાદા ડૉ ઉપાધ્યેએ બૃહત્કથાકોશના અંગ્રેજી ઉપોદ્ઘાત ( પૃ. ૧૧૦–૧૧૧ )માં આંકી છે. ૩. ભાષામાં થયેલા અને થતાં પરિવર્તનો અને એના વિકાસને લક્ષ્યમાં રાખી એના યુગો પડાય છે, જોકે ભાષાનું સ્વરૂપ નિરંતર પરિવર્તનશીલ છે એટલે એના ક્યા સ્વરૂપને યુગચિહ્ન ગણવું એ બાબત સર્વાંશે એકવાક્યતા હોવાનો ઓછો સંભવ રહે છે. દા. ત. વિચારો ગુજરાતી ભાષાના પ્રાચીન, મધ્યકાલીન અને અર્વાચીન યુગ સંબંધી નરસિંહરાવે, કે. હ ધ્રુવે અને કે. કા. શાસ્ત્રીએ આંકેલી મર્યાદાઓ.

ત્રીજા થરની પાઇય ભાષા એટલે ભારતીય [1]આધુનિક આર્ય ભાષાઓ [2] એનો સમય ઇ સ ૯૦૦થી આજ દિન સુધીનો છે

ઉપલબ્ધ ઋગ્વેદમાં જે ભાષાના દર્શન થાય છે એ ભાષા લોકભાષાનું સાહિત્યની દૃષ્ટિએ સસ્કારિત કરાયેલુ સ્વરૂપ છે, અને એ લોકભાષા અથવા તો એની જનની તે પહેલા થરની પાઇય ભાષા છે

અત્યારે ગુજરાતની સામાન્ય જનતાની રોજના વ્યવહારની ગુજરાતી ભાષા અને એ જ ગુજરાતના સાક્ષરવર્ગની સાહિત્યિક કૃતિમા નજરે પડતી ગુજરાતી ભાષા જેમ મૂળે એક હોવા છત રગે ભિન્ન જણાય છે તેમ પહેલા થરની પાઇય ભાષા અને ઋગ્વેદની ભાષા માટે પણ સમજવુ ઉચિત જણાય છે

ઉપર્યુક્ત ત્રણ થરો પૈકી બીજા થરની પાઇય ભાષા પા૦ સ૦ મ૦ના ઉપોદ્ઘાત( પૃ ૧૨-૧૩ )મા ત્રણ યુગોમા વિભક્ત કરાયેલી છે —

પ્રથમ યુગ ( ઇ સ પૂર્વે ૪૦૦-ઈ સ ૧૦૦ )

( ૧ ) હીનયાન બૌદ્ધોના ત્રિપિટક મહાવશ અને જાતક વગેરેની પાલિ ભાષા.

( ૨ ) પૈશાચી અને ચૂલિકાપૈશાચી

( ૩ ) જૈન અગગ્રથોની અર્ધમાગધી ભાષા

( ૪ ) અગ ગ્રથોથી ભિન્ન પ્રાચીન સૂત્રોની અને પઉમચરિય વગેરેની જૈન મહારાષ્ટ્રી ભાષા

---

૧ હવે આને 'પ્રાકૃત' નામ આપવુ યોગ્ય નથી ૨ જુઓ ચેઇયવદણ ભાસના જ્ઞાનવિમલસૂરિએ વિ સ ૧૭૫૮મા રચેલા વાર્તિકમાની નીચેની પક્તિ —

'ચૈત્યવદના ભાષ્ય તેહના વાર્તિક પ્રાકૃત ભાષા પ્રતિ લિખુ છઉ

શાલિસૂરિકૃત વિરાટપર્વની વિ સ ૧૬૦૪મા લખાયેલી પ્રતિના પ્રારભમા નીચે પ્રમાણેની પક્તિ છે —

'અ પિ મૂ વચન તૂ હૅસવાણી દુ કરઉ નિરસિ પ્રાકૃત વાણી

ઈ સ ૧૬૧૫( ? )થી ઈ સ ૧૬૭૫( ? )ના ગાળામા થઇ ગયેલા અખાએ પણ ગુજરાતી ભાષા માટે 'પ્રાકૃત' એવો શબ્દ વાપર્યો છે.

( ૫ ) અશોકના શિલાલેખોની તેમજ અન્ય પ્રાચીન શિલાલેખોની ભાષા.
( ૬ ) અશ્વઘોષના નાટકની ભાષા.

મધ્ય યુગ ( ઈ. સ. ૧૦૦—ઇ. સ. ૫૦૦ )

( ૧ ) ભાસના નાટકોની અને કાલિદાસ વગેરેના નાટકોની શૌરસેની, માગધી અને મહારાષ્ટ્રી ભાષાઓ.
( ૨ ) સેઉબન્ધ, ગાહાસત્તસઈ વગેરે કાવ્યોની મહારાષ્ટ્રી ભાષા
( ૩ ) પ્રાકૃત વ્યાકરણોમાં જેના લક્ષણ અને ઉદાહરણ મળે છે તે મહારાષ્ટ્રી, શૌરસેની, માગધી, પૈશાચી અને ચૂલિકાપૈશાચી ભાષાઓ.
( ૪ ) દિગમ્બરીય ગ્રંથોની શૌરસેની અને એના પછીના સમયના શ્વેતામ્બર ગ્રંથોની જૈન મહારાષ્ટ્રી ભાષા
( ૫ ) ચડના વ્યાકરણમાં નિર્દેશાયેલી અને વિક્રમોર્વશીયમાં વપરાયેલી અપભ્રંશ ભાષા

શેષ યુગ ( ઇ સ ૫૦૦-ઇ. સ. ૧૦૦૦ )

ભિન્ન ભિન્ન દેશોની પરવર્તી કાળની અપભ્રંશ ભાષાઓ

પ્રકારો—પહેલા થરની પાઇય ભાષામાં રચાયેલું સાહિત્ય આજે ઉપલબ્ધ નથી, જ્યારે બીજા અને ત્રીજા થરની પાઇય ભાષાના સાહિત્યની વાત જુદી છે આથી જે ભાષાને વિશિષ્ટ રીતે ' પ્રાકૃત ' કહેવામા આવે છે તેના એટલે કે બીજા થરની પાઇય ભાષાઓના પ્રકારો હુ વિચારીશ.

ના૦ શા૦( અ ૧૭, શ્લો. ૪૮ )મા સાત જાતની પાઇય ભાષાનો ઉલ્લેખ છે ( ૧ ) માગધી, ( ૨ ) [1]અવન્તિજા, ( ૩ ) પ્રાચ્યા, ( ૪ ) સૂરસેની, ( ૫ ) અર્ધમાગધી, ( ૬ ) વાહ્લીકા, અને ( ૭ ) દાક્ષિણાત્યા.

પાઇય ભાષાના ઉપલબ્ધ થતા વ્યાકરણોમા વરરુચિનો પ્રાકૃતપ્રકાશ

---

૧ માર્કંડેયે પ્રાકૃતસર્વસ્વ( પૃ ૨ )મા આને ' આવન્તી ' તરીકે ઓળખાવી છે.

પ્રાચીનમાં પ્રાચીન ગણાયો છે. એ વ્યાકરણ (૧૦-૧, ૨; ૧૧-૧; ૧૨, ૩૨ )માં ( ૧ ) માહારાષ્ટ્રી, ( ૨ ) શૌરસેની,[૧] ( ૩ ) માગધી અને ( ૪ ) [૨] પૈશાચી એમ ચાર નામો અપાયેલા છે.

છઠ્ઠી સદીમાં થઇ ગયેલા દંડીના કાવ્યાદર્શ ( ૧, ૩૪-૩૫ )માં મહારાષ્ટ્રાશ્રયા, શૌરસેની, ગૌડી અને લાટી એ નામો છે.

સિ૦ હે૦( અ૦ ૮ )માં પ્રાકૃતપ્રકાશમાં નિર્દેશાયેલી ચાર ભાષાઓ ઉપરાંત [૩]આર્ષ, [૪]ચૂલિકાપૈશાચી અને. અપભ્રંશ એમ ત્રણ ભાષાઓનો ઉલ્લેખ છે એટલે કે એમાં [૫]સાતનો ઉલ્લેખ છે. ત્રિવિક્રમ, લક્ષ્મીધર વગેરે વૈયાકરણો હેમચન્દ્રસૂરિની આ કૃતિને અનુસર્યા છે. માર્કણ્ડેયે પ્રાકૃતસર્વસ્વમાં નીચે મુજબ પાઇય ભાષાના સોળ ભેદો-ઉપભેદોનો નિર્દેશ કર્યો છે:—

ભાષા—મહારાષ્ટ્રી, શૌરસેની, પ્રાચ્યા, અવન્તી અને માગધી.

વિભાષા—શાકારી, ચાડાલી, શબરી, આભીરિકા અને ટાક્કી

---

૧. ચંડકૃત પ્રાકૃતલક્ષણ ( ૩, ૩૮ )મા આને 'માગધિકા' તરીકે ઓળખાવી છે. ૨. પ્રાકૃતલક્ષણ ( ૩, ૩૮ )મા આનો 'પૈશાચિકા' તરીકે નિર્દેશ છે ૩. જુઓ સિ૦ હે૦ ( ૮-૧-૩ ) ૪ એજન ( ૮-૪-૨૬ ). ૫ પણ્હાવાગરણ( સુ. ૨૪ )મા સત્ય ભાષા વિષે ઉલ્લેખ કરતી વેળા ભાષાના બાર પ્રકારનો નિર્દેશ કરાયો છે. આની અભયદેવસૂરિકૃત વૃત્તિ ( પત્ર ૧૧૮ અ )માં એ મતલબનું સ્પષ્ટીકરણ છે કે પ્રાકૃત, સંસ્કૃત, માગધ, પૈશાચ, શૌરસેની અને દેશોની ભિન્નતાને લઇને અનેક ભેદવાળો અપભ્રંશ એમ છ ભાષાઓ છે આને અંગે નીચે મુજબનું અવતરણ અપાયું છે:—

" प्राकृत-संस्कृतभाषा मागध-पैशाच-शौरसेनी च ।
षष्ठोऽत्र भूरिभेदो देशविशेषादपभ्रंश. ॥ "

આ છ ભાષાઓના ગદ્ય અને પદ્ય એમ બબ્બે ભેદો ગણતા ભાષાના બાર પ્રકાર પડે છે. આ બબ્બે ભેદોનું સૂચન શું વિલક્ષણ નથી? શું ગદ્યની અને પદ્યની ભાષામા અમુક અમુક તફાવત હોય છે એને ઉદ્દેશીને આવું કથન કરાય?

અપભ્રંશ—નાગર, વ્રાચડ અને ઉપનાગર

પૈશાચી—કૈકેય, સૌરસેન અને પાચાલ

પ્રાકૃતકલ્પતરુમાં મિશ્રાર્ધમાગધીનો ઉલ્લેખ છે.

ના૦ શા૦( અ૦ ૧૭, શ્લો૦ ૪૯; કાવ્યમાલા, દ્વિતીય સસ્કરણ )માં શકાર આભીર, ચડાળ, શબર, દ્રમિલ અને આન્ધ્રમા જન્મેલ અને વનેચરની ભાષાને 'વિભાષા' કહી છે[૧]

[૨]ઉપપ્રકારો—પાઇયના ત્રણ પ્રકાર–માહિલિક ભાષા અને અશોકની

૧. આ ઉપરાત અનેક જાતની પાઇય ભાષાના નામો સંગીત, નાટ્ય અને અલંકારને લગતા સાહિત્યમાંથી તેમજ નાટકોની સસ્કૃત ટીકાઓમાંથી આપણને મળે છે દા. ત. ભરતે રચેલા ગણાતા ગીતાલકાર નામના સંગીતના ગ્રન્થના ૈદમા 'ભાષાલક્ષણ' નામના અધ્યાયમા ૪૨ ભાષાનો ઉલ્લેખ છે, જોકે એમા લગભગ ત્રીસના જ નામ જોવાય છે વિશેષમા આમા આ દરેક ભાષાના લક્ષણના ઉદાહરણરૂપે એકેક પદ્ય છે. આ સમસ્ત અધ્યાય ડૉ. કત્રેએ "Names of Prakrit Languages" નામના પોતાના લેખના અતમા પરિશિષ્ટ રૂપે આપેલ છે, અને આ લેખમા એમણે ૨૯ ભાષાઓ વિષે ક્યા ક્યા ઉલ્લેખ છે તેની સક્ષિપ્ત નોધ લીધી છે.

નાટકને અગે એક ઉદાહરણ રજૂ કરીશ વિવિધ પાઇય ભાષાના ભડારરૂપ મૃચ્છકટિકની પૃથ્વીધરકૃત ટીકામા શૌરસેની અને માગધી એ સુપ્રસિદ્ધ પાઇય ભાષાઓ ઉપરાત અવન્તિજા ( આવન્તી ), પ્રાચ્યા, શાકારી, ચાણ્ડાલી અને ઢક્ક-( ઢક્કી )નો નિર્દેશ છે.

અલકારશાસ્ત્રને અગે વિચારીશુ તો સરસ્વતીકઠાભરણની આજડકૃત ટીકામા અને સાહિત્યદર્પણમા પાઇય ભાષાના નામ છે.

૨. પાઇય ભાષાના જે વિવિધ ઉપપ્રકારો અહીં ગણાવાયા છે તેમા પરસ્પર બહુ જ ઓછી ભિન્નતા છે એટલે કે એને તો એનુ ઉપલબ્ધ સ્વરૂપ જોતા ભાષા ન કહેતા 'બોલી' કહેવી વધારે ઉચિત સમજાય છે માળવા, કોકણ પૂના, સતારા અને નાગપુરના મરાઠી ભાષાભાષીઓની મરાઠી ભાષામા જેટલો ભેદ છે તેના કરતા પણ કેટલાક ઉપપ્રકારોમા તો ઓછો ભેદ છે. આ સબધમા બીજું ઉદાહરણ ગુજરાતી ભાષાનુ આપી શકાય. સુરતી ગુજરાતી, ચરોતરી ગુજરાતી,

ધર્મોજ્ઞાની–શિલાલેખોની ભાષા એમ બે પ્રકારો પડી શકે છે. મરહટ્ટીનો એક ઉપપ્રકાર તે 'પાઇણ્ણ મરહટ્ટી' (સં. પ્રાચીન માહારાષ્ટ્રી) છે. એમાં બહુ થોડા અક્ષરોનો લોપ થયેલો જોવાય છે. ચંડે જે પાઇણ્ણ મરહટ્ટીનાં લક્ષણો આપ્યાં છે તે જઇણ્ણ અદ્ધમાગહીમાં અને જઇણ્ણ મરહટ્ટીમાં જોવાય છે. મરહટ્ટીના એક ઉપપ્રકાર તરીકે જઇણ્ણ મરહટ્ટીનો ઉલ્લેખ કરાય છે અને આ ભાષા જૈન આગમોની નિજ્જુત્તિ, ભાસ વગેરેમાં વપરાયેલી છે. આ ભાષાનું 'જઇણ્ણ મરહટ્ટી' એવું નામ [1]આધુનિક વિદ્વાનોએ કલ્પ્યું છે, અને તેમ કરવામાં તેમનો હેતુ, નાટકોમા વપરાયેલી 'મરહટ્ટી' થી આ કેટલીક બાબતમાં ભિન્ન છે એ દર્શાવવાનો છે. જ૦ મ૦ ઉપર જ૦ અ૦ મા૦ની વિશેષ અસર જોવાય છે. આ અસર જેમ જેમ ઓછી થતી ગઈ તેમ તેમ આ જ૦ મ૦ નાટકમા વપરાયેલી મરહટ્ટીની વધારે ને વધારે સમીપ આવતી ગઈ. કેટલાક વિદ્વાનો મરહટ્ટીને સમસ્ત પાઇય ભાષાઓના સાભરૂપ ગણે છે તો કેટલાક સોરસેણીનો આ પ્રકારે નિર્દેશ કરે છે. મરહટ્ટીને સંસ્કૃતમાં દાક્ષિણાત્યા, આવન્તી અને વાહ્લીકા પણ કહી છે, જોકે છેલ્લી બેથી આ થોડેક અંશે ભિન્ન છે.

આપણે ઉપર જોઇ ગયા તેમ અ૦ મા૦નો એક ઉપપ્રકાર તે 'જ૦ અ૦ મા૦' છે. નાટકોમા જે અ૦ મા૦ વપરાયેલી છે અને જે માગહીને મળતી આવે છે તેમાં અને આ જ૦ અ૦ મ૦માં અંતર છે. વળી જ૦ અ૦ મા૦ એ મરહટ્ટી કરતાં પ્રાચીન તેમજ એના પાયારૂપ છે.

નાટકોમાં નાયિકા અને એની સખીઓ જ્યારે ગદ્યમાં બોલે છે ત્યારે તેઓ સોરસેણી (સં. શૌરસેની)નો ઉપયોગ કરે છે. ઈ. સના પહેલા સૈકામાં–ઇ સ. ૭૮માં વિદ્યમાન અને સુવર્ણાક્ષીના પુત્ર તરીકે

---

પ્રહિયાવાડી ગુજરાતી અને એ બધી ગુજરાતી ભાષાઓમાં જેટલો તફાવત છે તેનાથી ઓછો તફાવત કેટલાક ઉપપ્રકારોમાં છે.

૧. સમરાઇચ્ચકહાની પ્રસ્તાવના (પૃ. ૨૧–૨૨)માં ડૉ. યાકોબીએ "જૈન માહારાષ્ટ્રી પ્રાકૃત" એ નામકરણ વિષે ઊહાપોહ કર્યો છે.

સુપ્રસિદ્ધ અશ્વઘોષે રચેલા **શારિપુત્રપ્રકરણ** નામના નાટકમાં વપરાયેલી સોરસેણી 'પાઈણુ સોરસેણી' ગણાય છે, જ્યારે **ભાસ,** શૂદ્રક અને કાલિદાસનાં નાટકોમાંની સોરસેણી ભાષા એથી અર્વાચીન ગણાય છે. દિગંબરોના **પંચત્થિકાય, દવ્વસંગહ** વગેરે ગ્રંથોની ભાષા 'જઇણુ સોરસેણી' કહેવાય છે અને એમાં જ૦ અ૦ મા૦નો પાસ જોવાય છે.

ના૦ શા૦(અ. ૧૭, શ્લો. ૪૮)માં જે 'પ્રાચ્યા'નો ઉલ્લેખ છે એને જો **માર્કંડેયે** વર્ણવેલી 'પ્રાચ્યા ભાષા' ગણીએ તો આ સોરસેણીથી ભાગ્યે જ ભિન્ન ગણાય. વિદૂષકની ભાષા પ્રાચ્યા છે, સોરસેણી ભાષા બીજી બધી પાઇય ભાષાઓ કરતાં સંસ્કૃતની વધારે નિકટ છે.

માગહીના ઉપપ્રકારો તરીકે શાકારી, ચાડાલી, અને ઢક્કી કે ટક્કી એ ભાષાઓનો નિર્દેશ કરાય છે.

પેસાઈનો કેકેય (સં. કૈકેય), સોરસેણુ (સં શૌરસેન) અને પચાલ (સ પંચાલ) એમ ત્રણ ઉપપ્રકારો ગણાવાય છે.

ચૂલિયા(સં ચૂલિકા)પેસાઇ એ પેસાઇનો એક પ્રકારનો વિકાસ ગણાય છે, અને એની સ્વતત્ર ગણના હેમચન્દ્રસૂરિએ અને લક્ષ્મીધરે કરી છે

જેને સામાન્ય રીતે 'અપભ્રંશ'(પા. અવબ્ભંસ) તરીકે ઓળખાવાય છે, જેને વિદ્યાપતિકૃત **કીર્તિલતામાં** 'અવહટ્ટ' (સં. અપભ્રષ્ટ)[1] કહી છે અને જેને **અબ્દુર રહેમાને**[2] [3]**સનેહયરાસય**(શ્લો૦

---

૧. **સુરતસંગ્રામ**(૭૨, ૨)મા ગુજરાતી ભાષાને માટે આ શબ્દનો પ્રયોગ થયો છે. ૨. જુઓ ડૉ કત્રેનો લેખ "A Muslim Contribution to Apabhrams'a Literature". આ લેખ "Karnatak Historical Review" (Vol. IV)મા પ્રસિદ્ધ થયેલો છે. ૩. આ **સંનેહરાસય** કૃતિ સન્દેશરાસક એ નામથી સિંધી જૈન ગ્રન્થમાલા તરફથી સસ્કૃત ટિપ્પણરૂપ વ્યાખ્યા સહિત ઇ સ. ૧૯૪૫મા પ્રકાશિત થઇ છે. અન્તમા શબ્દ-કોશ છે અને પ્રારંભમા અંગ્રેજી વ્યાકરણ વગેરેના ઊહાપોહવાળી પ્રસ્તાવના છે

૬ )મા ' અવહટ્ટ ' (સ. અપભ્રષ્ટ) કહી છે એ અવહટ્ટ( સં. અપભ્રષ્ટ )ના અનેક પ્રકારો છે પ્રાકૃતસર્વસ્વ ( પૃ ૨ )મા એના ૨૭ પ્રકારો ગણાવાયા છે [1]એ પૈકી હુ અહીં તો વ્રાચડ, નાગર, ગૌર્જર અને લાટ એ ચારનો ઉલ્લેખ કરુ છુ વ્રાચડમાથી સિન્ધી ભાષા ઉદ્ભવી છે

શ્રી કે. કા શાસ્ત્રીએ "ગૌર્જર અને નાગર અપભ્રશ" નામનો [2]લેખ લખ્યો છે

વર્ગીકરણ—વિવિધ પ્રકારની પાઇય ભાષાઓને અને વિભાષાઓને તેના નામના ઉત્પત્તિકારણને ઉદ્દેશીને ત્રણ વર્ગોમા વહેચી શકાય જેમકે ઘણીખરી ભાષાઓના નામ ભૌગોલિક વિભાગને અનુસરે છે આવા નામો રજૂ કરતી વેળા પા૦ સ૦ મ૦ના ઉપોદ્ઘાત( પૃ ૫ )મા ઊહાપોહ કરાયેલો છે એનો સાર નીચે મુજબ છે.—

ના૦ શા૦ મા ગણાવાયેલી સાતે ભાષાઓ, ચણ્ડ પ્રાકૃત વ્યાકરણમા નિર્દેશેલી પૈશાચિકી અને માગધિકા, કાવ્યાદર્શમા ઉલ્લેખાયેલી ચારે ભાષાઓ, હેમચન્દ્ર વગેરેએ ગણાવેલ માગધી, [3]શૌરસેની, પૈશાચી અને ચૂલિકાપૈશાચિક, પ્રાકૃતસર્વસ્વમા પ્રાકૃતચન્દ્રિકાના જે કેટલાક પદ્યો ઉદ્ધૃત કરાયા છે તેમા સૂચવાયેલી મહારાષ્ટ્રી આવન્તી, શૌરસેની અર્ધ-માગધી, વાહ્લીકી માગધી પ્રાચ્યા અને દાક્ષિણાત્યા એ આઠ ભાષાઓ, છ વિભાષા પૈકી દ્રાવિડ અને ઓડ્રજ એ બે વિભાષા, અગિયાર પિશાચ-ભાષાઓમાથી કાચીદેશીય, પાડ્ય પાચાલ ગૌડ, માગધ, વ્રાચડ દાક્ષિણાત્યા, શૌરસેન, કૈકય અને દ્રાવિડ એ દશ પિશાચ-ભાષાઓ અને સત્તાવીસ અપભ્રશોમાથી વ્રાચડ લાટ, વૈદર્ભ, બર્બર આવન્ત્ય, પાચાલ ટાક્ક, માલવ, કૈકય, ગૌડ, ઉડ્ર, હૈવ, પાડ્ય, કૌન્તલ, સિહલ, કાલિગ, પ્રાચ્ય,

---

1 આ પૈકી ૨૩ અપભ્રશોના નામ પૃ ૨૬–૨૭મા અપાયેલા છે 2 આ લેખ "શ્રી ફાર્બસ ગુજરાતી સભા મહોત્સવ ગ્રન્થ' (પૃ ૫૯–૮૦)મા છપાયો છે. 3 શૂરસેન દેશનુ મુખ્ય નગર મથુરા ગણાતુ મુખ્યપણે આ મથુરા અને એના આસપાસના પ્રદેશમા એક વેળા બોલાતી ભાષા તે 'સોરસેણી' આ પ્રદેશમા એક કાળે પ્રવર્તતી આદિમ પાઇય ભાષામાથી આ ભાષા ઉદ્ભવી છે

કાર્ણાટ, કાચ, દ્રાવિડ, ગૌર્જર, આભીર અને મધ્યદેશીય એ તેવીસ અપભ્રંશો એ ભિન્ન ભિન્ન દેશ સાથે સબધ ધરાવે છે ?

'પેસાર્ડ ભાષા' એ નામ એ બોલનાર 'પિશાચ' જાતિ ઉપરથી પડેલુ છે એમ કેટલાક માને છે અને આ જાતિના મૂળ વતન તરીકે ઉત્તર-પશ્ચિમના પજાબના પ્રાત પ્રદેશનો અથવા અફ્ઘાનિસ્તાનના પૂર્વ પ્રાન્ત-ભાગનો નિર્દેશ કરે છે

'અવહટ્ટ' એ નામ એ ભાષામા વપરાયેલા પરતુ ચાલુ શિષ્ટ વ્યાકરણથી સિદ્ધ નહિ થનારા એના શબ્દો અને રૂપો ઉપરથી યોજાયુ છે એટલે કે આ નામ વર્ણનાત્મક છે એમ કેટલાક વિદ્વાનોનુ કહેવુ છે

PLCIC ( પૃ ૯–૧૦ )મા મધ્યકાલીન ભારતીય આર્ય ભાષાત્મક સાહિત્યના સાત વર્ગો સૂચવાતી વેળા ( ૧ ) ધાર્મિક, ( ૨ ) સાહિત્યિક, ( ૩ ) નાટકીય, ( ૪ ) વૈયાકરણોએ નિર્દેશેલ, ( ૫ ) બૃહદ્ભારતીય ( extra-Indian ) અને ( ૬ ) શિલાલેખ સબધી એમ ૭ જાતના 'પ્રાકૃત'નો નિર્દેશ કરાયો છે

**નાટકો અને પાઇય ભાષા**—પ્રાચીન સમયના ઉત્તર હિંદના નાટકો સસ્કૃત અને પાઇય એમ બે ભાષામા રચાયેલા છે એ બધા યે નાટકો આજે ઉપલબ્ધ નથી પણ ઓછામા ઓછા દોઢસો નાટકો મળે છે[૨] આ બધામા **શારિપુત્રપ્રકરણ** નામનુ નાટક સૌથી પ્રાચીન છે આ નાટકનુ પૂરૂ નામ [૩]**શારદ્વતીપુત્રપ્રકરણ** છે બીજા બે અજ્ઞાતકર્તૃક ( અશ્વઘોષ ? ના નાટકોમાના એકમા બુદ્ધિ, કીર્તિ અને ધૃતિ

૧. જુઓ ષડ્ભાષાચન્દ્રિકા ૨ જુઓ A Bibliography of the Sanskrit Drama (pp 24–97 ) by Montgomery Schuyler. ૩ આના અકોની સંખ્યા નવની છે આ નાટક પૂર્ણ મળ્યુ નથી, પણ આનંદની વાત છે કે એની કુશાનના સમયની બ્રાહ્મી લિપિમા લખાયેલી જે તાડપોથી મળી છે ( જુઓ P L C I C નુ પૃ ૨૮ ) તેમા ઉપર્યુક્ત બિના છે એટલુજ નહિ પણ બીજા બે નાટકોનો ખડિત ભાગ પણ છે. એનો સામાન્ય દેખાવ વગેરે જોતા એ પણ અશ્વઘોષની કૃતિઓ હોવાનો વિશેષ સંભવ છે

જેવા [1]રૂપકાત્મક પાત્રોના પાઠ અને સંવાદ છે. બુદ્ધિ વગેરે ત્રણ પાત્રો સંસ્કૃત ભાષા બોલે છે.

બીજા નાટકની હકીકત રૂપક કરતા વધારે મનોરંજક છે. તેમા મગધવતી ગણિકા, [2]કૌમુદગન્ધ નામનો [3]વિદૂષક, રાજપુત્ર ધનંજય, સોમદત્ત, શારિપુત્ર, મૌદ્ગલ્યાયન અને એક દાસી એમ સાત પાત્રો છે.

આ નાટકો રૂપક અને ગણિકા–નાટક તરીકે ઓળખાય છે પાત્રોની ભાષામા ભિન્નતા હોવી જોઇએ એ સિદ્ધાંત આ નાટકોમા પણ ચરિતાર્થ થતો જોવાય છે

અશ્વઘોષના પછી પરંતુ ઇ. સ ૩૫૦ કરતા તો પહેલા થઈ ગયેલા ભાસે રચેલા મનાતા તેર નાટકો અને શૂદ્રકકૃત મૃચ્છકટિક પ્રાચીન નાટકોમા અગ્ર સ્થાન ભોગવે છે કાલિદાસ, ભવભૂતિ વગેરેએ પણ નાટકો રચ્યા છે, પણ તે આટલાં પ્રાચીન નથી કેટલાક કાલિદાસને શૂદ્રકના પુરોગામી તરીકે ઓળખાવે છે, પણ મારુ માનવુ એથી જુદુ છે ભાસે રચેલા દૂતવાક્ય નામના નાટકમા ઓપાત્રની પેઠે પાઇય ભાષાનો પણ અભાવ છે. એવી રીતે કર્પૂરમંજરી નામના [4]સટ્ટકમાં સંસ્કૃતનો અભાવ છે આવા અપવાદો બાદ કરતા પ્રત્યેક નાટકમાં સંસ્કૃત તેમજ પાઇય એમ ઉભય ભાષાને સ્થાન અપાયેલુ છે ઇ. સ. ૧૪૦૦ની આસપાસ થઈ

---

૧. આ હકીકત યશ:પાલકૃત મોહપરાજય નાટકનુ, કૃષ્ણમિશ્રે રચેલા પ્રબોધચન્દ્રોદયનુ અને કવિ કર્ણપૂરે રચેલા ચૈતન્યચન્દ્રોદયનુ સ્મરણ કરાવે છે.
૨. આનો અર્થ 'કુમુ-ગન્ધનો પુત્ર' એમ થાય. ૩ આને અંગે જે એક અન્ય ડચ ભાષામા હુઝિંગ (Huizinga) દ્વારા ઇ. સ ૧૮૯૭મા લખાયેલો છે એની નોંધ રસવિમર્શ (પૃ ૪૨૬)મા લેવાયેલી છે આ ગ્રન્થનુ અંગ્રેજી નામ The Vidushaka in the Indian Theatre છે. ૪ આ સટ્ટકમા સટ્ટકનુ લક્ષણ નીચે મુજબ અપાયુ છે —

"सट्टकं प्राकृताशेषपाठ्यं स्यादप्रवेशकम् ।
न च विष्कम्भोऽप्यत्र प्रचुरश्चाद्भुतो रस ॥"

કયેલા વિદ્યાપતિએ પોતે રચેલાં સંસ્કૃત–પ્રાકૃત નાટકોમાં 'મૈથિલી' ભાષામાં પદ્યો આપ્યાં છે.

**સંસ્કૃત નામકરણ**—આપણે નાટકોના નામ સંસ્કૃતમાં રજૂ કરાતાં જોઇએ છીએ, પણ એથી કંઇ એ સમસ્ત નાટકો એ જ ભાષામાં છે એમ નથી. સંસ્કૃતમાં [1]નામ હોવાનું કારણ તો એ છે કે [2]પ્રાયઃ સૂત્રધાર નાટકનો નિર્દેશ કરે છે અને એ પાત્ર મુખ્યતયા સંસ્કૃત બોલે છે. 'મુખ્યતયા' કહેવાનું કારણ એ છે કે ચારુદત્તમાં સૂત્રધાર પ્રાકૃત બોલે છે અને મૃચ્છકટિકમાં સૂત્રધાર સંસ્કૃતમાં શ્લોક બોલ્યા પછી પ્રાકૃતમાં–સૌરસેણીમાં બોલે છે.

નાટકોમા સસ્કૃત તેમ જ પ્રાકૃત એ બંને ભાષાને સ્થાન છે. તેમ છતા આજે કેટલાક વર્ષો થયા એ નાટકોનો 'સસ્કૃત નાટક' તરીકે કેટલાકે ઉલ્લેખ કર્યો છે, અને આજે પણ કેટલાક તેમ કરે છે. આથી આમ કરવું તે ન્યાય્ય છે કે નહિ તે આપણે વિચારીશું. આને અંગે ત્રણ પ્રશ્નો ઉદ્ભવે છે:—

(૧) 'સસ્કૃત નાટક' એવો [3]પ્રયોગ ક્યારથી મળી આવે છે?

(૨) આ પ્રયોગ કરનારનો તેમ કરવામા શો ઉદ્દેશ રહેલો હતો?

(૩) આ પ્રયોગનો પ્રચાર કેવી રીતે થયો?

'સસ્કૃત નાટક' એ નામ ઓગણીસમી સદીની પ્રસાદી છે અને એ

---

૧ કેટલાક નાટકના ગુજરાતી અનુવાદમા દી. બ. કે. હ ધ્રુવના અનુવાદોમા તે તે નાટકનુ નામ ગુજરાતીમા રજૂ કરાયેલુ છે. સસ્કૃત અને પ્રાકૃત ભાષાનું ઉચ્ચારણ વિચારતા બને ભાષાની સમાન સપત્તિરૂપે નાટકનું નામ યોજી શકાય તેમ છે. ૨. ભાસના નાટકોમા નાટકનુ નામ સૂચવનાર પાઠનો અભાવ છે. ૩. **સંસ્કૃત નાટ્યશાસ્ત્રના વિકાસની રૂપરેખામા** એના કર્તા પ્રા માંકડે આવો પ્રયોગ કર્યો છે. જુઓ પૃ. ૧, ૧૦૪ ઇત્યાદિ P L C I C (p 1)મા **Sanskrit plays** એવો ઉલ્લેખ છે. ડા. કીથે પોતાના ગ્રન્થનુ નામ "The Sanskrit Drama" રાખ્યું છે

નામ સંસ્કૃત સાહિત્યના પ્રબોધકાળના પ્રેરક બળના ઉત્સાહને આભારી છે એનો પ્રયોગ ચાલુ કરનારાનો મોટો ભાગ પાઇય સાહિત્યથી બહુ જ થોડો પરિચિત હતો અને તેમનો સંસ્કૃત તરફ અતિશય પક્ષપાત હતો અને તે પણ એટલો બધો કે ભંડારોમા હાથપોથીઓની તપાસ કરતા પાઇય કૃતિઓ જડી આવતી તો તેની ઉપેક્ષા કરવા સુધીની તેઓ મનોદશા સેવતા હતા

નાટકનુ નામ સંસ્કૃત છે વાસ્તે એને 'સંસ્કૃત નાટક' કહેવુ એવી દલીલ તો થઇ શકે તેમ નથી પણ નાટકનો નાયક સંસ્કૃત બોલે છે માટે એને 'સંસ્કૃત નાટક' કહેવુ એ દલીલમા તો કાઇક વજુદ છે, કેમકે એમ માનનાર કહી શકે તેમ છે કે ઘરમા–કુટુબમા–સંસ્થામા પણ મુખ્ય વ્યક્તિના નામથી એ ઘર–કુટુબ–સંસ્થા ઓળખાવાય છે, પરતુ અહીં એ પ્રશ્ન ઉદ્‌ભવે છે કે જેમ નાયક સંસ્કૃત ભાષામા બોલે છે તેમ નાયિકા અને એ બેનો પુત્ર પણ પાઇયમા બોલે છે તો નાયક કરતા નાયિકા ઊતરે જ છે એવો નિયમ જ્યા સુધી સિદ્ધ ન કરી શકાય અને કેટલાક નાટકના નામમા પણ નાયકને બદલે કેવળ નાયિકાનુ નામ જોવાય છે એ વસ્તુ ધ્યાનમા લેવાનુ ભુલાય નહિ ત્યા સુધી તો એવો પ્રયોગ ઉચિત ન ગણાય વિશેષમા આવો પ્રયોગ અનભિજ્ઞ જનોને ભ્રમનુ કારણ થઇ પડે તેમ છે, કેમકે તેઓ તો નાટક સર્વથા સંસ્કૃતમા હશે એમ માનવા આથી પ્રેરાય

નાટકની કેટલીક મુદ્રિત આવૃત્તિઓમા કેટલેક વખત થયા પાઇયને [1]સ્થાને તેની છાયા રજૂ કરાય છે અને મૂળ પાઇય લખાણને છાયાનુ સ્થાન અપાય છે એ પણ ઠીક નથી પછી ભલેને બચાવ કા ન કરાય કે સંસ્કૃત વિદ્યાર્થીઓની અનુકૂળતા માટે આમ કરાય છે?

હાલમા કેટલેક વખત થયા પાઇય સાહિત્યનો વિશેષ અભ્યાસ થવા માડ્યો છે એ સારી વાત છે એનુ મહત્ત્વ ધીરે ધીરે પણ સંગો-

---

1 સ્થાનભેદથી પાઇયનુ અકારણ મહત્ત્વ ઘટે છે કે નહિ એ પણ એક પ્રશ્ન છે

રીતે સમજાતું જાય છે એ પણ આનંદનો વિષય છે, પણ મને ભય રહે છે કે જો સંસ્કૃતનો અનાદર કરવા જેટલી હદે પાઇય સાહિત્યનો કોઇ વિદ્વાનને નાદ લાગશે તો તે નાટકને 'પાઇય નાટક' કહેવા લલચાશે અને પાઇયનો પ્રભાવ વિસ્તરતાં અન્ય જનો પણ તેમ કરવા પ્રેરાશે. અલબત્ત, આ પ્રયોગની વાસ્તવિકતા માટે તેઓ એમ કહી શકશે કે દરેક નાટકમાં સંસ્કૃતભાષી પાત્રોની સંખ્યા કરતા પાઇયમાં બોલનારની સખ્યા વિશેષ છે અને બીજું, ઉપલબ્ધ નાટકો જોતાં તેમાં સંસ્કૃત કરતાં પાઇયનો હિસ્સો વધારે છે એટલે અધિકતાની દૃષ્ટિએ એ કથન વ્યાજબી છે; પણ તેમને પણ મારું તો એ નમ્ર સૂચન છે કે આવું વલણ લેવું અનુચિત છે. નાટક એ સંસ્કૃત અને પાઇયની સહિયારી મિલકત છે અને એનો ઉપભોગ કરનારા સસ્કૃતજ્ઞો અને પ્રાકૃતજ્ઞો બંને છે તો એ મિલકતનું નામ 'દ્વૈભાષિક નાટક' કે 'પ્રાચીન ભારતીય નાટક' જેવું રખાય તો કેમ? આને બદલે 'વ્યામિશ્રક' એવો પ્રયોગ જે રામાયણ( ૬૨, ૧, ૨૭ )મા થયેલો છે અને જેનો અર્થ ટીકાકારે 'મિશ્ર ભાષામાં રચાયેલ' એમ કરેલો છે તે શબ્દ વપરાય ખરો ?

**પાત્રોની ભાષા**—ના. શા. (અ. ૧૭, શ્લો. ૫૧–૫૮)માં ક્યા પાત્રે કઇ ભાષા બોલવી તે સબધી નીચે મુજબ નિર્દેશ છેઃ—

| પાત્ર | ભાષા | પાત્ર | ભાષા |
|---|---|---|---|
| નોકર, રાજપુત્ર, શેઠિયો | અર્ધમાગધી | ખસ, શકાર, ઘોષક અને એવા બીજા | ખસના દેશની ભાષા(ખાસી) |
| ધૂર્ત | અવન્તિજા | પુલ્કસ | ચાંડાલી |
| હાથી, ઘોડાં, બકરાં, ઊંટ વગેરે ઘોષ સ્થાનમાં વસનાર | આભીર કે શાબરી | કિતવ ( દ્યુતકાર ), નાગરિક (નગરરક્ષક), સુભટ | દાક્ષિણાત્યા |

| પાત્ર | ભાષા | પાત્ર | ભાષા |
|---|---|---|---|
| વનચર | દ્રામડી | ઉદીચ્ય | વાહ્‌લીક |
| રાજાનું અંતઃપુર<br>સુરંગ ખોદનાર<br>ખાતર પાડનાર<br>અશ્વરક્ષક<br>આપત્તિગ્રસ્ત નાયક | માગધી | અંગારકાર<br>શિકારી<br>કાષ્ઠ-ત્રોપજીવી | શકાર ભાષા અને કંઈક અંશે વાનૌકસી |
| | | નાયિકા,<br>એની સખી[1] | શૂરસેની |
| વિદૂષક વગેરે | પ્રાચ્યા | | |

ભાસે પોતે નાટ્યશાસ્ત્રનો કોઇ ગ્રન્થ રચ્યો હતો એમ મનાય છે[2] પણ એવો ગ્રન્થ જ્યાં સુધી મળે નહિ ત્યાં સુધી આ સબંધમાં કંઇ વિશેષ કહી શકાય તેમ નથી. ના૦ શા૦ પછીની કેટલીક કૃતિમાં પાત્રોની ભાષા વિષે ઊહાપોહ છે અને કેટલીક વાર એમાં વિસંવાદ પણ જોવાય છે. આની ઝીણવટમાં અહીં ન ઉતરતાં એટલું જ નોંધીશ કે ભાવ-પ્રકાશન પ્રમાણે [3]ભાસકૃત ચારુદત્તમા ચારુદત્તની પત્નીએ સસ્કૃત

1. 'સાહિત્યદર્પણ(૩, ૬૮-૭૩ અને ૮૬)મા જાતજાતની સ્ત્રીઓનો ઉલ્લેખ છે. ૨. અભિજ્ઞાનશાકુન્તલ ઉપરની રાઘવભટ્ટકૃત ટીકામાના નિમ્ન-લિખિત ઉલ્લેખ ઉપરથી ભાસ નામના નાટ્યશાસ્ત્રી થઇ ગયાનું અનુમાન સં. ના. વિ ૩. (પૃ. ૧૫)મા દોરાયુ છેઃ—

" भासेनापि आशीर्नमस्क्रियावस्तु इत्यादावेवाशीर्निबद्धा "

૩. ભાસના નાટકોની સંસ્કૃત ભાષા 'જોકે પાણિનિના વ્યાકરણને મોટે ભાગે અનુસરે છે, છતા પ્રસંગોપાત્ત અનેક સ્થળે એમાં આ વ્યાકરણના નિયમોનું ઉલ્લંઘન કરનારા પ્રયોગો જોવાય છે.' દાખલા તરીકે અનિયમિત સંધિ, પરસ્મૈપદને બદલે આત્મનેપદનો પ્રયોગ અને એથી વિપરીત, ક્રિયાપદના સાદા અને પ્રેરક પ્રયોગોનો ગોટાળો તેમજ અનિયમિત સમાસો. 'આ વિશિષ્ટતાઓ શાને આભારી છે? આના મને બે ઉત્તરો સ્ફુરે છે.

(૧) પાણિનિના વ્યાકરણ ઉપરાંત અન્ય વૈયાકરણનો ભાસ ઉપર પ્રભાવ

ભાષા બોલવી જોઇતી હતી, કેમકે એ કુલજા છે; છતાં એ પાઇય ભાષા બોલાતી આલેખાઇ છે.

મૃચ્છકટિકમાં એકંદરે ૩૦ પાત્રો છે. એમાં ચારુદત્ત ( નાયક ), વિટ, આર્યક અને બ્રાહ્મણ ચોર શર્વિલક સંસ્કૃત ભાષા બોલે છે; બાકીનાં પાત્રો પાઇય બોલે છે. પાઇય બોલનારનો નિર્દેશ પૃથ્વીધરે મૃચ્છકટિકની [1]વિવૃતિના પ્રારંભમા નીચે મુજબ કર્યો છે:—

| પાત્રો | | ભાષા |
|---|---|---|
| વીરક ( નગરરક્ષક )<br>ચન્દનક ( નગરરક્ષક ) | | અવન્તિજા [2]( ૨ ) |
| સરથાનક ( શકાર )=રાષ્ટ્રિય=પાલકનો સાળો— | શકારી | અપભ્રંશ(૫) |
| આહાન્ત અને ગોહ ( બે ચંડાળ )— | ચાણ્ડાલી | |
| માથુર ( સભિક, જુગારખાનાનો સંચાલક )— | ઢક્ક | |
| દર્દુરક ( જુગારી ) | | |
| મૈત્રેય ( વિદૂષક ) | | પ્રાચ્ય ( ૧ ) |

( ૨ ) પાઇય ભાષાની છાયા.

માલવિકાગ્નિમિત્ર( અં. ૧ )મા "ગુહ્ણુ મવ મણાદિ"માં મણાદિ રૂપ છે અને ઐતરેય બ્રાહ્મણ ( અ. ૩૩ )મા " चराति चरतो भगः " પંક્તિગત चराति રૂપ છે તો શુ એ પાઇયને આભારી છે?

૧. આમા લગભગ શરૂઆતમા કેટલીક ભાષાઓના લક્ષણો છે—

" शौरसैन्यवन्तिजा प्राच्या एतासु दन्त्यसकारता । तत्रावन्तिजा रेफवती लोकोक्तिबहुला । प्राच्या स्वार्थिककारप्राया । मागधी तालव्यशकारवती । शकारी-चाण्डाल्योस्तालव्यशकारता रेफस्य च लकारता । वकारप्राया ढक्कविभाषा ।
संस्कृतप्रायत्वे दन्त्यतालव्यसशकारद्वययुक्ता च ।
अपार्थमक्रमं व्यर्थं पुनरुक्त हतोपमम् । लोकन्यायविरुद्धं च शकारवचन विदुः ॥"

૨ આ પાત્રોની સખ્યા સૂચવે છે.

| પાત્રો | ભાષા |
|---|---|
| સંવાહક ( ભિક્ષુ થનાર )<br>સ્થાવરક ( શકારનો નોકર )<br>કુંભીલક ( વસન્તસેનાનો નોકર )<br>વર્ધમાન ( ચારુદત્તનો નોકર )<br>ભિક્ષુ<br>રોહસેન ( ચારુદત્તનો પુત્ર ) | માગધી ( ૬ ) |
| [illegible] | શૌરસેની (૧૧) |

વસન્તસેનાની દાસી છત્રધારિણી, વસન્તસેનાના નોકર ભંધુલ, વસન્તસેનાના સાથી વિટ અને કામરથની ભાષા વિષે સૂચન નથી !

પાઇયનો ઉપહાસ !—પાઇય ભાષા એ નીચ પાત્રોની ભાષા છે એમ કહી એનો કેટલાક ઉપહાસ કરે છે. આ સંબંધમાં હું એટલું જ કહીશ કે જે ભાષામાં આર્ય સંસ્કૃતિના અદ્વિતીય પ્રતિનિધિરૂપ મહાવીરે અને બુદ્ધે કલ્યાણકારી ઉપદેશ આપ્યો છે, જેને એકસરખી રીતે મદ જનો તેમજ મેધાવી સમજી શકે એવી યોગ્યતા ધારણ કરી છે અને જેનો ઉપયોગ એક સમયે અસંસ્કારી ચંડાળ અને બ્રાહ્મણ તેમજ રંક અને રાય પણ કરતા હતા, અને જેના શાસ્ત્રીય અભ્યાસ વિના આપણા દેશની પ્રાચીન સંસ્કૃતિનો અભ્યાસ અશક્ય નહિ તો અપૂર્ણ તો રહેશે જ તે આ પાઇય ભાષા છે.

વૈદિક અને પાઇય ભાષાઓ—વૈદિક ભાષામાં અને પાઇયમાં ઉચ્ચારણનાં કેટલાંક [1]પરિવર્તનો સમાન છે. આ આપણે પૃ. ૧૫માં જોઈ ગયા. પાઇયનો ભાવવાચક પ્રત્યય त्तण વૈદિક ભાષામાંના त्वन સાથે

૧ હવે પછી પ્રસિદ્ધ થનારા મારા નિબંધ નામે "સંસ્કૃત શબ્દોના સમીકરણ યાને સંસ્કૃત શબ્દોના પાઇય રૂપાન્તર" મા મે લૌકિક સંસ્કૃતનું બીજ ઘરની પાઇય ભાષામા કેવી રીતે રૂપાન્તર થઈ શકે તે વિચાર્યું છે. પાઇયનું લૌકિક સંસ્કૃતમા રૂપાન્તર તો નાટકો વગેરેમા અપાતી છાયાથી જાણીતું છે.

સરખાવાય એવી રીતે સબંધક ભૂતકૃદતનો त्वाण પ્રત્યય વૈદિક ભાષાના त्वान સાથે સબંધ ધરાવે છે પાઇયનુ अम्हे રૂપ વૈદિક ભાષામા બધી વિભક્તિઓ માટે વપરાતા [1]अस्मे સાથે સરખાવાય પાઇયમા સબોધનના બહુવચનના રૂપો જેવા કે पुत्ताहो, जणाहो[2] વૈદિક ભાષાના અકારાન્ત નરજાતિના નામ માટે પ્રથમા બહુવચનના વૈકલ્પિક રૂપ [3]देवास, जनास ઇત્યાદિનુ સ્મરણ કરાવે છે પાઇયમા ધાતુનુ સબધક ભૂતકૃદતનું રૂપ બનાવતી વેળા એ ઉપસર્ગ સહિત છે કે નહિ તે જોવાનુ રહેતુ નથી આવી હકીકત વૈદિક ભાષામા પણ જોવાય છે, કેમકે ત્યા ધાતુ અને ઉપસર્ગ સજોડે નહિ રહેતા વચમા બીજા કેટલા યે શબ્દોને સ્થાન મળેલુ જોવાય છે આકારાત તૃતીયાના બહુવચનનો પ્રત્યય પાઇય અને વૈદિક ભાષામા જે છે તે એક બીજાની નિકટ છે एभि =एहि. પેસાઈ અને [4]પાલિ ભાષામાં જેમ ळ् છે તેમ વૈદિક ભાષામા પણ છે સ્વરભક્તિને પાઇયમા તેમજ વૈદિક ભાષામા સ્થાન છે ચતુર્થીને બદલે છઠ્ઠી [5]વિભક્તિ અને દ્વિવચનને બદલે કેટલીક વાર બહુવચનનો પ્રયોગ એ પણ આ બે ભાષામા સમાન રૂપે જોવાય છે વિશેષમા કેટલાક રૂપોની બહુલતાને પણ બનેમા સ્થાન છે ऋને બદલે उ, સયુક્ત વ્યજન પૈકી એકનો લોપ થતા હ્રસ્વ સ્વર દીર્ઘ બને છે એ સયુક્ત વર્ણના પૂર્વ સ્વરની હ્રસ્વતા, द ને બદલે ड, ध ને બદલે ह ઇત્યાદિ [6]બાબતો પણ સામ્યને અગે નોધવી ઘટે [7]

---

૧ જુઓ નિરુક્ત ૨ જૂ૦ ગુ૦ ભા૦(પૃ ૪)મા આ નોધ છે ૩ એક વખતે પ્રત્યય લાગેલા રૂપમા કાળાન્તરે લાગેલા પ્રત્યયનો અર્થ સૂચવવાનુ બળ જતુ રહેતા કે એ ભૂલાઈ જતા ફરીથી પ્રત્યય લગાડાય તેવો આ ઘાટ જણાય છે. ૪ ઇ સ. ૧૯૪૩-૪૪ના ફર્ગ્યુસન કૉલેજના Journalમા આની નોધ છે તે પ્રમાણે ડૉ બાપટે 'અર્ધમાગધી' અને પાલિને અગે એક લેખ લખ્યો છે ૫ "चतुर्थ्यर्थे बहुल छन्दसि"—અષ્ટાધ્યાયી (૨, ૩, ૬૨) ૬ જુઓ પા સ મ નો ઉપોદ્ઘાત (પૃ ૨૧) તેમજ જૂ૦ ગુ૦ ભા (પૃ ૩-૫). ૭ પ. બેચરદાસે આ વિષય ગુજરાતી ભાષાના ઉત્ક્રાન્તિ(પૃ ૫૧-૭૪)મા વિસ્તારથી ચર્ચ્યો છે

ધાર્મિક ( સાહિત્યની ) ભાષાઓ—જેમ વેદોની અને ખાસ કરીને ઋગ્વેદની ભાષાને સામાન્ય રીતે 'વૈદિક સંસ્કૃત' અથવા [1]'આર્ષ સંસ્કૃત' તરીકે ઓળખાવાય છે તેમ જૈનોના આગમોની ભાષા ' અદ્ધમાગહી ' યાને ' આરિસ પાઇય ' કહેવાય છે મહાવીરસ્વામીએ આ ભાષામા ઉપદેશ આપ્યો છે મહર્ષિ બુદ્ધે પણ સંસ્કૃતમા ઉપદેશ ન આપતાં ' માગહી ' ભાષાનો ઉપયોગ કર્યો છે એ ભાષાનુ નામ આગળ જતા [2]' પાલિ ' પડ્યુ છે એ નામ પહેલા તિપિટક માટે યોજાયુ હતુ આમ બૌદ્ધ ધાર્મિક ગ્રન્થોની ભાષા ' પાલિ ' છે

ગીર્વાણ ગિરા—સામાન્ય જનતાને મતે સંસ્કૃત ભાષા ' ગીર્વાણ ગિરા ' ગણાય છે અ૦મા૦ ભાષામા દેવો બોલે છે એમ વિયાહપણ્ણત્તિ ( સ ૫, ઉ ૪, સુ. ૧૯૧ )મા ઉલ્લેખ છે[3] એટલે જૈનેની દૃષ્ટિએ અદ્ધમાગહી એ ગીર્વાણ ગિરા છે ભાસકૃત કર્ણભાર નાટક કે જેમા [4]સ્ત્રીપાત્ર નથી તેમા બ્રાહ્મણરૂપે આવેલો ઇન્દ્ર પાઇય બોલે છે

ભાષાર્ય—શ્યામાચાર્યે પણ્ણવણા( પય ૧ )મા આર્યના નવ

---

૧ પારસીઓનુ ધાર્મિક સાહિત્ય જે 'અવેસ્તા' ભાષામા રચાયુ છે તેનુ આર્ષ સંસ્કૃતમા રૂપાન્તર શક્ય છે જુઓ Sir Asutosh Mookerjee Silver Jubilee Volumes ( Vol. III Orientalia Part II )મા છપાયેલ ડૉ આઇ જે એસ તારાપોરવાલાનો લેખ 'A Sanskrit Version of Yasna IX ( પૃ ૩૭ ૬૦ ) વિધુશેખર ભટ્ટાચાર્યનો લેખ A Sanskrit Version of Some Avestic Verses" વસન્ત રજત-મહોત્સવસ્મારક-ગ્રન્થ (પૃ ૮૯–૯૫)ના છપાયો છે ૨ શબ્દ અને વાક્યરચનાની બાબતમા પાલિ અને અ૦મા૦ વચ્ચે ઘણુ સામ્ય છે ઉચ્ચારણની દૃષ્ટિએ પાલિ અ૦મા૦ કરતા અર્વાચીન છે એમ કેટલાક વિદ્વાનોનુ કહેવુ છે ૩ " देवाण अद्धमागहाए भासाए भासति । वि य ण अद्धमागही भासा भासिज्जमाणी विसिस्सइ । " અર્થાત્ દેવો અ૦મા૦ બોલે છે અને એ ભાષા બોલાતી છતી વિશેષતાને પામે છે ૪ ૫ ચરાઅમા વાસ્તવિક રીતે કોઇ સ્ત્રીપાત્ર નથી, કેમ અર્જુન બૃહન્નલાનો ભાગ ભજવે છે

પ્રકાર સૂચવતી વેળા 'ભાષાર્ય' તે કોણ ?' એ પ્રશ્ન ઉપસ્થિત કરી એનો ઉત્તર નીચે મુજબ આપ્યો છેઃ—

"भासारिया जे णं अद्धमागहाए भासाए भासेंति तत्थ वि य णं जत्थ बंभीलिवी पवत्तइ"—પત્ર ૫૬અ (આગમોદય સમિતિ)

અર્થાત્ જેઓ [1]અ૦મા૦ ભાષા બોલે છે અને જ્યાં બ્રાહ્મી લિપિ પ્રવર્તે છે તેઓ 'ભાષાર્ય' છે.

જૈન મતવ્ય મુજબ તીર્થંકરો, દેવો અને ભાષાર્યોની ભાષા અ૦ મા૦ છે.

**આર્ષ ભાષા**—જેમ [2]પાણિનિએ **અષ્ટાધ્યાયી** (૨. ૪, ૫૮)મા વેદની ભાષાને 'આર્ષ' કહી છે તેમ ગુજરાતના પાણિનિ હેમચન્દ્રસૂરિએ અ૦ મા૦ને 'આર્ષ' કહી છે.

**લોકસાહિત્યની ભાષા**—લોકસાહિત્યની વાનગી પાઇયમા ગૂથાયેલી મળે છે. **ભાસકૃત પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ** નાટક પ્રાચીન હિન્દમા પ્રચાર ભોગવતા સુરાગીતોના રસિક અવશેષનુ અને એ રીતે એક લોકગીતના ખડનુ ઉદાહરણ પૂરુ પાડે છે. એને લગતુ પદ્ય નીચે મુજબ છેઃ—

"धण्णा सुराहि मत्ता धण्णा सुराहि अणुलित्ता ।
धण्णा सुराहि ण्हादा धण्णा सुराहि सभविदा ॥"

સુરાથી મત્ત બનેલાઓ ધન્ય છે—એમને શાબાશી ઘટે છે સુરાથી ખરડાયેલાઓને શાબાશી ઘટે છે સુરા વડે ભીંજાયલાને શાબાશી ઘટે છે, અને સુરા વડે સન્માન પામેલાને શાબાશી ઘટે છે

**વિક્રમોર્વશીય** (અ ૪)મા પુરુરવા રાજા મત્ત અવસ્થામા 'અવહટ્ટ' ભાષામા બોલે છે એ પણ લોકસાહિત્યની વાનગીરૂપ હોવાનુ વિદ્વાનો માને છે. દાક્ષિણ્યચિહ્ન ઉર્ફે ઉદ્દ્યોતનસૂરિએ [3]**કુવલયમાલા**મા પાઇય ભાષાને લોકવૃત્તાંતોના મહાસાગરરૂપ કહી છે [4]

---

[1] બૃહત્કથાકોશ (૫૧, ૧૦, પૃ ૭૪)મા અર્ધમાગધયા વાણી એવો પ્રયોગ છે. [2] આ રામચન્દ્ર બલવત આથવલેનો લેખ "પાણિનિકાલીન સમાજ-સ્થિતિ" ચિત્ર વ૦ ૨૦ મ૦ સ્મા૦ (પૃ. ૭૨-૮૦)મા છપાયો છે [3] આ કાક સવત્ ૭૦૦મા એક દિવસ ઓછો હતો ત્યારે પૂર્ણ કરાઇ હતી. [4] જુઓ પૃ. ૫૧.

[1]અદ્ધમાગધીની [2]વ્યાખ્યા—અ૦મા૦ની વ્યાખ્યા લગભગ ઈ. સ.ની ચોથી–પાંચમી સદી સુધી તો કોઈએ આપેલી હોય એમ જણાતું નથી એ દિશામાં સૌથી પ્રથમ પ્રકાશ પાડનાર જિનદાસગણિ મહત્તર છે. એમનો સમય મોડામાં મોડો ઇ. સ.નો સાતમો સૈકો છે. એમણે વિસેસ-નિસીહચુણ્ણિમાં "मगहद्धविसयभासानिबद्ध अद्धमागह अट्ठारसदेसीभासा-नियय वा अद्धमागहं" એ દ્વારા અ૦ મા૦નાં બે લક્ષણો આપ્યાં છે: (૧) અડધા મગધની ભાષા તે 'અ૦ મા૦' અને (૨) ૧૮ દેશી ભાષાના મિશ્રણરૂપ તે 'અ૦ મા૦'. બીજું લક્ષણ પણ સયુક્તિક જણાય છે, કેમકે મહાવીરસ્વામીના શિષ્યોમા બુદ્ધના શિષ્યોની પેઠે અનેક દેશના અને અનેક વર્ગનાં અને વર્ણનાં સ્ત્રીપુરષોનો સમાવેશ થાય છે આમ મગધના, મિથિલ ના, કોશલના એમ વિવિધ સ્થળના અને રાજકુળના, શ્રેષ્ઠીકુળના અરે, છેક શૂદ્ર જાતિના મનુષ્યો મહાવીરસ્વામીના ઉપદેશને સાંભળનારા, ઝીલનારા ને હૃદયમા ઉતારનારા હતા એટલે એ સર્વ મનુષ્યોને સહેલાઈથી સમજાય એવી ભાષામાં જૈન ધાર્મિક મૌલિક ગ્રંથો રચાયા તે સમુચિત છે.

અભયદેવસૂરિએ વિયાહ૦(સ. ૫, ઉ ૪, સુ ૧૯૧)ની ટીકા (પત્ર ૨૨૧અ–આ)માં કહ્યુ છે કે થોડેક અંશે માગધ(ધી)ના લક્ષણવાળી અને થોડેક અંશે પ્રાકૃત ભાષાના લક્ષણવાળી ભાષા તે 'માગધીથી અડધી' એ વ્યુત્પત્તિ મુજબ 'અર્ધમાગધી' છે[3] આ સૂરિએ સમવાયની ટીકા( પત્ર ૬૨અ )મા એમ કહ્યુ છે કે પ્રાકૃત વગેરે ૭ પ્રકારની ભાષાઓમાં જે માગધી નામની ભાષા 'ર'ને બદલે 'લ' અને 'સ'ને

---

૧ આને અંગે The Imperial Gazetteer of India (Vol. II, p 261)મા નીચે મુજબનો વિલક્ષણ ઉલ્લેખ છે —

"One of the most important, the best preserved and the most copious of all the Prakrit dialects."

૨ આ તેમજ અ૦મા૦ના નામ, સ્વરૂપ, સરળતા, દુર્ગમતા અને વિશેષતા એ બાબતો અહીંના (સુરતના) સાપ્તાહિક "પ્રતાપ" ના ૨૩–૯–૩૬ ના અંકમા પ્રસિદ્ધ થયેલા મારા લેખ નામે "અદ્ધમાગહી ભાષાની આછી રૂપરેખા"-મા મે વિચારી છે. ૩ જુઓ પૃ. ૩૯, ટિ૦ ૧–૩.

સ્થાને 'શ' એવા લક્ષણવાળી છે તે જ્યારે પોતાના તમામ લક્ષણોથી યુક્ત ન હોય ત્યારે એ ' અર્ધમાગધી ' કહેવાય છે.[1] **ઓવવાઇયની** ટીકા( પત્ર ૭૮આ )મા આ સૂરિએ એવો ઉલ્લેખ કર્યો છે કે 'ર' અને 'સ'ને બદલે અનુક્રમે 'લ' અને 'શ'ને સ્થાન આપવાનુ જે માગધી ભાષાનુ લક્ષણ છે તેથી પરિપૂર્ણ અને પ્રાકૃત ભાષાનાં લક્ષણની બહુ-લતાવાળી ભાષા તે ' અર્ધમાગધી ' છે.[2] આમ આ સૂરિના મતે જે ભાષામા ' માગધી 'ના થોડાક લક્ષણો હોય અને બીજા બધા અન્ય ' પ્રાકૃત 'ના હોય તે ' અર્ધમાગધી ' છે.[3] પ. બેચરદાસે [4]ગુ૦ ભા૦ ઉ૦ ( પૃ ૧૧૪ )મા નીચે મુજબ પોતાનો મત દર્શાવ્યો છે —

" આર્ષપ્રાકૃતમા બૌદ્ધ પિટકોની માગધીને મળતુ રૂપ તો છે અને તદુપરાત ' ત ' શ્રુતિ વગેરેની બીજી કેટલીક વિલક્ષણતા ય છે એથી અર્થાત્ આર્ષપ્રાકૃતમા એક તો બૌદ્ધમાગધીને મળતો પ્રવાહ તથા બીજો કોઈ તેનાથી વિલક્ષણ લાગતો પ્રવાહ—એમ બે પ્રવાહો મળેલા હોઇ તેનુ નામ ' અર્ધમાગધી ' કહેવાયુ હોય તો ના ન કહેવાય "

આ૦ ક૦( પૃ ૨૭ )મા નીચે મુજબ ઉલ્લેખ છે :—

"ભાષાના સ્વરૂપને જ લક્ષ્યમા લેવામા આવે તો 'પાલિ > અર્ધમાગધી < મા ગધી ' એટલે કે પાલિના લક્ષણો અને માગધીના લક્ષણોના સમન્વયથી થયેલી ભાષા તે અર્ધમાગધી છે "

દિગબર આચાર્ય કુન્દકુન્દે **દસણપાહુડ** રચ્યુ છે એની ૩૫મી—ઉપાન્ત્ય ગાથાની ટીકામા શ્રુતસાગરસૂરિએ " અર્ધમાગધિકા ભાષા "નુ સ્વરૂપ નીચે પ્રમાણે નિર્દેશ્યુ છે.—

---

૧–૩ આને અગેના અવતરણો ઇત્યાદિ માટે જુઓ મારો અગ્રેજી નિબધ નામે Addhamāgahī ( Ardhamāgadhī ) Grammar ( reconstructed from the Jaina Canon ) આ નિબધમા મે મલય-ગિરિસૂરિએ **નદી**ની ટીકા( પત્ર ૮૪ અ )મા ' અર્ધમાગધી 'ને અગે કરેલો નિર્દેશ નોધ્યો છે ૪ આના પૃ ૧૦૬–૧૨૦મા 'અર્ધમાગધી'નો પરિચય, 'અર્ધ-માગધી'નો અર્થ-વિચાર, 'અર્ધમાગધી'મા 'ત' શ્રુતિ તેમજ ' અર્ધમાગધી ' અને જૈન પરંપરા એ બાબતો અનુક્રમે વિચારાઈ છે.

" अर्द्धं भगवद्भाषया मगधदेशभाषात्मकम्, अर्द्धं च सर्वभाषात्मकम् । कथमेव देवोपनीतत्वमिति चेत् मगधदेवसन्निधाने तथापरिणामतया भाषया संस्कृतभाषया प्रवर्तते । "

અર્થાત્ ભગવાનની ભાષાનો અડધો ભાગ 'મગધ' દેશના ભાષાવાળો છે અને અડધો સર્વ ભાષાવાળો છે આ પ્રમાણે હોવા છતા આ દેવો વડે કહેવાયેલ છે એમ કેમ કહેવાય એવો કોઈ પ્રશ્ન ઉઠાવે તો મગધદેવના સાન્નિધ્યમા તે પ્રકારના પરિણામ રૂપે સંસ્કાર પામેલી ભાષારૂપે પ્રવર્તે છે

**અદ્ધમાગહી ભાષાનાં લાક્ષણિક** [1]અંગ—અ૦ મા૦ ભાષાનુ કોઈ સ્વતંત્ર વ્યાકરણ રચાયુ હશે એમ લાગે છે, જોકે આજે તો એવુ એકે પાઇયમા રચેલુ મળતુ નથી સિ૦ હે૦( અ ૮ )મા 'આર્ષ' એવી સંજ્ઞા દ્વારા એના લાક્ષણિક અંગો દર્શાવાયા છે શ્રીપ્રાકૃતવિજ્ઞાનપાઠમાલામા એના કર્તા કસ્તૂરવિજયગણિજી( હવે સૂરિ )એ 'આર્ષ'ના છૂટીછવાઈ નોધ લીધી છે [2]

જૈન આગમોને અંગે નિજ્જુત્તિ, ભાસ, ચુણ્ણિ અને સંસ્કૃત ટીકાઓ રચાઈ છે આ વિવિધ પ્રકારના વિવરણાત્મક સાહિત્યમા અમુક રૂપો અને વાક્યપ્રયોગોને અંગેના વિવેચનમા કેટલીક વાર 'આર્ષ' શબ્દ વપરાયો છે ઉદાહરણાર્થે ઉત્તરજ્ઝયણની વાદિવેતાલ' શાન્તિસૂરિકૃત [3]પાઇય ટીકા યાને શિષ્યહિતાનો તેમજ શીલાંકસૂરિએ રચેલી [4]સૂયગડની ટીકાનો નિર્દેશ કરવો બસ થશે.

---

૧ આ વિષય અંગ્રેજીમા પ્રો એમ. વી. પટવર્ધને "The Dasavaikalikasutra: A Study" ( પૃ. ૬૩–૭૪ )મા ચર્ચ્યો છે ૨ આ નોધો પ્રથમ આવૃત્તિના નીચે મુજબના પૃષ્ઠાંક ઉપર છે —

૫ ( ટિ. ), ૧૨, ૨૮, ૩૫, ૫૧–૫૪, ૮૦, ૮૧, ૮૬–૮૯, ૧૦૫, ૧૧૦, ૧૨૧, ૧૨૩ ( ટિ. ), ૧૩૬, ૧૩૮, ૧૪૮–૧૫૦, ૧૬૯, ૧૭૦, ૧૭૩, ૧૭૪, ૧૮૫, ૧૮૮, ૧૯૫, ૨૪૩ અને ૨૪૬ ( ટિ )

૩ જુઓ પત્ર ૬૩આ, ૭૮અ, ૧૮૧અ ઇત્યાદિ ૪ જુઓ પત્ર ૧૯આ, ૨૮ અ ઇ૦

**અર્દ્ધમાગહીની પ્રાચીનતા**—' અદ્ધમાગહી ' એ નામ જૈન આગમોમા તેમજ વિમલસૂરિકૃત **પઉમચરિય** ( ઉ ૨, શ્લો ૩૪ )મા મળે છે તો આના સંસ્કૃત સમીકરણરૂપ ' અર્ધમાગધી ' નામ ના૦ શા૦ ( અ ૧૭, શ્લો ૪૮ )મા મળે છે આ ઉપરથી આ નામની ભાષાની પ્રાચીનતા વિષે અનુમાન થઈ શકે છે

P L C I C( પૃ. ૧૮ )મા કહ્યુ છે કે અશ્વઘોષના નાટકોના ઉપલબ્ધ થયેલા અંશોમા એક પ્રકારની બોલી જોવાય છે. એ ઇ. સ ના બીજા સૈકામા વપરાતી " અર્ધમાગધી 'નું પ્રાચીન સ્વરૂપ ( phase ) છે, અને એ જૈન આગમોની ભાષા કરતા વધારે પ્રાચીન છે

**સોરસેણી વગેરેની વિશિષ્ટતા**—સિ૦ હે૦ ( અ ૮, પા ૪, સૂ ૨૬૦–૨૮૬ )મા મરહટ્ટીના [1]અનુસંધાનમા સોરસેણીના લક્ષણો દર્શાવાયા છે તેમા અનાદિ અને અસયુક્ત ' त 'નુ ' द ' તરીકે અને ' थ 'નુ ' ध ' તરીકે પરિવર્તન ખાસ નોંધપાત્ર છે कडुअ અને गडुअ જેવા સબંધક ભૂતકૃદતના રૂપ અને एव અવ્યયનું य्येव તરીકેનું રૂપાંતર પણ સોરસેણીના લાક્ષણિક અંગ છે આ ઉપરાત हञ्जे, हीमाणहे અને हीही એ પ્રયોગ પણ આ ભાષાની વિશિષ્ટતાના ઉદાહરણરૂપ છે

સૂ ૨૮૭–૩૦૨ માગહીના લક્ષણો પૂરા પાડે છે 'र'નુ 'ल' તરીકે [2]અને ' प ' અને ' स 'નુ ' श ' તરીકે અને પ્રારંભિક ' ज 'નુ ' य ' તરીકે પરિવર્તન થવા ઉપરાત ट्ट નો તેમજ ष्ठનો स्ट અને स्थ તેમજ र्थनो स्त થાય છે વળી न्य, ण्य, ज्ञ અને ञ्ज એ ञ्ञ રૂપે પરિણમે છે, અને અનાદિ छ નો श्च થાય છે

૧ આ ઉપરથી મરહટ્ટી એ સોરસેણી કરતા પ્રાચીન છે એમ ન મનાય, નહિ તો સોરસેણીના અનુસધાનમા અપાયેલ માગહીના લક્ષણો અને માગહીના અનુસધાનમા અપાયેલા પૈશાઈના લક્ષણો જોતા એ ભાષાઓ વિષે પણ આવુ જ અનુમાન કેમ ન કરાય ? આ તો વ્યાકરણને અંગેની અનુકૂળતાને આભારી છે, નહિ કે ઐતિહાસિક હકીકત કે ક્રમ છે ૨ બિહારી ભાષા લકારપ્રધાન છે અને ડિંગલ ડકારપ્રધાન વાણી ગણાય છે જુઓ **ચારણો અને ચારણી સાહિત્ય** ( પૃ. ૪૪ ).

સૂ ૩૦૩-૩૨૪મા પૈસાચીનુ સ્વરૂપ દર્શાવાયુ છે એમા 'દ' નો 'ત' અને 'લ' નો 'ળ' થાય છે વળી હૃદય ના 'ય'નો 'પ' થાય છે

સૂ ૩૨૫-૩૨૮ ચૂલિયા પૈસાચીના લક્ષણો પૂરા પાડે છે ગ, જ, ડ, દ અને બ એ અનુક્રમે ક, ચ, ટ, ત અને પ રૂપે પરિણમે છે બાકીની ઘણીખરી બાબતમા એ પૈસાચીને મળતી આવે છે, કેમકે પૈસાચી એની પીઠિકારૂપ છે

**ભાષા અને પ્રાકૃતત્વ**—જે કોઈ ભાષા મૂળ કે ઉત્તર સ્વરૂપે જીવતી રહે છે તેનુ કારણ તે એના વ્યવહારના સ્વરૂપથી બહુ અલગ ન પડી જવાની અનુનેયતા( flexibility )ની શક્તિને લીધે છે વ્યવહારી ભાષામા જે જીવતતા અને પરિવર્તનશીલતા છે તેને આપણે ભાષાનુ પ્રાકૃતત્વ કહીશુ સામાન્ય માણસની વૃત્તિ અને અનુવૃત્તિને અનુરૂપ રહેવાનુ વલણ વાણીમાત્રમા સ્વાભાવિક રીતે રહેલુ છે અસસ્કારી જનતાનો અને શિષ્ટ જનતાનો પણ સરળતા તરફ ઝોક હોય છે કેમકે શક્તિનો ઓછામા ઓછો વ્યય કરી કાર્ય સિદ્ધ કરવુ એ તો મનુષ્યનુ સર્વસાધારણ લક્ષણ જ છે ઉચ્ચારણની કઠોરતા કે કર્કશ નિયમિતતા કે પ્રયોગનુ પોલાદી ચોકઠુ સામાન્ય જનતાને આખમા કણીની જેમ ખટકે છે તેથી તેમનુ વલણ ઉચ્ચારણમા સરળતા લાવવા માટે અને પ્રયોગાદિના ચોકઠાને ઢીલુ બનાવવા તરફ રહે છે વળી તેઓ અનેક જાતના રૂપો યોજે છે—પછી ભલેને તે એક વખતના નક્કી કરેલા નિયમોથી વિપરીત પણ કેમ ન હોય ? રૂપોની વ્યાપકતા અને એથી કરીને ઉદ્ભવતી નિયમોની શિથિલતા એ બે પણ પ્રાકૃતત્વના અગો છે

**પાઇયનો સસ્કૃત ઉપર પ્રભાવ**—સસ્કૃત ભાષાનો પાઇય ભાષા તો શુ પણ તામિલ વગેરે ભાષાઓ ઉપર પણ પ્રભાવ પડ્યો છે એમ સાભળતા જેટલુ આશ્ચર્ય ન થાય તેટલુ બલ્કે એથી અધિક આશ્ચર્ય પાઇયનો સસ્કૃત ઉપર પ્રભાવ પડ્યો છે એ જાણતા અનભ્યાસીઓને થાય છે અને આમ ચકિત થનારામા કેટલાક તો સસ્કૃતજ્ઞો પણ છે પણ એમા આશ્ચર્ય જેવુ શુ છે ? શુ વિભિન્ન સસ્કૃતિઓ પણ પરસ્પર

સમાગમમા આવતાં ઓછેવત્તે અંશે એકબીજાને પોતાના રંગે રગતી નથી ? તો પછી મૂળે એક જ માતાની પુત્રીઓ જેવી-એક જ સિક્કાની બે બાજુઓ જેવી પાઇય અને સંસ્કૃત ભાષાઓ પરસ્પર પ્રભાવ પાડતી જણાય એમા શી નવાઈ ? કેટલા યે પાઇય શબ્દો સસ્કૃત સાહિત્યમાં આપોઆપ દાખલ થઈ ગયા છે, અને [1]કેટલાકને ઇરાદાપૂર્વક સંસ્કૃતનો સ્વાગ સજાવી તેમને આ સાહિત્યમા સ્થાન અપાયુ છે. માગધીમા 'સ' નો 'શ' વપરાય છે. આ અસર ઋગ્વેદ અને નિરુક્તમા વપરાયેલ 'શાળો' એ અર્થવાચક स्याल શબ્દ ઉપર થઇ છે અને તેમ થતાં લૌકિક સસ્કૃતમા स्याल અને श्याल એમ બને શબ્દો યથેચ્છપણે વિહરે છે. એવા બીજા ઉદાહરણ તરીકે 'સૂપડુ' વાચક सूर्प અને शूर्प શબ્દનો નિર્દેશ થઈ શકે સસ્કૃત સાહિત્યમા એવા અનેક શબ્દો છે કે જેના બે જાતના ઉચ્ચારણનુ કારણ પાઇયની વ્યાપક [2]અસરનું પરિણામ[3] છે જેમકે કાશી-કાસી, અશ્રુ-અસ્રુ, શર્કરા-સર્કરા, દાશી-દસી, શચી-સચી, મષી-મસી, ચાષ-ચાસ, શામ્બરી-સામ્બરી ઇત્યાદિ. પં. બેચરદાસ આ સબધમા નીચે મુજબ ઉમેરે છે.—

---

૧ વિદેશી શબ્દો પણ આ રીતે અપનાવાયા છે. વિચારો दीनार, सुरङ्गा, मसीति ( ગુ મસીદ ), सुरत्राण ( ગુ સુલતાન ), मुद्गल ( ગુ મોગલ ) વગેરે.
૨ વિધુશેખર ભટ્ટાચાર્યે લખેલા લેખનો અનુવાદ "સસ્કૃતનુ વૈજ્ઞાનિક અનુશીલન" એ નામથી "પ્રસ્થાન ( પુ. ૧૮, અં ૫, પૃ. ૪૨૫-૪૩૩ )મા વિ. સ. ૧૯૯૦મા પ્રકાશિત થયેલો છે. મનુસ્મૃતિમા જે પાઇય શબ્દો સસ્કારિત સ્વરૂપમા વપરાયા છે તે હકીકત "બુદ્ધિપ્રકાશ" ( વ ૮૭, અં ૪, પૃ. ૩૬૪-૩૬૯ )મા ઇ. સ ૧૯૪૦મા પ્રસિદ્ધ થયેલ પ્રો. હરિવલ્લભ ચુ ભાયાણીના લેખ નામે "સસ્કૃત પર પ્રાકૃત અસર અને મનુસ્મૃતિ" મા દર્શાવાઇ છે ૩ જુઓ પં. બેચરદાસના "પ્રજાબંધુ" ના ૩૧-૩-૪૦ના અંકમા છપાયેલા લેખ નામે "પ્રાકૃત ભાષાઓ પ્રતિ વિદ્વાનો અને વિદ્યાપીઠોનુ દુર્લક્ષ." આ લેખમા એક સ્થળે તેમણે કહ્યુ છે કે "મોટી બહેન જેમ નાની બહેનને પોતાના અલંકારો આપી શોભાવે છે, તેમ પ્રાકૃત ભાષાએ પોતાના મૃદુ આભૂષણોથી નાની બહેન સસ્કૃતને મડનયુક્ત કરી છે."

"પાલી(ળિ) ભાષાના કેટલાક શબ્દોમા 'દ' નુ 'ટ' ઉચ્ચારણ પ્રવર્તે છે એની અસરને લીધે 'વિકૃત' નુ 'વિકટ' ઉચ્ચારણ થયું છે અને એ રીતે આવેલો 'વિકટ' શબ્દ ઋગ્વેદ સુધી પહોંચ્યો છે.

'રાયણ'ના ઝાડના અર્થનો સૂચક 'પિયાલ' અને 'પ્રિયાલ' શબ્દ છે. એમ 'ર' નો લોપ થવાની પદ્ધતિ પ્રાકૃતમાં જ છે કોશકારોએ બેઉને સંસ્કૃત શબ્દો વરીકે નોધ્યા છે."

અતિસંસ્કૃતીકરણ ઇત્યાદિ—બૃહત્કથાકોશમા અતિસંસ્કૃતીકરણ (hyper-Sanskritization)ના ઉદાહરણ મળે છે. જેમકે फासुयने બદલે प्राशुक (૭, ૯૫; પૃ ૧૧), पुलिन्दने બદલે पुलिन्द्र (૭૫, ૯૫, પૃ ૧૮૪), અને जमदग्निने બદલે यमदग्नि (૧૨૨, ૪, પૃ ૨'૫) વિશેષમાં આ બૃહત્કથાકોશમા પાઇયમાથી પુનર્વિધાન (back-formation) તરીકે ઓળખાવતા શબ્દો પણ મળે છે દા. ત मारते वास्ये (૬, ૧, પૃ ૭) आर्जिका (૭, ૪૩; પૃ ૯), थावित्त (૨૮, ૨૨, પૃ ૪૬), અને रथ्य (૫૬, ૪૧૧, પૃ ૨૦૦) આના અનુરૂપ પાઇય રૂપો અનુક્રમે मारहे वासे, अज्जिया, सावित्ते અને रच्छ છે

પાઇય ભાષાના 'દેસિય' શબ્દો—સંસ્કૃત વૈયાકરણોએ પાઇય ભાષાના શબ્દોના (૧) તત્સમ, (૨) તદ્ભવ અને (૩) દેશ્ય (પા. દેસિય યાને દેસી) એમ ત્રણ વર્ગો પાડ્યા છે. 'તત્સમ' થી લૌકિક સંસ્કૃત સાથેની સમાનતા સામાન્ય રીતે સમજાય છે, પણ જો વૈદિક ઋચાઓમા જળવાયેલા શબ્દો સાથે ઉચ્ચારણ અને અર્થદૃષ્ટિએ સમાન ભાવ રાખનાર એવો 'તત્સમ' નો અર્થ કરાય તો તે વધારે સમુચિત ગણાશે એવી રીતે 'તદ્ભવ' થી વૈદિક શબ્દોના ઉચ્ચારણથી કંઈક જુદા ઉચ્ચારણવાળા પરંતુ અક્ષરયોજના અને અર્થદૃષ્ટિએ સમાન ભાવ સેવનાર તે 'તદ્ભવ' એમ કહેવુ વધારે ન્યાય્ય ગણાશે પાદલિપ્તસૂરિકૃત તરંગવઈકહામા ભારોભાર 'દેશ્ય' શબ્દો હતા એમ આપણે તરંગલોલા ઉપરથી જાણી શકીએ છીએ એ 'દેશ્ય' શબ્દોનો ધીરે ધીરે હ્રાસ અને અનાદર થતો ગયો એમ માનવાને સબળ આધાર છે. જેમકે એક તો

તરંગવઈકહા તરફના લોકોના અનાદરનું કારણ એ 'દેશ્ય' શબ્દોની પ્રચુરતા હતી બીજો આધાર તે મહેશ્વરસૂરિકૃત નાણપંચમીકહા યાને પંચમીમહુપ્પમાના નિમ્નલિખિત પદ્યનો પ્રારંભિક ભાગ છે —

' गूढत्थदेसिरहियं सुललियवन्नेहिं विरइयं रम्म ।
पाइयकव्वं लोए कस्स न हिययं सुहावेइ ? ॥ "

વજ્જાલગ્ગ( કવ્વવજ્જા )માના નીચે મુજબના પદ્યનુ પહેલુ ચરણ પણ આ વાતનું સમર્થન કરે છે —

" देसियसद्दपलोट्टं महुरक्खरछंदसंठिअं ललियं ।
फुडवियडपायडत्थं पाइयकव्वं पढेयव्वं ॥ २८ ॥ "

સમરાઇચ્ચચરિયમા એના કર્તા હરિભદ્રસૂરિએ 'દેશ્ય' શબ્દો વાપર્યા છે આગમોમાં પણ અનેક 'દેશ્ય' શબ્દો નજરે પડે છે

વામને તો કાવ્યાલંકારસૂત્ર( ૫-૧-૧૩ )મા જે 'દેશી' પદ અતિશય વપરાયુ હોય તેને સંસ્કૃત કાવ્યમા સ્થાન ખુશીથી અપાય એમ કહ્યુ છે.

પ્રમદાઓની પ્રિય ભાષા—વજ્જાલગ્ગ(કવ્વવજ્જા, શ્લો૦ ૨૯)-મા યુવતિઓને પ્રિય એવી ભાષા તરીકે પાઇયનો નિર્દેશ છે વિશેષમા રાજશેખરકૃત બાલરામાયણ ( ૧ ૧૧, પૃ ૪૯ )માનુ એક વર્ણન પણ આ વાતનુ સમર્થન કરે છે

લાટોની લાડીલી ભાષા—બાલરામાયણનુ ઉપર્યુક્ત વર્ણનવાળુ પદ્ય લાટોનો પાઇય ભાષા તરફનો પક્ષપાત સૂચવે છે વિશેષમા આ જ કવિએ કાવ્યમીમાંસા ( અ ૭ )મા કહ્યુ છે કે લલિત કવન કરવામા સૌન્દર્ય મુદ્રાવાળી જીભ વડે લાટ દેશના લોક જે સંસ્કૃતના દ્વેષી છે તેઓ લટકાળી પાઇય ભાષા બોલે છે [૧]

---

૧ " पठन्ति लटभं लाटाः प्राकृतं संस्कृतद्विषः ।
जिह्वया ललितोल्लापलब्धसौन्दर्यमुद्रया ॥ "-પૃ ૩૪

પાઇયની કોમળતા—સંસ્કૃતની કઠોરતા અને પાઇયની કોમળતા વિષે કપ્પૂરમંજરીમાં નીચે મુજબ ઉલ્લેખ છે:—

" परुसो सक्कअबंधो पाउअबंधो वि होइ सुउमारो ।
पुरिसाणं महिलाणं जेत्तियमिहंतरं तेत्तियमिमाण ॥ "

અર્થાત્ સંસ્કૃતનો બંધ એટલે કે સંસ્કૃતમાંની રચના કઠોર છે, જ્યારે પાઇય બંધ સુકોમળ છે. મરદોમાં અને મહિલાઓમાં જેટલું અંતર છે તેટલું આ બે બંધોમાં છે. વજ્જાલગ્ગ પણ પાઇયની કોમળતા સારી રીતે જાહેર કરે છે. એને લગતો ઉલ્લેખ નીચે મુજબ છે:—

" पाइयकव्वुल्लावे पडिवयणं सक्कए जो देइ ।
सो कुसुमसत्थरं पत्थरेण अवुहो विणासेइ ॥ "

અર્થાત્ પાઇય કાવ્ય બોલાતું હોય ત્યારે જે સંસ્કૃતમાં ઉત્તર આપે તે મૂર્ખ (જન), (કોમળ) કુસુમોની શય્યાનો પત્થર વડે (છુંદીને) નાશ કરે છે.

ગઉડવહ(ગા. ૯૨)માં પણ પાઇયની કોમળતા વર્ણવાઈ છે અને સાથે સાથે નવીન અર્થના દર્શનની પાઇયમાં વિપુલતા છે એમ પણ નિર્દેશાયું છે. પ્રસ્તુત ગાથા નીચે મુજબ છે:—

" णवमत्थदंसणं संनिवेससिसिराओ बंधरिद्धीओ ।
अविरलमिणमो आभुवणबंधमिह णवर पययंमि ॥ ९२ ॥ "

પાઇયની મધુરતા, ગીતક્ષમતા, લલિતતા અને લવણિમા—વજ્જાલગ્ગના પ્રારંભમાં કહ્યું છે કે જેઓ અમૃતસમાન પાઇય કાવ્ય વાંચતાં અને સાંભળતાં જાણતા નથી અને કામના તત્ત્વની ચિંતા કરે છે તેઓ કેમ લાજતા નથી ! આ ઉપરથી પાઇયની મધુરતા અને રસમયતાનો કંઇક ખ્યાલ આવી શકશે. પ્રાકૃતપ્રકાશની વૃત્તિ નામે પ્રાકૃતમંજરીના પ્રારંભ(શ્લો. ૫)માં એના કર્તા કાત્યાયન કહે છે કે અહો એ પ્રાકૃત મનોહર છે, પ્રિયાના વદનચન્દ્રની જેમ સુંદર છે અને એમાં અમૃતના રસ વડે પરિપૂર્ણ એવી સૂક્તિઓ છે. ઉપમિતિભવપ્રપંચાકથા (શ્લો. ૫૨,

પૃ. ૧૦૭ )માં એના પ્રણેતા સિદ્ધર્ષિએ પાઇયને ઉદ્દેશીને કહ્યું છે કે આ ભાષા બાળકોને અથવા બાળાઓને (અને એક રીતે બંનેને) સદ્બોધ કરાવનારી છે અને કર્ણને મનોહર અથવા કોમળ છે. નાટકોમાં નાયિકા પાઇય બોલે છે. એ ગદ્ય સોરસેણીમાં અને પદ્ય મરહટ્ઠીમાં બોલે છે એ પણ પાઇયની ગીતક્ષમતા સિદ્ધ કરે છે અને એ દ્વારા એની રસમયતા પૂરવાર કરે છે.

પાઇયનું લાલિત્ય અને માધુર્ય વજ્જાલગ્ગ( શ્લો. ૨૯ )માં વર્ણવાયાં છે. વિશેષમાં ગઉડવહ( ગા. ૬૫ )માં તો એટલે સુધી કહ્યું છે કે સંસ્કૃત વચનોનું લાલિત્ય પાઇય ભાષાની છાયાથી ખીલે છે, અને સંસ્કૃત સંસ્કાર એથી લેવાથી પાઇયનો પ્રભાવ પ્રકટ થાય છે. આ રહ્યું એ પદ્ય·

" उम्मिल्लइ लायण्ण पययच्छायाए सक्कयवयाण ।
सक्कयसक्कारुक्करिसणेण पययस्स वि पभावो ॥ "

**પાઇયની સરલતા અને સુબોધતા**—પાઇય ભાષાની [1]સરલતા જગજાહેર છે. એની એક સાબિતી તે આ અંગ્રેજી છટ્ટી ધોરણના વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ સંસ્કૃત ભાષા છોડીને "અર્ધમાગધી" ભાષા લેવાની મનોવૃત્તિ સેવે છે તે છે. **નાણપંચમીકહા**માં કહ્યું છે કે મંદ મતિવાળા મનુષ્યો સંસ્કૃત કાવ્યનો અર્થ જાણતા નથી. એથી સર્વ જનોને-સામાન્ય જનતાને પણ સુબોધ એવું આ પાઇય કાવ્ય રચ્યું છે. આ જ સૂરિએ કહ્યું છે કે પરોપકારપરાયણ પુરુષે આ લોકમાં એ ભાષા બોલવી કે જે બાળક, બાળા વગેરે સૌ કોઇ સમજી શકે. આમ કહી એમણે પાઇયની સુબોધતા દર્શાવી છે.[2]

---

૧ " સંસ્કૃત ભાષા સહેલી કે અદ્ધમાગહી " એ નામનો મારો લેખ અહીંના સાપ્તાહિક નામે ગુ૦ મિ૦ તથા ગુ૦ દ૦ના તા. ૨૬-૭-૪૨ના અંકમાં છપાયેલો છે.
૨ આગમરત્નમંજૂષા( પત્ર ૧૦૮૭ )માં તેમજ શિલાંક ૨૭૩આમાં અપાયેલ પંચકલ્પમાં નીચે મુજબ ઉલ્લેખ છેઃ—

"छक्कयपाढो गुरुगो दियाण एसा तु देविका मासा ।
समणाण पाययं तू चोमासाए सवणिबद्ध ॥ ल० भा. ८३ ॥ ११५९ ॥

**વ્યાપકતા**—સંસ્કૃત ભાષા બોલનાર અને તેનો વ્યવહાર કરનાર તો સાક્ષરવર્ગ છે, જ્યારે પાઇયનો ઉપયોગ કરનાર તો આ વર્ગ ઉપરાંત અભણવર્ગ પણ છે. એમાં અશિક્ષિત બાળકો, ગોપાળો અને સ્ત્રીઓનો પણ સમાવેશ થાય છે. આમ પાઇય ભાષા મંદબુદ્ધિવાળા જનોથી માંડીને તે છેક મેધાવીઓના ઉપયોગમાં આવતી હોવાથી સંસ્કૃત કરતાં વધારે વ્યાપક છે. સંસ્કૃત ભાષા ઉત્તર ભારતમાં પણ lingua francaનું માનવંતું સ્થાન પ્રાપ્ત કરી શકી નથી, જ્યારે 'અપભ્રંશ' તરીકે ઓળખાવાતી ( એક પ્રકારની પાઇય ) ભાષાએ [1]પણ આ સ્થાન કેટલા યે સૈકા સુધી દીપાવ્યું છે. **સરસ્વતીકંઠાભરણ( ૨૧૫ )**માં એવો ઉલ્લેખ છે કે આઢયરાજના રાજ્યમાં પાઇય બોલનાર કોણ ન હતું ?

**ઉપયોગિતા**—પાઇય ભાષાનો અભ્યાસ સંસ્કૃત કરતા સુગમ છે એટલે પરીક્ષા પસાર કરવામાં એથી વિશેષ અનુકૂળતા રહે છે એવી કેટલાક વિદ્યાર્થીઓની અને વાલીઓની મનોવૃત્તિની નોંધ લેવા આ હું લખતો નથી, પણ એના અભ્યાસથી જે સ્થાયી લાભો છે તે હું અહીં સૂત્રરૂપે ફક્ત ગણાવું છું:—

(૧) ભારતીય સંસ્કૃતિની અને પ્રાચીન ઇતિહાસની સર્વાંગીણ સમજુતી માટે ઉપયોગિતા.

---

तत्थ वि सद्दियवयण सद्दिया चेव णवरि जाणंति ।
सव्वेसुऽणुगहट्ठा इतरं थीबालवुड्ढादी ॥ ११६० ॥
दिट्ठंतो सिणवल्लीणिवाणकरणेण होति कायव्वो ।
एक्केण कतो अगडो नावि ससोवाण वितिएणं ॥ल० भा० ८४॥११६१॥
ततिएण तलागं तू तत्थऽगडे केयघडियमादीहिं ।
तीरंति उवभोत्तु जे वितिय दुपदाण अभिगम्म ॥ल० भा० ८५॥११६२॥
दुपदचउप्पदमादी सव्वेसि तलाग होति अभिगम्म ।
इय सव्वऽणुगहत्थं सुत्तं गहितं गणहरेहिं ॥ल० भा० ८६॥११६३॥ ''

1 અ૦ભા૦ અને મરહટ્ટી ભાષાને આંતરપ્રાન્તીય ભાષા તરીકે સ્થાન મળ્યું હતું એમ જણાય છે.

(૨) પ્રાચીન અલંકારશાસ્ત્રોમાના પાઇય પદ્યોની સમજ માટેની ઉપયોગિતા

(૩) પ્રાચીન સમયની સામાજિક પરિસ્થિતિ સમજવામાં સહાયકતા.

(૪) લોકસાહિત્ય માટેની ઉપયોગિતા

(૫) ગુજરાતી, મરાઠી, બંગાળી, હિંદી વગેરે આર્ય પેઢીની ભાષાઓના તુલનાત્મક અભ્યાસની અનુકૂળતા

(૬) ગુજરાતી ઇત્યાદિ ભાષાઓના શબ્દોની વ્યુત્પત્તિના બોધ અને એના ઐતિહાસિક ક્રમવિકાસના જ્ઞાનનુ પ્રબળ સાધન

(૭) ઉપનિષદ્ વગેરે વૈદિક સંસ્કૃત સાહિત્યમા નોધાયેલા આધ્યાત્મિક વિચારોની સરખામણીની સુગમતા અને એ સરખામણી દ્વારા સર્વધર્મ-સમભાવની કેળવાતી જોઇતી અનુપમ ભાવનાની સિદ્ધિ

પૈસાઈ બોલીઓના ઉપયોગિતા સંબંધી એક લેખ "ભા૦ વિ૦" (વ ૨, અ ૪)માં છે

[1]**અદ્ધમાગહીના અભ્યાસથી લાભ**—અ૦ મા૦નો અભ્યાસ કરવા જતા મરહટ્ઠીનો અભ્યાસ થઇ જ જાય છે વિશેષમા અ૦ મા૦નો અભ્યાસ થવાથી [2]અવહટ્ટ, સોરસેણી અને માગહી એ પાઇય ભાષાઓનો અભ્યાસ સુગમ બને છે આ ઉપરાત અ૦ મા૦નો અભ્યાસી પાલિમા રચાયેલા સાહિત્યમા સારી રીતે પ્રવેશ કરી શકે છે અને તેમ થતા એને જૈન અને બૌદ્ધ ધર્મોનો તુલનાત્મક અભ્યાસ સુગમ થાય છે.

---

૧ આ ભાષાનો અને મરહટ્ઠીનો અભ્યાસ કરવા માટે કયા કયા સાધનો છે તે મે "સાર્વજનિક" (ક્રમાંક ૪૧)મા છપાયેલ મારો લેખ નામે "અદ્ધ-માગહી ભાષાના અભ્યાસ માટેના સાધનો"મા સૂચવ્યા છે. ૨ "અપભ્રંશ"ના અભ્યાસ માટેના સાધનો વિષે મે ગુ મિ ગુ દ ના તા ૬૯-૮-૪૫ના અંકમા છપાયેલ મારા લેખ "અપભ્રંશના અભ્યાસીઓને'મા વિચાર કર્યો છે આના તા. ૨૯-૭-૪૫ના અંકમા "સિદ્ધહેમચન્દ્રમાના 'અપભ્રંશ' સંબંધી સૂત્રો અને એની સ્વોપજ્ઞ વૃત્તિના અભ્યાસ માટેના સાધનો"એ નામનો મારો લેખ છપાયો છે

પાઇયનું સન્માન—કાવ્યમીમાંસા (પૃ. ૫૦)માં નીચે મુજબની મતલબનાં જે ત્રણ કથનો છે તે ઉપરથી પાઇય ભાષાને રાજાઓ તરફથી કેવું સન્માન મળતું તેનો ખ્યાલ આવે છે:—

(૧) સંભળાય છે કે 'કુન્તલ' દેશમાં સાતવાહન નામે રાજા હતો. એણે અંતઃપુરમાં પાઇય ભાષાત્મક નિયમ પ્રવર્તાવ્યો હતો.

(૨) સંભળાય છે કે 'સૂરસેન' દેશમાં કુવિન્દ નામે રાજા હતો. એણે અંતઃપુરમાં કઠોર સંયોગવાળા અક્ષરોને છોડીને ભાષા બોલવાનો નિયમ પ્રવર્તાવ્યો હતો.

(૩) સંભળાય છે કે 'મગધ' દેશમા શિશુનાગ નામે રાજા હતો. એણે ઉચ્ચાર કરવામાં કષ્ટદાયક એવા ટ, ઠ, ડ, ઢ, શ, ષ, હ અને ક્ષ એ આઠ વર્ણોને દૂર કરી ભાષા બોલવાનો નિયમ પોતાના અંત.પુરમાં પ્રવર્તાવ્યો હતો.

ઉપર્યુક્ત કાવ્યમીમાંસા(પૃ. ૧૪)માં એવો નિર્દેશ છે કે કવિ-રાજા કવિઓની પરીક્ષા માટે સભા કરે ત્યારે પાઇય કવિઓને પૂર્વ તરફ આસન આપે

પાઇય ભાષાનાં ગુણગાન—પાઇય ભાષાની પ્રશસ્તિ ગાવી એ સોના ઉપર ઢોળ ચડાવવા જેવું ગણાય, પરંતુ વસ્તુસ્થિતિના યથાર્થ દર્શન કરાવવાની તમન્ના પ્રશસ્તિનું કારણ બને ત્યારે શું ? શંભુરહસ્ય જેવી અજૈન કૃતિમા પાઇય ભાષાનુ સ્થાન સંસ્કૃતના જેટલું ઉચ્ચ બનાવાયું છે એટલું જ નહિ, પણ પાઇય વચન ભગવાનને સંસ્કૃત કરતાં વધારે વહાલું છે,[1] કેમકે પ્રૌઢ કથન કરતાં બાળકોની મધુર ભાષા મનોરજક છે એ નિર્દેશદ્વારા એની શ્રેષ્ઠતા દર્શાવાઈ છે.[1] ભૂષણભટ્ટના પુત્રે જે લીલાવઇકહા રચી છે તેમાં એક સ્ત્રીપાત્રે પાઇયનાં પુષ્કળ વખાણ કર્યાં છે. કુવલયમાલામાં પાઇયનો નીચે મુજબ પરિચય આપી એની પ્રશંસાની સુવાસ ફેલાવાઈ છે:—

---

૧ જુઓ આર્હતદર્શનદીપિકા (પૃ. ૧૩૪-૧૩૫)મા અપાયેલા શંભુરહસ્યના બારમાથી ઓગણીસમા સુધીના પદ્યો અને એનુ ભાષાંતર.

"तं सयलकलाकलावमालाजलकल्लोलसंकुल लोयवुत्ततमहोअहिमहापुरिसमुह-णु( नि )ग्गयामयणीसंदबिंदुसंदोह संघडिएक्केक्कमवण्णापयणाणारूवविरयणासहं सज्जणवयणं पिय सुहसंगय"

અર્થાત્ પાઇય ભાષા તો સમસ્ત કળાઓના સમૂહની શ્રેણિરૂપ જળના તરંગો વડે પરિપૂર્ણ છે તેમજ લોકવૃત્તાન્તના મહાસાગરરૂપ મહાપુરુષના મુખમાંથી નીકળેલા અમૃતના રસમાંથી ઝરતા બિન્દુઓના સમૂહરૂપ છે. વળી એ સંઘટિત ક્રમવાળા વર્ણ અને પદોના વિવિધ રૂપોની રચના વડે શોભે છે તેમજ સજ્જનના વચનની પેઠે સુખેથી ગ્રહણ કરી શકાય તેવી છે.

**વિશિષ્ટ લેખો**—આ પ્રમાણે આ પ્રથમ ખંડ અહીં પૂર્ણ થાય છે એટલે એના પરિશિષ્ટ તરીકે પાઇય ભાષાના વિવિધ પ્રકારો સંબંધી અંગ્રેજી ઇત્યાદિ વિદેશી ભાષાઓમાં લખાયેલા વિશિષ્ટ લેખોની હું નોંધ લઉં છું:[1]

**મરહટ્ઠી**—(૧) એમ. ઘોષનો લેખ: Maharastri language and Literature ( JUB, 1936 ).

(૨) એમ. ઘોષનો લેખ: Maharastrī a later phase of S'aurasenī ( J. Dep of Lett, Calcutta, 1933 ).

(૩) ડૉ. ઘાટગેનો પી એચ ડી. માટેનો મહાનિબંધ: Causal formations in Prakrit.

**સોરસેણી**—(૧) ઘોષનો ઉપર્યુક્ત બીજો લેખ.

(૨) ડૉ. ઘાટગેનો લેખ: The S'aurasenī Prākrit (JUB, 1935 ).

**માગહી**—(૧) ડબલ્યુ. ઇ ક્લાર્કનો લેખ. Magadhī and Ardha-māgadhī ( JAOS, 44 ).

---

૧ આ તૈયાર કરવામાં મેં Progress of Indic Studies ( 1917–1942 )માં છપાયેલ ડૉ. ઘાટગેનો લેખ નામે A brief sketch of Prākrit Studies ( પૃ. ૧૯૪-૫ )નો છૂટથી ઉપયોગ કર્યો છે

(૨) એમ્ શહિદુલ્લાનો લેખ Magadhi Prakrit and Bengali (IHQ, 1925).

(૩) જે બ્લોક (Bloch)નો લેખ Aśoka et la Māgadhi (BSOS, VI, 2)

(૪) એ બેનરજી શાસ્ત્રીનો (અપૂર્ણ) લેખ The Evolution of Magadhi (Oxford, 1922)

પૈસાચી—(૧) ગ્રીયર્સનનો લેખ Rajaśekhara on the home of Paiśaci (JRAS, 1921)

(૨) ગ્રીયર્સનનો લેખ Paiśacī and Cūlikā-Paiśaci (IA, 1923)

(૩) ડૉ. કોનોનો લેખ Home of Paiśacī (ZDMG, 1910)

(૪) ડૉ. ઉપાધ્યેનો લેખ Paiśaci Language and literature (ABORI 1940)

વિભાસા—(૧) ગ્રીયર્સનનો લેખ · The Prakrit Vibhasas (JRAS, 1918)

(૨) એમ્ એ મહેન્ડેલ (Mehendale)નો લેખ Takkī or Dhakkı (BDCRI, 1940)

આ ઉપરાંત ડૉ. કત્રેના કેટલાક લેખો વિચારવા જેવા છે

(૧) A new Approach to the Study of Middle and Modern Indo-Aryan (Bharatiya Vidyā, 1940)

(૨) New Lines of Investigation in Indian Linguistics (ABORI, 1940)

(૩) ઇ સ ૧૯૪૧ના Wilson Philological Lecturesનો સારાંશ નામે Some Problems of Historical Linguistics in Indo-Aryan (Bharatiya Vidya 1941)

(૪) Materials for a Dhatupatha of Indo-Aryan (Indian Culture, 1938-39).

વિશેષમા વિલ્હેમ પ્રિન્સ (Printz)નો Bhasa નામનો જર્મન[1] લેખ અને પી. વી. રામાનુજસ્વામીનો લેખ The Prakrit in Kundamala પણ જોવા ઘટે. પ્રાકૃતપ્રકાશ ઉપર મુખ્યતયા આધાર રાખતું ડૉ દિનેશચન્દ્ર સરકારનુ A Grammar of the Prakrit Language નામનુ પુસ્તક કલકત્તા વિદ્યાપીઠ તરફથી ઇ સ. ૧૯૪૩મા પ્રકાશિત થયુ છે તે પણ જોવુ ઘટે.

## ખંડ ૨ : પાઇય સાહિત્ય

વિહંગાવલોકન—ઋગ્વેદના પ્રણયનસમયની કે એ પૂર્વેની પાઇય ભાષામા–પ્રાથમિક સ્તરની પાઇય ભાષામા ગૂથાયેલો કોઈ ગ્રંથ, ગ્રથાશ, શિલાલેખ કે સિક્કો આજે મોજુદ હોય એમ જણાતુ નથી જૈનો પૈકી શ્વેતાબર જૈનોના અને બૌદ્ધો પૈકી થેરાવાદી બૌદ્ધોના જે મૂળ ધાર્મિક ગ્રથો આજે વિદ્યમાન છે તેની ભાષા અનુક્રમે 'અદ્ધમાગહી' અને 'પાલિ' છે એટલે કે ઓઘરૂપે વિચારતા એ 'પાઇય' છે એવી રીતે મોટે ભાગે અશોકની મનાતી અને ઇ સ ની ત્રીજી શતાબ્દી જેટલી પ્રાચીન ગણાતી ધર્મલિપિઓની ભાષા પણ 'પાઇય' છે વળી 'સસ્કૃત નાટકો' તરીકે ઓળખાવાતા લગભગ બધા જ નાટકો પાઇય અને સસ્કૃત એમ બે ભાષામા રચાયેલા હોવાથી અને તેમા પણ પ્રાયઃ એ દરેક નાટકનો મોટો ભાગ પાઇયમા રચાયેલો છે એ ઉપરથી પાઇય સાહિત્યની વિશાળતા વિષે ખ્યાલ આવી શકશે

---

૧ Journal of Śrī Venkateshwar Oriental Institute (Vol IV, Nos 1-2)મા આનો પી. વી રામાનુજસ્વામીએ કરેલો અગ્રેજી અનુવાદ છપાયો છે.

**મર્યાદા**—'પાલિ' ભાષા જે વસ્તુતઃ પાઇય છે તેમાં ગૂંથાયેલા સાહિત્ય વિષે થોડુંઘણું પણ લખાણ પ્રસિદ્ધ થયેલું છે[1] એટલે અહીં તો હું એ સાહિત્ય જતું કરું છું. 'અવહટ્ટ' એ પણ એક રીતે 'પાઇય' ભાષા ગણાય છે. એ ભાષામાં રચાયેલા સાહિત્ય વિષે આગળ ઉપર ઊહાપોહ કરીશ. ત્રીજા થરની પાઇય ભાષાઓમાં સર્જાયેલા સાહિત્યનો વિચાર અહીં અસ્થાને છે. આમ અહીં પાઇય સાહિત્યની મર્યાદા છે.

**સાહિત્યનાં અંગ**—સાહિત્યનાં વિવિધ અંગો છે. જેમકે વ્યાકરણ, કોશ, છંદ, અલંકાર, કાવ્ય, તત્ત્વજ્ઞાન, ગણિત, ભૂગોળ, શિલ્પ, શિલાલેખ ઇત્યાદિ આમાંનું કયું અંગ પાઇય ભાષાની દૃષ્ટિએ કેટલું સમૃદ્ધ છે તે આપણે ક્રમશઃ વિચારીશું.

વ્યા ક ર ણ

**પાઇય વ્યાકરણની ભાષા**—જેમ પાલિ ભાષાનું વ્યાકરણ પાલિમાં મળે છે[2] તેમ એ સિવાયની પાઇય ભાષાઓ પૈકી એકેનું વ્યાકરણ તે તે ભાષામાં મળતું નથી, પરંતુ અ૦ મ૦ અને ખાસ કરીને મરહટ્ટીના

૧ જુઓ પૃ. ૨, પ્રો. મોરિસ વિન્તર્નિત્સકૃત *Geschichte der Indischen Litteratur*, એનો મિસીસ કેત્કર અને કોન (Kohn) દ્વારા કરાયેલો અંગ્રેજી અનુવાદ નામે A History of Indian Literature (Vol. II, pp 1–226), તેમજ બી સી લૉકૃત A History of Pali Literature (Vols. I, II). PLCIC (પૃ. ૧૨–૧૩)મા પાલિ સાહિત્યનો સંક્ષિપ્ત પરિચય છે ૨ કચ્ચાયણે (કાત્યાયને) પાલિનુ વ્યાકરણ પાલિમા જ રચ્યું છે એ લંકામા લખાયેલુ લાગે છે. આજથી પ્રાયઃ ૭૫૦ વર્ષ પહેલા મોગ્ગલ્લાને વ્યાકરણ રચ્યુ છે. આના સૂત્ર હિન્દી અર્થ ઇત્યાદિ સહિત 'પાલિ-મહાવ્યાકરણ' ના નામથી પ્રસિદ્ધ થયેલા છે. એના પાચમા ખંડમા પાલિના વ્યાકરણો વિષે ઊહાપોહ છે પાલિ સિવાયની પાઇય ભાષાઓના ઉપલબ્ધ વ્યાકરણો તો સંસ્કૃતમા છે.

વ્યાકરણને લગતાં વિવિધ [1]અવતરણો ઉપલબ્ધ થાય છે એ ઉપરથી એ પ્રત્યેક ભાષામાં એવું એકાદિક વ્યાકરણ તો જરૂર રચાયું હશે એમ સહજ અનુમાન કરી શકાય છે. પાઇય ભાષાને અંગે અનેક [2]સંસ્કૃત વ્યાકરણો રચાયાં છે અને એની ટૂંકી નોંધ "અદ્ધમાગહી ભાષાના અભ્યાસ માટેનાં સાધનો" એ લેખમાં ( પૃ. ૪૯ ) મેં લીધી છે. વળી એ પાઇય વ્યાકરણો યે સંસ્કૃત વ્યાકરણોને અવલંબીને રચાયાં છે. **પ્રાકૃત-પ્રકાશ** પણ એ જાતનું વ્યાકરણ છે. એના ઉપર **રામ**પાણિવાદે સંસ્કૃતમાં વૃત્તિ રચી છે[3] અને [4]**સેઉબંધ**, [5]**ગાહાસત્તસઈ**, **કપ્પૂરમંજરી**, **બાલરામાયણ**, **કંસવહ** અને **ઉસાનિરુદ્ધ**માંથી ઉદાહરણો આપ્યાં છે.

---

૧ આ માટે જુઓ "The Sarvajanikan" ( ક્રમાંક ૪૩ )મા છપાયેલો મારો લેખ નામે "Grammatical Topics in Pāiya". આ અવતરણોમા કપ્પ ( ૧ )ના ભાસ ( ગા. ૮૭, પૃ. ૮૬ )ગત "उय-वहकारो इ त्ति य हीकाराई ( अकारणा ) थोभया हुति" એ પૂર્વાર્ધ હું રજૂ કરું છું. આ તમામ અવતરણો મેં Am. Grammarમા આપ્યા છે. ૨ પાઇયને અંગે નરચન્દ્રસૂરિએ **પ્રાકૃતપ્રબોધ** નામનું વ્યાકરણ સંસ્કૃતમા રચ્યુ છે. શ્રુતસાગર-સૂરિએ **યશસ્તિલક**ની ટીકામા એક સ્થળે પોતાને માટે "प्राकृतव्याकरणाद्यनेक शास्त्ररचनाचञ्चुना" એવો ઉલ્લેખ કર્યો છે. વિશેષમા છ પાહુડની ટીકામા એમણે પાઇય વ્યાકરણના સૂત્રો સંસ્કૃતમા આપ્યા છે ( જુઓ પૃ. ૨૫, અન્તમા ). આ ઉપરથી એમણે કોઇ પાઇય વ્યાકરણ રચ્યું હોય એમ સિદ્ધ થાય છે, પણ હજી સુધી કોઇ સ્થળેથી આ વ્યાકરણ મળ્યુ નથી. ડૉ. દિનેશચન્દ્રે GPL ( પૃ. ૩૪ )મા પાઇયના સંસ્કૃત વ્યાકરણનો સંક્ષિપ્ત પરિચય આપ્યો છે. પાઇય વ્યાકરણોના ઇતિહાસ માટેનો પ્રશંસનીય પ્રયત્ન તે Nitti-Dolciની પેરિસથી ઇ. સ. ૧૯૩૮મા પ્રસિદ્ધ થયેલી કૃતિ નામે Les Grammariens Prākrits છે. ૩ The Adyar Library Series No. 54 તરીકે આ ઇ. સ ૧૯૪૬મા પ્રસિદ્ધ થઇ છે. એનું સંપાદન ડૉ. સી. કુન્હન રાજા અને કે. રામચન્દ્ર શર્માએ કર્યું છે. ૪–૫ આ બેમાથી અનેક ઉદાહરણો અપાયાં છે.

અંગ્રેજી લેખો—પાઇયના વ્યાકરણ સાથે નિમ્નલિખિત લેખો ગાઢ સંબંધ ધરાવે છે:

ઉચ્ચાર—શ્રીપસંન: The Pronunciation of Prakrit Palatals ( JARS, 1913 )

સ્વરવિદ્યા—ઉપાધ્યે: Orthographical explanation of certain Prakrit forms.

શબ્દવિજ્ઞાન—બ્લોક: Some problems of Indo-Aryan Philology ( BSOS, 1913 ).

રૂપરચના—ગ્રે: Observations on middle Indian *Morphology* ( BSOS, 1936 ).

વાક્યરચના—ઘાટગે: Instrumental and Locative in Ardhamagadhi ( IHQ, 1937 ).

,,–,, Repetition in Prakrit Syntax (NIA, 1939).

,,–,, Concord in Prakrit Syntax[1] (ABORS,1940).

વિશેષમાં બ્લોકના લેખ નામે L ' Indo-Aryen ( Paris, 1934)માં ઘણી ઘણી બાબતો વિચારાયેલી છે.

કોશ[2]

પાઇય ભાષામાં કેટલા યે કોશ રચાયા હશે પણ આજે તો કવિ ધનપાલે પોતાની સૌથી નાની બેન સુન્દરી માટે વિ૰ સં૰ ૧૦૨૯માં રચેલી પાઇયલચ્છીનામમાલા અને ' કલિકાલસર્વજ્ઞ ' હેમચન્દ્રસૂરિએ રચેલી રયણાવલિ નામનો દેસીસદ્દસંગહ ( દેશીનામમાલા ) એ બે જ

૧ આ વિષય *Introduction to Ardhamagadhi*ના ત્રીજા ભાગમાં પણ આ લેખકે ચર્ચ્યો છે. ૨ મોગ્ગલ્લાને પાલિમાં અભિધાનપ્પદીપિકા નામનો કોશ રચ્યો છે અને એ વિ. સં. ૧૯૮૦માં ગુજરાત વિદ્યાપીઠ તરફથી પ્રસિદ્ધ થયો છે.

કોશો મળે છે, જોકે આ [1]રયણાવલિ ઉપરથી આપણને નીચે મુજબના બીજા સાતેક 'દેશી'કારો વિષે સૂચન મળે છે:—

(૧) [2]અભિમાનચિહ્ન—એમણે સૂત્રરૂપે કોશ રચ્યો હતો અને એના ઉપર ઉદૂખલે ટીકા રચી હતી, પરંતુ એ બેમાંથી એકે કૃતિ હજી સુધી તો ઉપલબ્ધ થઇ નથી. મલયગિરિસૂરિએ **નંદી** ઉપર જે ટીકા રચી છે [3]એમાં અભિમાનચિહ્નનો અને એની કૃતિમાંની નીચે મુજબની પંક્તિનો ઉલ્લેખ છે:—

" पडिहत्थमुद्द(द्दु)मायं अहिरे( म )इयं च जाण आवण्णो ".

**કુવલયમાલા**માં અભિમાનાંક, પરાક્રમાંક અને સાહસાંકનો ઉલ્લેખ છે. એ પૈકી પ્રથમને 'અભિમાનચિહ્ન' સાથે કશો સંબંધ છે?

(૨) **ગોપાલ**—એમણે પદ્યાત્મક કોશ રચ્યો હતો અને 'દેશ્ય' શબ્દોના અર્થો સંસ્કૃતમાં આપ્યા હતા. આ કોશનો હજી સુધી પત્તો લાગ્યો નથી.

(૩) **દેવરાજ**—એમણે પણ ગોપાલની પેઠે પદ્યાત્મક કોશની રચના કરી હતી, પરંતુ 'દેશ્ય' શબ્દોના અર્થ સંસ્કૃતમાં નહિ આપતાં પાઇયમાં આપ્યા હતા. આમ આ વાત **રયણાવલિ** સાથે સામ્ય ધરાવે છે.

(૪) **દ્રોણ**—એમણે 'દેશ્ય' શબ્દો પાઇય ભાષામાં સમજાવ્યા હતા એટલું જ આપણે અત્યારે તો એમના કોશ વિષે જાણીએ છીએ.

---

૧ આ શબ્દ આઠમા વર્ગના અંતિમ પદ્યમા વપરાયો છે. એની સ્વોપજ્ઞ ટીકામા આના સંસ્કૃત સમીકરણ તરીકે 'રત્નાવલી' નો ઉલ્લેખ છે. ૨ પુષ્પદન્તે **તિસટ્ઠિમહાપુરિસગુણાલંકાર યાને મહાપુરાણ** (ઇ. સ. ૯૫૯–૯૬૫), **નાયકુમારચરિય**, અને **જસહરચરિય** રચવા ઉપરાંત "અભિધાનમેરુ" નામનો જે ગ્રંથ રચ્યો છે એમ કહેવાય છે તેને શું આ સાથે કંઇ સંબંધ છે? ૩ જુઓ પત્ર ૪૬આ.

(૫) **પાદલિપ્તસૂરિ**—એમણે રચેલા કોશ વિષે આપણે કઇ ખાસ જાણતા નથી.

(૬) **શીલાંક**—એમના કોશ વિષે પણ આપણે કશુ ખાસ કહી શકીએ તેમ જણાતુ નથી. શું આ શીલાંકને આયારના ટીકાકારથી અભિન્ન ગણી શકાય ખરા?

(૭) **ધનપાલ**—રયણાવલિમા જે ધનપાલના પાંચ ઉલ્લેખો જોવાય છે તે *પાઇયલચ્છીનામમાલામાં નજરે પડતા નથી.* એથી કેટલાક વિદ્વાનો એમ માને છે કે આ ધનપાલ આ **નામમાલાના** કર્તાથી ભિન્ન હોવા ઘટે જો આ મત સ્વીકાર્ય હોય તો આ સાતમા દેશીકારનો રચેલો કોશ પણ આપણે ગુમાવ્યો છે એમ માનવું જોઇએ.

**રાહુલક**—રયણાવલિમા રાહુલકનો નિર્દેશ છે એટલું જ નહિ પણ હેમચન્દ્રસૂરિએ એમને પ્રામાણિક ગણ્યા છે એટલે જો એમણે કોઈ 'દેશ્ય' શબ્દોનો કોશ કદાચ નહિ રચ્યો હશે તો પણ એઓ પાઇય ભાષામા તો પારંગત હશે એમ લાગે છે

**પિશેલ**—ત્રિવિક્રમના પ્રાકૃત વ્યાકરણમાના 'દેશ્ય' શબ્દો પિશેલે એકત્રિત કર્યા છે.[૧]

[૨]**પાઇયલચ્છીનામમાલા**—આ કોશ પદ્યાત્મક કૃતિ છે. આમાં ૯૯૮ શબ્દોના પર્યાયો અપાયેલા છે. એમાં કેવળ 'દેશ્ય' શબ્દો જ નથી, પણ પાઇય પણ છે આ સમગ્ર કૃતિની રચના જ૦મ૦મા થયેલી છે.

[૩]**રયણાવલિ યાને દેસીસદ્દસંગહુ**—આ જ૦મ૦મા રચાયેલા

૧ જુઓ P I Sમા છપાયેલ ડૉ ઘાટગેનો લેખ. ૨ બ્યૂહ્લરે એનથી ઇ સ. ૧૮૭૯મા સપાદિત કરેલી આ નામમાલાના અતમા એ જર્મન વિદ્વાને પાઇય શબ્દોના સસ્કૃત અને જર્મન અર્થો આપ્યા છે. ૩ પિશેલે ઇ સ ૧૮૮૦મા આ સપાદિત કરી હતી. ઇ. સ ૧૯૩૧મા બેનરજીએ અને ઇ. સ. ૧૯૩૮મા રામાનુજસ્વામીએ એ સપાદિત કરી છે ફા. ગુ સભા તરફથી ઇ. સ ૧૯૪૭મા આનો છટ્ઠા વર્ગના ૫૦ શ્લોક જેટલો વિભાગ સ્વોપજ્ઞ ટીકા તેમજ મૂળ અને આ ટીકાના ગુજરાતીમા પ બેચરદાસે કરેલા અનુવાદ અને ટિપ્પણ સહિત છપાયો છ 'દેશી' શબ્દો અને એના સ. અર્થ માટે જુઓ પૃ. ૬૦

અને સ્વોપજ્ઞ સંસ્કૃત ટીકાથી અલંકૃત કોશ વિષે મેં "કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રસૂરિ એટલે" એ [1]લેખમાં સૂચન કર્યું છે.

જેમ **અભિધાનચિન્તામણિ** એ સર્વસાધારણ ગ્રંથ હોવાથી એમાં જૈન પારિભાષિક શબ્દો ભાગ્યે જ મળે છે તેમ આ **રયણાવલિમાં** પણ કેટલાક 'દેશી'[2] શબ્દો ન લેવાયા હોય તો નવાઈ નહિ **તરંગલોલા** જોતાં જણાય છે કે પાઇય શબ્દો ટકાઈ જાય એટલા બધા [3]'દેશી' શબ્દો હતા[4]

મલયગિરિસૂરિએ રાયપ્પસેણઇજ્જ વગેરે આગમોની ટીકામાં નામમાલા–દેશીનામમાલામાંથી કેટલાક અવતરણો આપ્યાં છે, પણ એ **પાઇયલચ્છીનામમાલા** કે **રયણાવલિ**માં મળતાં નથી.

**અભિધાનરાજેન્દ્ર**—વિજયરાજેન્દ્રસૂરિએ તૈયાર કરેલો મહાકાય કોશ નામે **અભિધાનરાજેન્દ્ર** ઇ સ ૧૯૧૩થી ૧૯૨૫ના ગાળામાં સાત વિભાગમાં રતલામથી પ્રસિદ્ધ થયેલો છે આમાં પાઇય શબ્દના સંસ્કૃતમાં અર્થ અપાયેલા છે વિશેષમાં એમાં પાઇય શબ્દના મૂળનો પણ નિર્દેશ અને એને અંગે અવતરણો રજૂ કરાયેલાં છે

**પાઇયસદ્દમહણ્ણવ**—સ્વ પં. હરગોવિન્દદાસે આ કોશ રચ્યો છે અને તેને ઇ સ ૧૯૨૩થી ૧૯૨૮ સુધીમાં કલકત્તાથી ચાર ભાગમાં પ્રસિદ્ધ કર્યો છે એમાં પાઇય શબ્દનો હિન્દીમાં અર્થ આપવા ઉપરાંત એના મૂળનો ઉલ્લેખ છે ચોથા ભાગના પ્રારંભમાં ઉપોદ્ઘાત છે એમાં

---

૧ આ લેખ "શ્રીફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક" (વ ૩, અ ૪, પૃ ૫૬૧-૬૦૪)માં છપાએલો છે ૨ BSS (No XVII) તરીકે છપાયેલી બીજી આવૃત્તિમાં પ્રથમ પરિશિષ્ટ તરીકે અન્યત્ર 'દેશ્ય' તરીકે નિર્દેશાયેલા પણ હેમચન્દ્રસૂરિએ તદ્ભવ ગણેલા શબ્દોની સૂચિ છે ૩ રયણાવલિ (શ્લો ૪)માં 'દેસી' એટલે શું ? તે સમજાવતાં કહ્યું છે કે 'દેસી'થી ભિન્ન ભિન્ન દેશોમાં પ્રસિદ્ધ શબ્દનો સંગ્રહ થઈ શકે નહિ કેમકે એ અનંત છે આથી તો અહીં અનાદિ કાળથી ચાલી આવેલી વિશેષ પ્રકારની પાઇય ભાષાને 'દેસી' કહી છે જુઓ પૃ ૪૫-૪૬.

પાઇય ભાષાઓની ઉત્પત્તિ, એનું રહસ્ય, સંસ્કૃત ભાષા ઉપર એનો પ્રભાવ ઇત્યાદિ બાબતો વિષે ઊહાપોહ છે.

**Ardhamāgadhī Dictionary**—આગમોમાં આવતા શબ્દોનો સંસ્કૃત, ગુજરાતી, હિન્દી અને અંગ્રેજી એમ ચાર ચાર ભાષામાં અપાયેલા અર્થવાળો આ કોશ પાંચ વિભાગમાં ઇ. સ. ૧૯૨૩થી ૧૯૩૨ના ગાળામાં મુંબઇથી બહાર પડેલો છે. એના પ્રણેતા તરીકે રત્નચન્દ્રનું નામ અપાયેલું છે આ કોશમાં કેટલાંક ચિત્રો પણ છે

**The Student's English-Pāiya Dictionary**-કેવળ વિદ્યાર્થીઓને અનુલક્ષીને મેં રચેલી આ કૃતિમાં અંગ્રેજી ભાષાના લગભગ ૫,૦૦૦ શબ્દો માટે વીસેક હજાર પાઇય શબ્દ અપાયેલા છે. આ જાતના કોશ તરીકે અત્યારે તો આ એકલીજ કૃતિ છે.

અલ્પપરિચિત-સૈદ્ધાન્તિક-શબ્દકોશ—આગમોદ્ધારક જૈનાચાર્ય શ્રીઆનન્દસાગરસૂરિજીએ આગમિક સાહિત્યમાં જે અલ્પપરિચિત શબ્દો જણાયા તે જુદા તારવી અને બન્યું ત્યાં સુધી એના વિવરણકારે આપેલા અર્થને રજૂ કરી આ કોશની સંકલના કરી છે. આ કોશમાં અ૦ મા૦ અને ખાસ કરીને 'દેશી પ્રાકૃત'ના શબ્દો છે. આ જો જુદા તરવાયા હોત અથવા તો આ કોશ છપાવાતી વેળા એને માટે કોઈ ચિહ્ન રખાયું હોત તો એના અભ્યાસીને સુગમતા થાત

આ કોશના અંતમા પરિશિષ્ટ તરીકે રયણાવલિમાંના 'દેશી' શબ્દો અકારાદિ ક્રમે અપાયા છે અને સાથે સાથે આની સ્વોપજ્ઞ ટીકામાં એને માટે અપાયેલ સંસ્કૃત અર્થને સ્થાન અપાયું છે. આ પરિશિષ્ટનું નામ 'દેશ્યનામસંગ્રહાકારાદિ' યોજ્યું છે. આ પરિશિષ્ટપૂર્વકનો કોશ અત્યારે છપાય છે.

કપ્પૂરમંજરી ઇત્યાદિમાંના 'દેશ્ય' શબ્દો—ડૉ. સ્ટેન કોનો દ્વારા સંપાદિત કપ્પૂરમંજરીની આવૃત્તિ( પૃ. ૨૦૧ )માં લગભગ ૬૦ 'દેશ્ય' શબ્દો નોંધાયેલા છે. સમરાઇચ્ચચરિય(ભવ ૧, ૨ અને ૬)ની

એમ. સી. મોદી દ્વારા સંપાદિત આવૃત્તિમાં અંતમાં જે શબ્દકોશ છે તેમાં 'દેશ્ય' શબ્દોનો 'D' તરીકે નિર્દેશ છે. એવી રીતે આ મોદીએ અ **તગડદસા** અને **અણુત્તરોવવાઇયદસાની** આવૃત્તિના અંતમાં પણ આ બે આગમોમાંના 'દેશ્ય' શબ્દો નોંધ્યા છે. **પઉમચરિય** તેમજ **કહારયણકોસની** સ્વોપજ્ઞ વૃત્તિગત કથાનકોમાં અનેક 'દેશ્ય' શબ્દો છે.

લેખ—ડૉ. પી. એલ. વૈદ્યનો Observations on Hemacandra's Deśīnamamālā (ABORI, VIII) અને ડૉ. ઉપાધ્યેનો Kanarese Words in Deśi Lexicons. (ABORI, XII) એ લેખો શબ્દકોશના અભ્યાસીને જોવા જેવા છે.

## છંદ

જયકીર્તિકૃત છંદોઽનુશાસનના અંતિમ પદ્ય[1] ઉપરથી એ જાણી શકાય છે કે એમની પૂર્વે થઇ ગયેલા માંડવ્ય, પિંગલ, જનાશ્રય, સેતવ, પૂજ્યપાદ અને જયદેવે છંદઃશાસ્ત્ર રચ્યાં હતાં. આ પૈકી કોઇ એક પિંગલનુ છંદઃશાસ્ત્ર પાઇયમાં રચાયેલું છે અને જયદેવનું છંદઃશાસ્ત્ર સંસ્કૃતમા રચાયેલું છે. આ બને મળે છે, પરંતુ માંડવ્ય, જનાશ્રય, સેતવ અને પૂજ્યપાદનાં છંદઃશાસ્ત્ર આજે ઉપલબ્ધ છે કે કેમ તે જાણવું બાકી રહે છે. [2]બુદ્ધિસાગરસૂરિએ કોઈ છંદઃશાસ્ત્ર રચ્યું છે,[3] પણ એની

---

૧ આ પદ્ય જેસલમેરભાણ્ડાગારીય ગ્રન્થસૂચી (પૃ. ૩૦)મા નીચે મુજબ નોંધાયેલું છે —

" माण्डव्य-पिङ्गल-जनाश्रय-सेतवाख्य-
　　श्रीपूज्यपाद-जयदेवबुधादिकानाम् ।
छन्दांसि वीक्ष्य विविधान्यपि सत्प्रयोगात्
　　छन्दोऽनुशासनमिदं जयकीर्तिनोक्तम् ॥ "

૨ આ વર્ધમાનસૂરિના શિષ્ય અને જિનેશ્વરસૂરિના સહોદર તેમજ સતીર્થ્ય (ગુરુભાઈ) છે ૩ જુઓ પૃ. ૬૭–૬૮.

भाषा विषे खबर नथी नन्दियड्ढकृत [1]गाहालक्खण, अज्ञातकर्तृक कविदप्पण, विरहाङ्के रचेल कइसिट्ठ अने रत्नशेखरसूरिए रचेलो छंदकोस मरहट्ठी भाषामा छे आ प्रत्येकनु स्वरूप अहीं विचारीशु

गाहालक्खण—आ ग्रथना प्रथम पद्यमा ज आ नाम अने एना कर्ता [2]नन्दियड्ढे (स [3]नन्दिताढ्य ने केटलाकने मते नन्दिताढ्य) आपेलु छे सौथी प्राचीन पाइय छद तरीके जे 'गाहा' (गाथा) छदनो निर्देश कराय छे तेना स्वरूप उपर आ ग्रथ मोटे भागे 'गाथा' छदमा रचायेला एवा ९६ पद्यो द्वारा प्रकाश पाडे छे एमाना लगभग ४९ पद्यो उदाहरणरूपे अपायेला छे, ज्यारे बाकीना पद्यो गाथाना विविध प्रकारो अने बीजा छदोना लक्षणो रजू करे छे आ ग्रथना ३१मा पद्यमा 'अवहट्ट'नो तिरस्कार करायेलो छे ए उपरथी एम लागे छे के आ ग्रथमा जे 'अपभ्रश' साहित्यमा वपराता छंदोना लक्षणो अने एना उदाहरणो छे ते मूळ ग्रथकारना नहि हशे आने लगता पद्यो बाद करता मूळ कृति लगभग ७५ पद्य पूरती रहे छे आ तमाम पद्यो पण नन्दियड्ढे पोते ज रच्या होय एम जणातु नथी, केमके एनु नीचे मुजबनु चोथु पद्य नजीवा पाठभेदपूर्वक ना० शा० (अ २७)मां नजरे पडे छे—

" एओका( का )रपराइ अकारपर च पाइए नत्थि ।
वसवा( मा )स( र )मज्झयाणि च कचवग्गतवग्गनिहणाइ ॥ ४ ॥ "

विशेषमा गाहालक्खण उपर रत्नचन्द्रे जे टीका रची छे तेमा तेमणे सूचव्यु छे के ५७मु पद्य रोहिणीचरित्रमांथी, ५८मु अने

---

१ आना उपर भट्ट मुकुलना पुत्र हर्षटे विवृति रची छे जुओ जै भा. ग्र सू (पृ ६१) २ आ नाम गाहालक्खणना ३१मा तेमज ६३मा पद्यमा छे कप्पूरमजरी (जव १, पृ १९)मा हरिउड्ढ नदिउड्ढ, पोट्टिस अने हाल एम चार महाकविओना नाम छे ३ आ नाम साथे सरखावो पैसाई भाषामा वड्डकहा (स. बृहत्कथा) रचनारा गुणाढ्यनु नाम.

અને ૬૦મુ પુષ્પદન્તચરિત્રમાંથી અને ૬૧મું પદ્ય ગાથાસહસ્ર-શતપથાલંકારમાથી લેવાયેલા છે આ ટીકામા—૨૧મા અને ૩૦મા પદ્યની ટીકામા સ્વયમ્ભૂછન્દસ્‌નો ઉલ્લેખ છે

નંદિયડ્‌ઢ ક્યારે થયા તેની તેમજ એમની કોઇ બીજી કોઇ કૃતિ છે કે નહિ તેની ખબર નથી, પરતુ તેઓ જૈન હતા એ વાત તો ગાહા-લક્ખણ ઉપરથી સ્પષ્ટ રીતે તારવી શકાય છે, કેમકે તેમણે મગલાચરણરૂપે નેમિનાથને વદન કર્યું છે વળી [1]૧૫મા પદ્યમા મુનિપતિ વીરની, ૬૮મામા અને ૯૬મામા શાન્તિનાથની, ૭૦મામા અને ૭૧મામાં પાર્શ્વનાથની, ૫૭મામા 'બ્રાહ્મી' લિપિની, ૬૭મામા જૈન ધર્મની, ૨૧, ૨૨ અને ૨૫ એ ક્રમાકવાળા પદ્યોમા જિનવચનની, ૨૩મામા જિનશાસનની અને ૩૭મામા જિનની સ્તુતિ કરી છે વિશેષમા ૬૨મા પદ્યમા 'મેરુ' શિખર ઉપર ૩૨ ઇન્દ્રોએ વીરનો જન્માભિષેક કર્યાનો એમણે નિર્દેશ કર્યો છે આ ઉપરથી એઓ શ્વેતાબર હતા એમ લાગે છે

અહીંના જૈનાનન્દ પુસ્તકાલયમા ગાહાલક્ખણની બે હાથપોથી છે એના ક્રમાક અનુક્રમે ૧૮૮ અને ૧૬૫૨ છે એમા ૧૮૮ક્રમાકવાળી પોથી આઠ પાનાની ત્રિપાટી છે એમા વચમા મૂળ છે અને ઉપર નીચે રત્નચન્દ્રકૃત ટીકા છે આ ટીકાના અતમાની પક્તિ નીચે પ્રમાણે છે —

"नदिताढ्यस्य च्छदसष्टीका कृति श्रीदेवाचार्यस्य शिष्येणाष्टोत्तरशत प्रकरणकर्तुर्महाकवे पडितरत्नचंद्रेणेति ॥ इति सपुण्ण ॥

माडव्यपुरगच्छीयदेवानदमुनेर्गिरा ।
टीकेय रत्नचंद्रेण नंदिताढ्यस्य निर्मिता ॥"

મૂળમા ૯૩ પદ્યો છે આ હાથપોથી બહુ પ્રાચીન જણાતી નથી કદાચ સો વર્ષ જેટલી જ પ્રાચીન હશે

[1] આ પદ્ય કઇક પાઠભેદપૂર્વક સૂયગડની ચુણ્ણિ (પત્ર ૩૦૪)મા અવતરણરૂપે અપાયુ છે જૈ. સ પ્ર (વ ૧૩, અ ૨)મા "સૂત્ર વિષે પરામર્શ" નામનો મારો જે લેખ છપાયો છે તેમા આ પદ્ય મે મગલાચરણ તરીકે આપી એનો ગુજરાતી અનુવાદ આપ્યો છે.

૧૬૫૨ ક્રમાંકવાળી પોથી પ્રાચીન છે. એમા પદ્યને લગતા ઉદાહરણ છે પહેલા પત્રમા ચારે બાજુ ટિપ્પણ છે છેલ્લા પત્રના અંતમા "इति नंदियड्डछंद समाप्त" એવો ઉલ્લેખ છે

છંદોઽનુશાસનની સ્વોપજ્ઞ વૃત્તિ( પત્ર ૨૭આ )મા કંઇક પાઠભેદ સાથે ગાહાલક્ખણની ૪૦ મી, ૪૧મી અને ૪૨ મી ગાથા જોવાય છે

ગાહાલક્ખણનુ સંપાદન પ્રો એચ. ડી વેલનકરે કર્યું છે અને એ કૃતિ ભા પ્રા મ મ ના ત્રૈમાસિક ( પુ ૧૪, પૃ ૧–૩૮ )મા છપાયેલી છે

કવિદપ્પણ—છંદોને લગતા પાઇયમાં પદ્યમા રચાયેલા અને છ[1] પ્રકરણોમા વિભક્ત કરાયેલા એવા આ ગ્રંથના કર્તાનુ નામ જાણવામા નથી વિશેષમા એના ઉપર જે સંસ્કૃત ટીકા છે તેના કર્તાના નામ વિષે પણ આપણે અજ્ઞાત છીએ, પરંતુ એ મૂળ ગ્રંથકાર તેમજ ટીકાકાર જૈન હતા એ આ કૃતિઓ જોવાથી જાણી શકાય છે વિશેષમા એ બંને હેમચન્દ્રસૂરિકૃત છંદોઽનુશાસનથી પણ પરિચિત હતા એ જોઈ શકાય છે

કવિદપ્પણમા એના કર્તાએ જિનચન્દ્રસૂરિ, હેમચન્દ્રસૂરિ, સૂરપ્રભસૂરિ અને તિલકસૂરિ અને હર્ષદેવ( રત્નાવલીના કર્તા )ની કૃતિઓમાથી અવતરણ આપેલા છે એની ટીકામા છદ્દકદલો નામના પાઇય ગ્રંથનો ઉલ્લેખ છે વળી સ્વર, [2]પિંગલ અને ત્રિલોચનદાસ એ ત્રણની સંસ્કૃત કૃતિઓમાંથી અને સ્વયંભૂ, પાદલિપ્તસૂરિ અને મનોરથ એ ત્રણની પાઇય કૃતિઓમાથી અવતરણો અપાયેલા છે વિશેષમા ટીકામા રત્નસૂરિ સિદ્ધરાજ જયસિંહ ધર્મસૂરિ અને કુમારપાલનો નિર્દેશ છે, જ્યારે મૂળમા સિદ્ધરાજ જયસિંહ કુમારપાલ, સમુદ્રસૂરિ ભીમદેવ, તિલકસૂરિ, શાકંભરીરાજ, યશોઘોષસૂરિ અને સૂરપ્રભસૂરિનો નિર્દેશ છે

---

૧ આના પહેલા બે પ્રકરણો કેવળ પાઇય ભાષાના અભ્યાસીઓને રસપ્રદ છે

૨ 'जयदेव-पिंगला सक्कयमि दु चिय जइ सामिच्छंति ।
मंडव्व-भरह-कासव-सेयवपमुहा न इच्छंति ॥"

કવિદપ્પણમાં ૬૯ ઉદાહરણો અપાયેલાં છે. એમાંનાં ઘણાંખરાં ગ્રંથકારનાં પોતાનાં બનાવેલાં હોય એમ લાગે છે, જ્યારે ટીકાકારે લગભગ ૫૭ ઉદાહરણો અન્યકર્તૃક આપેલાં છે. મૂળ કૃતિનો ઉદ્દેશ સર્વાંગીણતા કે શાસ્ત્રીયતા નથી, પરંતુ લોકપ્રિય બનવા ઇચ્છતા કવિઓને માર્ગ દર્શાવવા પૂરતો છે. આથી તો આ કૃતિમાં **છન્દોઽનુશાસન**ની જેમ તમામ પાઇય છન્દોનું નિરૂપણ નથી.

અજિયસંતિથવ ઉપર જિનપ્રભસૂરિએ જે ટીકા રચી છે તેના અંતમાં પોતે કવિદર્પણ( પા કવિદપ્પણ )નો ઉપયોગ કર્યાનું સૂચવ્યું છે. આ ઉપરથી તેમજ પ્રસ્તુત કવિદપ્પણનો કંઇક અંશ આ ટીકામાં ઉપલબ્ધ થાય છે એ ઉપરથી આ બંને કવિદપ્પણને એક માનવા પ્રો. વેલનકર પ્રેરાયા છે, પરંતુ મારું માનવું એ છે કે આ બંને કવિદપ્પણ ભિન્ન છે અને જે સમાનતા જોવાય છે તે તો કોઇ ત્રીજા ગ્રંથમાંથી બનેએ કરેલા ઉતારાને આભારી હોવી જોઇએ; નહિ તો અનેક છન્દોનાં જે લક્ષણો જિનપ્રભસૂરિએ આપ્યાં છે તે શું સ્વતંત્ર રચના છે અને તેમ છતાં પોતાની કૃતિ કવિદર્પણને આભારી છે એમ તેઓ કહે છે એમ માનવું ?

કવિદપ્પણ ભા. પ્રા. સં. મં.ના ત્રૈમાસિક ( પુ. ૧૬, પૃ. ૪૪–૮૯; પુ. ૧૭, પૃ. ૩૭–૬૦ અને ૧૬૭–૧૮૪ )માં છપાયેલ છે અને એ પ્રો. વેલનકરને હાથે સંપાદિત થયેલ છે.

**છંદકંદલી**—આ પણ એક પાઇય કૃતિ છે અને એમાં અજ્ઞાતકર્તૃક કવિદપ્પણની પરિભાષાનો ઉપયોગ કરાયેલો છે એમ પ્રો. વેલનકર સૂચવે છે. આ કૃતિ અપ્રસિદ્ધ હોય એમ જણાય છે. કવિદપ્પણમાં માત્રાની જુદી જુદી જાતો સમજાવતી વેળા એ કવિદપ્પણની ટીકામાં આ **છંદકંદલી**માંથી એનાં લક્ષણો અપાયેલાં છે.

**સયંભૂછંદ**—આ પણ એક પાઇય કૃતિ છે અને એની એક અપૂર્ણ હાથપોથી વડોદરા પ્રાચ્ય મંદિરમાં છે. આ કૃતિનું સંપાદન પ્રો. વેલનકરને હાથે થયું છે અને એ કૃતિ J B B R A Sમાં ઇ. સ. ૧૯૩૫માં પ્રસિદ્ધ

થયેલી છે. અત્યાર સુધીમાં આ કૃતિમાંનાં નવ અવતરણો આ જ કૃતિના કર્તા સ્વયંભૂના પઉમચરિયમાંથી મળી આવ્યાં છે.[1] જેમકે સયંભૂછં (૮-૩૧)=પઉમચરિય (૩૧-૧). સયંભૂછંદમાંથી કેટલાંક છંદન લક્ષણો અને ઉદાહરણો પાઠભેદપૂર્વક કે એમ ને એમ છન્દોઽનુશાસનમાં જોવાય છે. કદાચ બને કૃતિનું મૂળ કેટલીક બાબતમાં એક જ હશે. આ સંબંધમાં પ્રા. ભાયાણીએ ભા૦ વિ૦ ( Vol. VIII, Nos. 8-10 pp. 202-210 )માં પ્રસિદ્ધ થયેલ લેખ નામે Svayambhū and Hemacandraમાં વિસ્તારથી ઊહાપોહ કર્યો છે.

કઇસિટ્ઠ—આ પદ્યાત્મક પાઇય કૃતિને [2]કવિસિટ્ઠ, કૃતસિદ્ધ, છંદોવિચિતિ અને [3]વિત્તજાઇસમુચ્ચય ( સં. વૃત્તજાતિસમુચ્ચય ) એમ વિવિધ નામોથી ઓળખાવાય છે. આના કર્તાનું નામ '[4]વિરહ-લાંછન ' યાને ' વિરહાંક ' છે. એમણે સદ્‌ભાવલાંછન, ગંધહસ્તી અને અવલેપચિહ્ન પિંગલને નમસ્કાર કર્યા છે.[5] એઓ ક્યારે થયા તે જાણવામાં નથી એટલે તો કાવ્યાદર્શમાં જે છંદોવિચિતિનો ઉલ્લેખ કર્યો છે તે પ્રસ્તુત ગ્રંથ છે કે ભિન્ન તેનો નિર્ણય કરવો બાકી રહે છે. સિ૦ હે૦( ૮, ૩, ૧૩૪ )ની સ્વોપજ્ઞ વૃત્તિમાં દૃગાહંથી શરૂ થતું પદ્યાર્ધ કઇસિટ્ઠ( ૧-૧૭ )માં પૂર્વાર્ધ રૂપે જોવાય છે. સિ૦ હે૦ (૮, ૨, ૪૦)ની સ્વોપજ્ઞ વૃત્તિમાં જે વિદ્ધકઇનિરુવિઅ એવું જે ઉદાહરણ અપાયું છે તે કઇસિટ્ઠ(૨-૮)માંથી લેવાયું હશે, કેમકે એના પૂર્વાર્ધમાં આ શબ્દપ્રયોગ છે.

આ ગ્રંથમાં માત્રાવૃત્ત તેમજ વર્ણવૃત્ત વિષે ઊહાપોહ છે અને એ છ નિયમોમાં વિભક્ત છે. આનાં આદ્ય ત્રણ પદ્યો જૈ. ભાં. ગ્રં. સૂ. ( પૃ. ૩૦ )માં અપાયેલાં છે અને આ સંપૂર્ણ ગ્રંથ બે કટકે છપાયેલો છે. પહેલા ચાર નિયમો પૂરતો વિભાગ JBBRAS (Vol. 5 )માં અને બાકીના નિયમો પૂરતો વિભાગ તેમજ પ્રસ્તાવના અને ટિપ્પણ(અંગ્રેજી)

---

૧ જુઓ પ્રા એચ. સી. ભાયાણીનો ભા૦ વિ૦ ( ઇ. સ. ૧૯૪૫, નવેમ્બર-ડિસેમ્બર )ના અંક ( પૃ. ૨૫૮ )માં છપાયેલો લેખ. ૨-૩ જુઓ આ કૃતિની અન્તિમ પુષ્પિકા. ૪ જુઓ બીજું પદ્ય. ૫ જુઓ પ્રથમ પદ્ય.

આ સામયિક( Vol 8, Nos 1-2, pp 1-28 )મા છપાયેલો છે પાચમો નિયમ ( જેમા સસ્કૃત સાહિત્યમા વપરાતા છદોના લક્ષણો અપાયેલા છે ) તે સસ્કૃતમા છે, બાકીના બધા પાઇયમા છે એમાં ‘ મૃગાક્ષી ’ એવુ સબોધન છે

છટ્ઠો નિયમ( શ્લો ૫૨–૫૩ )મા ૪ આગળ=૧ રામ, ૩ રામ=૧ વિતસ્તિ, ૨ વિતસ્તિ=૧ હાથ, ૪ હાથ=૧ ધનુર્ધર, ૨૦૦૦ ધનુર્ધર=૧ કોશ અને ૮ કોશ=૧ યોજન એમ કોષ્ટક અપાયેલુ છે. એમા ‘ રામ ’ અને ‘ ધનુર્ધર ’ એ શબ્દ ખાસ નોધવા લાયક છે

કઇસિટ્ઠેના ઉપર ભટ્ટ ચક્રપાણના પુત્ર ગોપાલે વૃત્તિ રચી છે અને એ વૃત્તિમા એમણે કાત્યાયન, ભરત, કબલ અને અશ્વતર(?)નુ સ્મરણ કર્યું છે

છંદકોસ—વિક્રમના પદરમા સૈકામા થઈ ગયેલા રત્નશેખરસૂરિની આ પાઇય કૃતિ છે એમા ૭૪ ગાથા છે એના ઉપર એમના સતાનીય ચદ્રકીર્તિસૂરિએ સત્તરમા સૈકામા ટીકા રચી છે આ પાઇય કૃતિ Z D M G ( Vol 75, p 97 ff )મા શુબ્રિગે ઇ સ. ૧૯૨૨મા છપાવી હતી પ્રો વેલનકરે અગ્રેજી પ્રસ્તાવના સાથે એ સપાદિત કરી છે અને એ JUBમા ઇ સ ૧૯૩૩મા પ્રસિદ્ધ થયેલી છે આ કૃતિ પાઇય-પિગલને ઘણી મળતી આવી છે આમાના પાઇય છદો પૈકી કેટલાક સુપ્રસિદ્ધ છે અને એમા એ છદોના લક્ષણો–ગણમાત્રાદિ અપાયા છે [1] આ કૃતિમા બે પાઇય છદશાસ્ત્રીના નામ છે (૧) અલ્લુ (અર્જુન) અને (૨) ગુલ્હ (ગોસલ)

[2]બુદ્ધિસાગરસૂરિકૃત છન્દ શાસ્ત્ર—ગુણચન્દ્રગણિએ વિ મ ૧૧૩૯ મા પૂર્ણ કરેલ મહાવીરચરિયની પ્રશસ્તિમા કહ્યુ છે કે બુદ્ધિસાગરસૂરિએ ઉત્તમ વ્યાકરણ અને છન્દ શાસ્ત્ર રચ્યા છે એમણે વિ સ ૧૦૮૦મા પચગ્રન્થી નામનુ સ્વોપજ્ઞ સસ્કૃત વ્યાકરણ રચ્યુ છે અને એ તો મળે છે, પરતુ એમણે રચેલુ છન્દ શાસ્ત્ર હજી સુધી તો મળી આવ્યુ નથી.

૧ જુઓ જૈ. સા સ. ઇ ( પૃ ૪૪૧ )　૨ જુઓ પૃ ૬૧

વર્ધમાનસૂરિએ વિ. સં. ૧૧૪૦માં રચેલી મનોરમાકહાની પ્રશસ્તિ ઉપરથી જણાય છે કે જિનેશ્વરસૂરિએ તેમજ એમના ભાઈ બુદ્ધિસાગરસૂરિએ વ્યાકરણ, છન્દ, નિઘંટુ, કાવ્ય, નાટક, કથા, પ્રબંધ ઇત્યાદિ રચ્યાં છે. એમણે રચેલાં કાવ્ય, નાટક અને પ્રબંધ વિષે આપણે અત્યારે તો અજ્ઞાત છીએ.

**પાઇય-પિંગલ**—'પ્રાકૃત-પિંગલ' તરીકે સુપ્રસિદ્ધ પદ્યાત્મક કૃતિને માટે હું આ પાઇય નામ યોજું છું. આ કૃતિમાં મુનિ, આચાર્ય અને નાગ તરીકેના ઉલ્લેખપૂર્વક પિંગલનો નિર્દેશ છે. એ ઉપરથી આ કૃતિના નામમા પિંગલનો ઉલ્લેખ થતો આવ્યો હોય એમ જણાય છે. આ કૃતિમાં મેવાડના રજપુત રાજા હમીરનો અનેક વાર નિર્દેશ છે. વળી એમાં સુલતાણ (પૃ ૧૮૦), ખુરસાણક (પૃ ૨૪૯), ઓલ્લા (પૃ. ૨૪૯), સાહિ (પૃ. ૨૬૨), તુલક (પૃ. ૨૬૨) અને હિંદૂ (પૃ. ૨૬૨) એ શબ્દ વપરાયેલા છે. આ ઉપરથી એનો રચનાસમય હેમચન્દ્ર કરતાં પાછળનો હોવાનું અનુમનાય છે. કપ્પૂરમંજરીમાંથી કેટલાંક પદ્ય ઉદ્ધૃત કરાયેલાં છે આ કૃતિ વિશ્વનાથ પંચાનને રચેલી પિંગલટીકા, વંશીધરકૃત પિંગલપ્રકાશ, કૃષ્ણીય વિવરણ નામની ટીકા અને યાદવેન્દ્રકૃત પિંગલતત્ત્વ-પ્રકાશિકા એમ ચાર વૃત્તિઓ સહિત ચંદ્રમોહન ઘોષે ઇ. સ. ૧૯૦૦થી ૧૯૦૨ના ગાળામા સંપાદિત કરી છે. એમના મત પ્રમાણે આ કૃતિ કોઇ એક જ કર્તાની નથી, પણ ભિન્ન ભિન્ન ગ્રંથકારોની રચના ઉપરથી તૈયાર કરાયેલા સંગ્રહરૂપ છે એના સમર્થનમાં એમનું કહેવું એ છે કે જો એક જ ગ્રંથકારની આ કૃતિ હોત તો જુદા જુદા છંદો માટે એક જ નામ તેમજ એક જ છંદ માટે જુદાં જુદાં નામ તેમણે આપ્યાં ન હોત. આ મંતવ્ય મને વિચારણીય જણાય છે.

ઇ. સ. ના ૧૬મા સૈકાના અંતમાં અથવા તો ૧૭માના પ્રારંભમાં આ પાઇય-પિંગલ ઉપર વૃત્તિઓ રચાયેલી જોવાય છે. આ કૃતિમાં અવહટ્ઠનો પુષ્કળ ઉપયોગ થયેલો જોવાય છે, જ્યારે પાઇય-મરહટ્ઠીનો ઓછો ઉપયોગ જોવાય છે.

આઠ અધ્યાયમાં વિભક્ત કરાયેલ અને સૂત્રરૂપ એવો જે છંદઃશાસ્ત્ર નામક ગ્રંથ જયદેવે વિ. સં. ૧૧૯૦ પૂર્વે રચ્યો છે અને જેના ઉપર હર્ષટે વિવરણ રચ્યું છે તે ગ્રંથ સંસ્કૃતમાં છે. એવી રીતે જયકીર્તિકૃત **છંદોડનુશાસન** કે જે માંડવ્ય, પિંગલ, જનાશ્રય, સૈતવ, પૂજ્યપાદ અને જયદેવનાં છંદ સંબંધી કૃતિઓ જોઇને તૈયાર કરાયેલો છે તે પણ સંસ્કૃત કૃતિ છે.

છંદોને લગતી આ વિવિધ કૃતિઓ છંદઃશાસ્ત્રના જ અભ્યાસની દૃષ્ટિએ મહત્ત્વની છે એમ નથી, પરંતુ એમાં જે પાઇય અવતરણો છે તે તેમજ ના૦ શા૦( અ. ૩૨ )માંના કેટલાક છંદનાં [1]પાઇય ઉદાહરણો પૂર્વગામી પાઇય સાહિત્યના અભ્યાસ માટે ઉત્તમ સાધનની ગરજ સારે તેમ છે.

**છંદોનુ વૈવિધ્ય**—પાઇય સાહિત્યમાં અક્ષરમેળ અને માત્રામેળ એમ બંને પ્રકારના છંદોની વિવિધતા છે. આ હકીકત આપણે ભાષાદીઠ વિચારીશું. પાલિ સાહિત્યમાંના અતિપ્રાચીન **સુત્તનિપાત**મા અનુષ્ટુભ્, ઇન્દ્રવંશા, ત્રિષ્ટુભ્ અને વૈતાલીય છંદો તેમજ એ છંદોની જાતજાતની સંસૃષ્ટિઓ નજરે પડે છે. વળી **ધમ્મપદ** તો આખું યે અનુષ્ટુભ્ અને ઉપજાતિમાં છે આમ અક્ષરમેળ છંદોનો પ્રાચીન અને પ્રચુર પ્રયોગ પાઇય સાહિત્યગત પાલિ પિટકોમા જોવાય છે. એમાં ' આર્યા ' છંદનો

---

૧ બત્રીસમા અધ્યાયના આ પદ્યાત્મક પાઇય ઉદાહરણોનો ભાષાદૃષ્ટિએ મનમોહન ઘોષે અભ્યાસ કર્યો છે. જુઓ I H Q ( Vol VIII; 1932 )માં છપાયેલો એમનો લેખ નામે " Prākṛta verses of the Bharata-Nāṭya-Śāstra ". ઘોષના મત મુજબ આ પદ્યોની ભાષા ઇ. સ. પૂર્વે બીજા સૈકાથી મોડા સમયની નથી. આ હકીકત સં. ના. વિ. ૩. ( પૃ. ૭ )માં નોધાયેલી છે. વિશેષમા આ પુસ્તક ( પૃ. ૧૦૩-૧૦૪ )મા ધ્રુવાના પાંચ વિભાગો વિષે હકીકત છે. તેત્રીસમા અધ્યાયમા ધ્રુવાના ઉદાહરણો છે અને એ તમામ પાઇયમાં છે **વિક્રમોર્વશીય**ના ચોથા અંકમા ઘણી ધ્રુવાઓ છે. બીજાં નાટકોમાં ખાસ ધ્રુવાઓ મળતી નથી.

પ્રયોગ ભાગ્યે જ જોવાય છે. અદ્ધમાગહી સાહિત્યની વાત એથી ભિન્ન છે. એનો મુખ્ય છંદ [1]આર્યા-ગાથા છે. આયાર અને સૂયગડમા ચાર જ છંદનો પ્રયોગ છેઃ અનુષ્ટુભ્, ત્રિષ્ટુભ્, વૈતાલીય અને ગાથાનુષ્ટુભ્ની સંસૃષ્ટિ. એ સૌમા અધિક પ્રમાણ અનુષ્ટુભ્નુ છે સૂયગડનુ 'ગાથા' અજ્ઝયણ 'સામુદ્દઅ' (સામુદ્રક) છંદમા છે એમ એની નિજ્જુત્તિ-(ગા. ૧૩૯)મા કહ્યુ છે શીલાંકસૂરિ આની ટીકામા કહે છે કે "सामुद्रेण छन्दसा वा निबद्धा सा गाथेत्युच्यते, तच्चेद छन्द अतिबद्ध च यल्लोके गाथेति तत् पण्डितै प्रोक्तम् "

નાયાધમ્મકહા( અ ૯ )મા જે રત્નદ્વીપની દેવીનો વિલાપ છે તે પદ્યાત્મક છે અને એના છંદ વિષે અભયદેવસૂરિએ કંઇ પ્રકાશ પાડ્યો નથી અને હુ પણ પાડી શકતો નથી

પણ્હાવાગરણમા 'વેઢ' છંદનો અનેક વાર ઉપયોગ થયેલો છે આ હકીકત ડૉ અમૂલ્યચન્દ્ર સેને "A critical Introduction to the Panhavāgaranāim, the Tenth Anga of the Jaina Canon "મા ઘણી સારી રીતે દર્શાવી છે એમ કહેવાય છે, પણ આ કૃતિ મારા જોવામા આવી નથી

જ૦ મ૦મા રચાયેલા પઉમચરિયમા માત્રામેળ છંદો તો છે જ પણ સાથે સાથે અનેક પ્રકારના અક્ષરમેળ છંદો પણ જોવાય છે [2] જેમકે

---

1 સૂયગડનિજ્જુત્તિ ( ગા ૨૩ )ની ટીકામા શીલાંકસૂરિએ આના લક્ષણ માટે જે નીચે મુજબનુ પદ્ય આપ્યુ છે તે કયા છંદશાસ્ત્રનુ છે?—

"सत्तट्ठ तरु विसमे ण से हया ताण छट्ठ णहजलया ।
गाहाए पच्छद्धे भेओ छट्ठो त्ति इक्कलो ॥ "

આનો અર્થ એ છે કે સાત 'તરુ' એટલે ચાર ચાર માત્રાના સાત ગણ અને આઠમો ગુરુ એટલે બે માત્રાનો ગણ. તેમા વિષમ ગણોમા જગણ ન જોઇએ છઠ્ઠો ગણ 'ણ્હ્ડ' એટલે ચાર લઘુ માત્રાવાળો અથવા જગણ જોઇએ ગાથાના પાછલા અર્ધ ભાગમા છઠ્ઠો ગણ એક માત્રાનો જોઇએ. આ સબધમા જૈનાનન્દ પુસ્તકાલયની સિદ્ધાન્તવિષમપદપર્યાયની હાથપોથી (ક્રમાંક ૨૪૬)મા સ્પષ્ટીકરણ છે, પણ પાઠ અશુદ્ધ છે 2 જુઓ પૃ. ૮૮

ઇન્દ્રવજ્રા, ઇન્દ્રવંશા, ઉપજાતિ, ઉપેન્દ્રવજ્રા, તોટક, દોધક, દ્રુતવિલંબિત, મન્દાક્રાન્તા, માલિની, રુચિરા, વંશસ્થવિલ, વસન્તતિલકા, શરભ, શાર્દૂલવિક્રીડિત અને સ્રગ્ધરા

વિલાસમા ડૂબેલા જમાનાનુ આબેહૂબ ચિત્ર રજૂ કરનારા અને સાથે સાથે પ્રેમ, કુલીનતા, ઉદારતા ઇત્યાદિનો યથાર્થ ખ્યાલ આપનારા **મૃચ્છકટિક**ના પાઇય વિભાગમા તેમજ [1]**કપ્પૂરમંજરી**મા આમાના ઘણા વૃત્તો વપરાયા છે વળી **નંદિષેણે** રચેલ જે **અજિયસંતિથય** છંદોમા રચાયેલુ છે તેમા અનેક અક્ષરમેળ છંદો છે **પાઇયપિંગલ**મા જે પાઇયમાં ઉદાહરણો છે તેનો અને બીજી પાઇય કૃતિઓનો વિચાર કરતા એ વાત સ્પષ્ટ જણાય છે કે અક્ષરમેળ છંદોનો ઇજારો કંઇ સંસ્કૃત સાહિત્યે જ લીધો નથી, પાઇય કાવ્ય—સાહિત્યમા પણ એ છંદોનો પુષ્કળ પ્રયોગ નજરે પડે છે અને તે પણ એટલો બધો કે એના નામ-નિર્દેશ કરવા જતા પણ થોડાક પાના તો જરૂર ભરાય

અત્યારે જેટલુ અવહટ્ટ સાહિત્ય પ્રકાશમા આવ્યુ છે તે જોતા એમ લાગે છે કે એ સાહિત્યમા માત્રામેળ છંદોનો હિસ્સો અક્ષરમેળ છંદો કરતા વધારે છે અક્ષરમેળ છંદો પૈકી ચામર, ભુજંગપ્રયાત, મંદર, સોમરાજિ અને સ્રગ્વિણી એ પાંચ વૃત્તો **ભવિસયત્તકહા**મા વપરાયા છે

**પાઇયપિંગલ**ના 'વર્ણવૃત્ત'ના નામે ઓળખાવાતા બીજા પરિચ્છેદમા ૧૦૫ વર્ણવૃત્તોનાં લક્ષણો અને ઉદાહરણો છે એ ઉદાહરણોમા અવહટ્ટની છાટવાળા ઉદાહરણો બાદ કરીએ અને સર્વથા અવહટ્ટમા જ રચાયેલા ઉદાહરણો વિચારીએ તો તેમા ઉપજાતિ, દોધક પ્રમાણિકા, વસન્તતિલકા અને સુવાસ એ વૃત્તો વપરાયેલાં જોવાય છે

**પરમપ્પપયાસ**માનો મોટો ભાગ—૩૪૫ પદ્યોમાથી ૩૩૭ પદ્યો દોહામા છે, પાંચ પદ્યો ગાથામા, એક ( અ૦ ૨, શ્લો ૨૧૩ ) સ્રગ્ધરામાં, એક ( અ ૨, શ્લો ૨૧૪ ) માલિનીમા અને એક ( અ. ૨, શ્લો ૧૭૪ ) ચતુષ્પાદિકામા છે જુઓ ઉપાધ્યેની અંગ્રેજી પ્રસ્તાવના ( પૃ ૨૫ )

---

[1] જુઓ પૃ ૭૫

સિ૦ હે૦( અ. ૮, પા. ૪ )ની સ્વોપજ્ઞ વૃત્તિમાં જે અવહટ્ટનાં ઉદાહરણો મોટે ભાગે દોહામાં છે તેમાં ૪૨૨મા સૂત્રનું દસમું ઉદાહરણ અનુષ્ટુભ્‌માં છે.

'સાંડેર' ગચ્છના સુમતિસૂરિના શિષ્ય શાન્તિસૂરિએ ઇ. સ. ૧૫૦૦ની આસપાસમાં દાનનું માહાત્મ્ય એ વિષય ઉપર પાઇય, અવહટ્ટ અને ગુજરાતી એમ ત્રણ ભાષાઓમા ૧૩૭ કડીનો સાગરદત્તરાસ રચ્યો છે એમાં અક્ષરમેળનાં ઉદાહરણ મળે છે.

પદ્ધડિયા છંદનો પ્રચાર ચતુર્મુખને આભારી હોય એમ કેટલાક માને છે.

જેમ અનુષ્ટુભને સંસ્કૃત કૃતિમાં અને ગાથાને પાઇયમાં અગ્રિમ સ્થાન મળ્યું છે તેમ દોહાને અવહટ્ટ સાહિત્યમાં મળ્યું છે. આ દોહાદિ છંદોનું બળ, ગેયતા ઇત્યાદિ સ્વ મેઘાણી જેવાને મુખે સોરઠી દોહા સાંભળનારને સુપરિચિત છે. 'અપભ્રંશ' છંદોનો મોટો ભાગ તાલ-ગેય છે.

## અ લં કા ર

અલંકારદપ્પણ—અલંકાર વિષે અણુઓગદ્દારના રચનાસમયની પૂર્વે કોઈ ગ્રંથ રચાયો હશે એમ આ અણુઓગદ્દારમા જે [1]નવ રસ વગેરેનો ઊહાપોહ જોવાય છે તે ઉપરથી તેમજ સરપાહુડમા અગિયાર [2]અલંકાર હોવાના ઉલ્લેખ ઉપરથી પણ ફલિત થાય છે, પણ એવો કોઇ ગ્રંથ આજે ઉપલબ્ધ નથી.[3] પછીના સમયનો વિ. સં. ૧૧૬૧ પૂર્વે રચાયેલો અલંકારદપ્પણ નામનો પાઇય ગ્રંથ મળે છે. એની એક હાથપોથી જેસલમેરમાં છે. આ ગ્રંથના પ્રારંભમાં મંગલાચરણરૂપે શ્રુતદેવીની સ્તુતિ કરાયેલી છે એટલે આ ગ્રંથના કર્તા

૧ આને અંગે મે "અણુઓગદ્દારમા અને એના વિવરણોમા નવ રસોનું નિરૂપણ" એ નામનો એક લેખ લખ્યો છે અને હજી સુધી એના બે જ અંશ "માનસી" (વ. ૧૨, અં. ૧, પૃ. ૯૨-૧૦૦ અને વ. ૧૩, અ. ૧, પૃ. ૩૩-૪૦)મા છપાયા છે, જોકે સંપૂર્ણ લેખ આપ્યાને ચારેક વર્ષ થયા છે. ૨ જુઓ આગમોનું દિગ્દર્શન (પૃ. ૨૧૫) ૩ સંઘરક્ખિતે (સંઘરક્ષિતે) અલંકારને અંગે સુબોધાલંકાર નામની કૃતિ પાલિમા રચી છે.

જૈન હોય એમ જણાય છે, પરતુ એમનુ નામ જાણવામાં નથી આ ગ્રથ જોકે નાનો છે, છતા પ્રાચીન છે એટલે એ સત્વર પ્રસિદ્ધ થવો ઘટે. એના ચાર પદ્યો જૈ૦ ભા૦ પ્ર સૂ (પૃ ૨૪)મા અપાયેલા છે

જોસેફ ટી શિપ્લે દ્વારા સપાદિત Encyclopedia of Literature (Vol. I, p. 490 ff )મા ડૉ ઉપાધ્યેએ હરિનો કાવ્યશાસ્ત્ર (poetics) સબધી ગ્રન્થ મળતો નથી એમ કહ્યુ છે

**કાવ્યપ્રકાશ** જેવા અલકારશાસ્ત્રોમા સમાસોક્તિ અલકારના ઉદાહરણ વગેરે પાઇયમા અપાયેલા છે એ પાઇય સાહિત્યનુ ગૌરવ સિદ્ધ કરે છે. 'વાયડ' ગચ્છના અમરચન્દ્રસૂરિકૃત **અલકારપ્રબોધમા** પાઇય ઉદાહરણ છે?

સુત્ત(સૂત્ર) બત્રીસ દોષથી મુક્ત હોવુ જોઇએ એ વાત વિચારતી વેળા "છવિ" અલકારથી એ યુક્ત હોવાનુ હરિભદ્રસૂરિએ **આવસ્સય**ની વૃત્તિ(પત્ર ૩૭૫)મા કહ્યુ છે[1] તો આ અલકાર કયો?

### [2]નાટક

**પાંચ [3]સટ્ટય**—કાવ્યોમા નાટક રમ્ય ગણાય છે એટલે આપણે પણ અહીં કાવ્યોના વિચારનો પ્રારભ નાટકથી જ કરીશુ [4]કેવળ પાઇય ભાષામા પરચાયેલી અને નાટકના એક પ્રકાર નામે સટ્ટય (સ સટ્ટક) તરીકે ઓળખાવાતી કેટલીક કૃતિઓ ઉપલબ્ધ થઈ છે (૧)

૧ 'સૂત્ર વિષે પરામર્શ' નામનો મારો લેખ જૈ સ પ્ર (વ ૧૩, અં. ૨)મા છપાયો છે તેના પૃ. ૫૫ અને ૫૭ જોવા ૨ બાર રૂપકોનુ વિવેચન પૂરુ પાડતો રામચન્દ્રસૂરિકૃત **નાટ્યદર્પણ** નામનો જે ગ્રથ ગા પૌ ગ્રથમાળામા પ્રસિદ્ધ થયો છે તેમા સૂચવાયેલા પાત્રીસ નાટકો મળતા નથી ૩ આના લક્ષણ માટે જુઓ પૃ ૨૮ ૪ ઇ સ ૧૨૮૦ પછી રચાયેલા હનુમન્નાટકમા એના કર્તા સ્પષ્ટપણે કહે છે કે વિષ્ણુના ભક્તો આગળ સસ્કૃત ભાષા જ શોભે, નહિ કે 'પ્રાકૃત' ૫ દ્વૈભાષિક નાટકમા પ્રવેશકમા કેવળ પાઇય ભાષા બોલનાર પાત્ર હોય છે, જ્યારે વિષ્કભકમા કેવળ સસ્કૃતભાષી કે સસ્કૃતભાષી અને પાઇયભાષી પાત્ર હોય છે

કપ્પૂરમંજરી, ( ૨ ) વિલાસવતી, ( ૩ ) ચંદલેહા, ( ૪ ) આનંદ-સુંદરી, અને ( ૫ ) સિંગારમંજરી.

કપ્પૂરમંજરી—ઇ સ. ૯૦૦ની આસપાસ થઇ ગયેલા અને કેટલાકને મતે [1]'ચારણ' ગણાતા [2]રાજશેખરની આ કૃતિ છે. ચાર જવનિકાંતરમાં વિભક્ત કરાયેલી આ કૃતિ શબ્દવિજ્ઞાનની દૃષ્ટિએ રસપ્રદ છે વળી ભારતીય નાટકોના ઇતિહાસના અન્વેષકને તેમજ ગ્રામ્ય તત્ત્વ અને લોકસાહિત્યના અભ્યાસીને એ પુષ્કળ સાધન પૂરાં પાડે છે. વામન શિવરામ આપ્ટેએ ઇ. સ. ૧૮૮૬મા "Rajaśekhara: his life and writings" નામનો જે ૫૪ પૃષ્ઠનો લેખ લખ્યો છે તેમા ( પૃ ૪૫માં ) એમણે કહેવતો–લોકોકિતઓ–સૂત્રો આપ્યા છે. ડૉ. સ્ટેન કોનોએ પોતે સપાદિત કરેલી કપ્પૂરમંજરીની [3]આવૃત્તિ-( પૃ ૨૦૫–૨૦૬ )મા એનો નિર્દેશ કર્યો છે. પૃ. ૧૭મા "हत्थे कंकणं किं दप्पेणं" એ કહેવત છે આ "હાથકંકણને આરસીની શી જરૂર ?" એ ગુજરાતી કહેવતનું સ્મરણ કરાવે છે.

સટ્ટકો માટે આદર્શરૂપ ગણાતી અને ભારતીય સુખાત કૃતિ-( comedy )માં શ્રેષ્ઠ ગણાતી કૃતિમા વિશિષ્ટ સ્થાન પામેલી આ કપ્પૂરમંજરીમાં હિંડોલચઉત્થીનો ઉલ્લેખ છે. આના જવ૦ ૪ના નવમા પદ્ય પછી 'વટસાવિત્રી–મહોત્સવ'નુ વર્ણન છે વિશેષમા ના શા. ( અ૦

1 જુઓ ચા૦ ચા૦ સા૦ ( પૃ. ૨૨ ). 2 એમણે વિદ્ધશાલભંજિકા નામની પોતાની કૃતિ–નાટિકા( ૧ )મા "वर तक्कालोवणदा तित्तरी न उण दिहतरिदा मोरी" એવી કહેવત આપી છે. આનો અર્થ એ છે કે આજે તેતર મળે તો સારૂ, નહિ કે કાલે મળનારી ઢેલ વાત્સ્યાયનના કામ-સૂત્ર( પૃ ૧૯ )મા "वरमद्य कपोत श्वो मयूरात्" ( એટલે કે આજે કબૂતર મળે તો તે આવતી કાલે મળનારા મોર કરતા સારૂ એવો ) ઉલ્લેખ મળે છે. વિદ્ધશાલભંજિકા નાટિકામા મૃગાંકાવલીને કદુક (દડો) રમતી આલેખાયેલી છે 3 Harward Oriental Seriesમા આ ચોથા ગ્રન્થ તરીકે પ્રસિદ્ધ થયેલી છે.

૨૧ )માંના શ્લો. ૧૩૯ ગત પ્રતિશીર્ષનું અને શ્લો. ૧૪૦ ગત પ્રતિશિરસનું સ્મરણ કરાવનાર અને ડૉ. કોનો દ્વારા ' mask ' તરીકે સમજાવાયેલ 'પડિસીસ શબ્દ આ સટ્ટકમાં એક તો આ મહોત્સવના વર્ણનમાં તેમજ જવ૦ ૧ના ચોથા પદ્ય તેમજ વીસમા પદ્ય પછી પણ વપરાયેલો છે.

છંદની દૃષ્ટિએ પણ આ કૃતિ ઉપયોગી છે, કેમકે એમાંનાં ૧૪૪ [2]પદ્યોમાં જાતજાતનાં છંદો છે. તેમાં વળી વસંતતિલકા ૨૬ વાર, શાર્દૂલવિક્રીડિત ૨૪ વાર અને સ્ત્રગ્ધરા ૧૧ વાર વપરાયેલ છે.

ડૉ. કોનોએ [3]શબ્દ-કોશ આપ્યો છે તેમાં એમણે પાઇય માટે સંસ્કૃત શબ્દો અને અંગ્રેજી અર્થ આપ્યા છે. વિશેષમાં આ આવૃત્તિના અંતમાં એનું અંગ્રેજીમાં સટિપ્પણ ભાષાન્તર છે અને તે ચાર્લ્સ રૉકવેલ લૅન્મતે તૈયાર કરેલું છે. કપ્પૂરમંજરીની નવી આવૃત્તિ એમ. એમ. ઘોષ દ્વારા સંપાદિત કરાયેલી છે અને એ ઇ. સ. ૧૯૩૯માં પ્રસિદ્ધ થયેલી છે. કપ્પૂરમંજરીનાં [4]ગુજરાતી, હિન્દી અને મરાઠી ભાષાન્તર થયેલાં છે.[5] જયસુંદરે રૂપચંદકુંવરરાસ ( પૃ ૨૨ )માં આ કૃતિને ' શાટક ' તરીકે નિર્દેશી છે. પ્રસ્તુત પંક્તિ નીચે મુજબ છે:—

" નાટક શકુંતલા સુમુરારિ, ' શાટક ' કપ્પૂરમંજરી ધારિ. "

**વિલાસવતી—ભવિસયત્તકહાની** ડૉ. ગુણેકૃત પ્રસ્તાવના ( પૃ.

---

૧ પણ્હાવાગરણ ( ૧, ૨; પત્ર ૩૦ )મા પડિસીસઅ શબ્દ વપરાયેલો છે. એનો અર્થ પા સ. મ. ( પૃ. ૬૪૭ )મા "सिरके प्रतिरूप सिर, पिसात आदिका बनाया हुआ सिर " એવો કરાયો છે. ૨ લગભગ ૪૦ પદ્યો પાઇય છંદોમાં છે. ત્રીજી જવનિકાંતરના ૨૯ મા અને અને ૩૦ મા પદ્યોના છંદના નામો જાણવાં બાકી રહે છે. ૩ ' દેશ્ય ' શબ્દોની સૂચિ માટે જુઓ પૃ. ૬૦. ૪ દલપતરામ પ્રાણશંકર રાવળે ગુજરાતી ભાષાંતર કર્યું છે અને એ ઇ. સ. ૧૯૨૧માં જીવનલાલ અમરશી મહેતાએ પ્રસિદ્ધ કર્યું છે. હિંદી ભાષાંતર કવિ હરિશ્ચન્દ્રે કર્યું છે અને તે ઇ. સ. ૧૮૮૩મા છપાયેલું છે. એવી રીતે વામન શાસ્ત્રી ઇસ્લામપુરકરે રચેલું મરાઠી ભાષાંતર ઇ. સ. ૧૮૯૦મા છપાયેલું છે. ૫ આ કૃતિ ઉપર સંસ્કૃત ટીકા પણ છે.

૬૯ )માં આનો ઉલ્લેખ છે, પણ એ સંબંધમાં કશી વિશેષ માહિતી ત્યાં અપાયેલી નથી, સિવાય કે આ સટ્ટકમાંથી માર્કંડેયે પ્રાકૃતસર્વસ્વ ( ૫-૧૩૧ )માં છટ્ઠી વિભક્તિનો ચતુર્થી તરીકે ઉપયોગ બતાવતી વેળા નીચે મુજબનું એમાંથી અવતરણ આપી એનો ઉલ્લેખ કર્યો છેઃ—

"पाणाअ गओ ममरो लब्भइ दुक्खं मइंदेसु ।
सुहाअ रज्ज किर होइ रण्णो । इति मम **विलासवतीसट्टके**"

આમ આ ઉલ્લેખ ચંદલેહા સટ્ટકની પ્રસ્તાવના( પૃ. ૪૩ )માં અપાયેલો છે. **વિલાસવતી**ની કોઈ હાથપોથી હજી સુધી મળી આવી નથી એ મળે તો આ સટ્ટકના સ્વરૂપ ઉપર વિશિષ્ટ પ્રકાશ પડે.

ચંદલેહા—આ રુદ્રદાસે રચેલું [1]સટ્ટક છે. એની સ્થાપનામાં કર્તાએ પોતાનો ટૂંક પરિચય આપ્યો છે. એ ઉપરથી આપણે એ જાણી શકીએ છીએ કે રુદ્રદાસ 'પારાશર' વંશના છે કે જે વંશના માણસો બ્રાહ્મણોના ભક્ત, સુવિખ્યાત અને સાહિત્યવિષયક કૃતિઓ રચનાર હતા. રુદ્રદાસ, એ રુદ્ર અને શ્રીકંઠના શિષ્ય થાય છે. ઇ. સ. ૧૫૮૫ની કૃતિ નામે નારાયણીયના ઉપર ભક્તપ્રિયા નામની ટીકાના રચનારનું નામ રુદ્ર છે. તેઓ આ રુદ્રથી અભિન્ન હોય એમ બનવાજોગ છે સોરિ-ચરિત્ત નામની પાઇય કૃતિના કર્તા શ્રીકંઠે રુદ્રને આ કૃતિમાં પોતાના ઉપાધ્યાયી તરીકે ઓળખાવ્યા છે. એ ઉપરથી પ્રસ્તુત શ્રીકંઠને આ શ્રીકંઠ એક હોવાની કલ્પના કરાય છે. કાલિકટના ઝામોરિન રુદ્રદાસ, રુદ્ર અને શ્રીકંઠના આશ્રયદાતા હતા. ચંદલેહામાં જે માનવેદના લગ્નનું વર્ણન છે તે રુદ્રદાસના સમકાલીન ઝામોરીન હોય એમ જણાય છે. એ ઝામોરીન તે માનવેદ બીજા હોય એમ મનાય છે. એઓ ઇ સ. ૧૬૫૮માં ગાદીએ બેઠા અને એમણે ચાર વર્ષ રાજ્ય કર્યું. આ આધારે રુદ્રદાસનો સમય ઇ. સ ૧૬૬૦ની આસપાસનો ગણાય છે.

---

[1] ભારતીય વિદ્યાભવન તરફથી ઇ. સ. ૧૯૪૫ના અંતમા આ સટ્ટક સંસ્કૃત છાયા, અંગ્રેજી પ્રસ્તાવના ઇત્યાદિ સહિત છપાયેલ છે અને એનું સંપાદન ડૉ. ઉપાધ્યેના હાથે થયું છે. એમા આ સટ્ટકનો અંગ્રેજીમા સાર અપાયો છે.

ચંદ્રલેહાનો પ્રારંભ સ્થાપનાથી થાય છે ત્રણ દૃશ્યો બાદ પ્રથમ યવનિકાંતર આવે છે એમા પાચ દૃશ્યો છે એવી રીતે બીજા, ત્રીજા અને ચોથા યવનિકાંતરમા ચાર, બે અને પાચ દૃશ્યો અનુક્રમે છે આ સટ્ટકમા વિપુવોત્સવની ઉજવણી વર્ણવાયેલી છે

અગના રાજા ચદ્રવર્મનને ચદ્રલેખા નામની ખૂબસુરત પુત્રી હતી. આ પુત્રીની માતા અને માનવેદની રાણી એ બને બેનો થાય ચંદ્ર-લેખાના શરીર ઉપરના ચિહ્નો જોઇ એને પરણનાર ચક્રવર્તી થશે એવી આગાહી કરાઈ હતી

એક વેળા વસત ઋતુમા રાજા સિધુનાથે માનવેદને ' ચિતામણિ ' રત્ન ભેટ મોકલાવ્યુ એ રત્નનો પ્રભાવ એવો હતો કે એનાથી જેની અભિલાષા કરાય તે પૂર્ણ થાય માનવેદને ચક્રવર્તી બનવાની હોંસ હતી.

' ચિન્તામણિ ' રત્ન દેવતા વડે અધિષ્ઠિત હતુ એ જાણીને વિદૂષકે પૃથ્વી ઉપરની સુદરમા સુદર કન્યાને પોતાની અને રાજાની પાસે હાજર કરવા એ દેવતાને વિજ્ઞપ્તિ કરી એ ઉપરથી ચપાના બાગમા રમતા ચદ્રલેખા એકાએક માનવેદના મહેલમા આવી એ કોણ છે તે એના અધિષ્ઠાયક દેવતા સિવાય કોઇને ખબર ન હતી એનુ સૌંદર્ય જોઈ બધા અચબો પામ્યા રાણીએ એનુ સ્વાગત કર્યું માનવેદ રાજા તો એને જોઇને કામાતુર થઈ ગયો એક વેળા સગીતના જલસામા રાજા એને મળ્યો અને બીજી વાર કદલીગૃહમા મળ્યો રાણીને આગળ ઉપર જાણ થતા એણે ચદ્રલેખા પર પહેરો રખાવ્યો

ચદ્રલેખાનો ભાઇ ચદ્રકેતુ વિપુવોત્સવને પ્રસગે માનવેદને ત્યા આવ્યો ત્યારે તેણે રાણીને ચદ્રલેખા ગુમ થયાના સમાચાર કહ્યા રાણીએ રાજાને તપાસ કરવા કહ્યુ રાજાએ હાજર રહેલા તમામ રાજાને પૂછ્યુ - તમારામાથી કોઈએ ચદ્રલેખાનુ હરણ કર્યું છે ? સૌએ સોગનપૂર્વક ના પાડી એટલે રાજાએ ' ચિન્તામણિ ' રત્નના દેવતાને ચદ્રલેખા હાજર કરવા પ્રાર્થના કરી તેણે તેમ કર્યું અને રાણીને કહ્યુ કે માનવેદ સાથે

એનાં લગ્ન કરવા બાબત સંમતિ આપ. રાણીએ હા પાડી અને રાજાના મનોરથ ફળ્યા.

આ ચંદલેહા સટ્ટકની એક હાથપોથી મદ્રાસમાં છે અને એમાં એની છાયા છે. બીજી એક હાથપોથી ત્રાવણકોરના રાજાના પુસ્તકાલયમાં છે.

**આનંદસુંદરી**—આ સટ્ટકના કર્તાનું નામ ઘનશ્યામ છે. એમનો જન્મ ઈ. સ. ૧૭૦૦માં થયો હતો ને એમનું મૃત્યુ ઈ. સ. ૧૭૫૦માં થયું હતું. ૨૯ વર્ષની વયે એઓ તાંજોરના રાજા તુક્કોજી (ઈ સ. ૧૭૨૯–૧૭૩૫)ના પ્રધાન બન્યા હતા. એમણે ૬૪ ગ્રંથો સંસ્કૃતમાં, ૨૦ પાઇયમાં અને ૨૫ 'દેશી' ભાષામાં રચ્યા હતા. એઓ પોતાને 'સર્વભાષાકવિ' તરીકે ઓળખાવતા હતા. એમણે આ આનંદસુંદરી ઉપરાંત વૈકુંઠચરિત નામનો અને એક નામ વિનાનો એમ બે સટ્ટકો રચ્યા છે એમ કેટલાક માને છે. આ આનંદસુંદરીનો સારાંશ ચંદલેહાની પ્રસ્તાવના( પૃ ૪૯–૫૨ )માં અપાયેલો છે.

**સિંગારમંજરી**—લક્ષ્મીધરના પુત્ર વિશ્વેશ્વરે આ સટ્ટક ઈ. સ ના ૧૮મા સૈકામાં રચેલો છે. એનો સાર ઉપર્યુક્ત પ્રસ્તાવના ( પૃ. ૪૪–૪૭ )માં અપાયેલો છે. આમાં પણ ચાર યવનિકાંતર છે અને બધાં જ પાત્રો પાઇય બોલે છે.

[1]ઉપલબ્ધ નાટકોને ઉદ્દેશીને મારે બે બાબત કહેવાની છે:—

( ૧ ) આ નાટકોનાં સમીક્ષાત્મક સંસ્કરણો ભાગ્યે જ જોવાય છે. પાઇયના નહિ જેવા અભ્યાસીઓને હાથે એનાં સંપાદન થયાં હોય એમ લાગે છે, અથવા તો સંપાદક પાઇયના કદાચ વિશિષ્ટ અભ્યાસી હશે તો તેઓ સંસ્કૃત તરફ વિશેષ પક્ષપાત સેવી પાઇયની ઘૃણા કરનારા

---

[1] સં. ના. વિ. રૂ. ( પૃ. ૩૭ )માં એવો નિર્દેશ છે કે હિમાંશુવિજયના મત પ્રમાણે 'ચન્દ્રલેખાવિજયપ્રકરણ' નામે એક નાટક પણ તેમણે ( કલિકાલ-સર્વજ્ઞ હેમચન્દ્રસૂરિએ ) લખ્યું છે તેમ 'કાવ્યાનુશાસન' નામે અલંકાર ઉપર પણ તેમણે એક પુસ્તક લખ્યું છે.' એના એક ભાગમાં નાટ્યનું વિવેચન છે."

હોય એવો ભાસ થાય છે એક તો આવા સસ્કરણો છે અને તેમા અધૂરામા પૂરુ, હમણા હમણા તો કેટલાક સપાદકો નાટકમાં આવતા પાઇય ભાગની છાયા મૂળમા રજૂ કરે છે, અને એ મૂળ લખાણને ટિપ્પણ માટેનુ ગૌણ સ્થાન આપે છે. આ ખરેખર વિચારણીય છે

( ૨ ) ભાસના નાટકોનુ પાઇયની દૃષ્ટિએ જે કઇ અવલોકન થયુ છે તેટલું પણ અન્ય નાટકોનુ ભાગ્યે જ થયેલુ જોવાય છે. આથી નાટકોનુ પાઇયની દૃષ્ટિએ જે મૂલ્યાકન થવુ ઘટે તે થયુ નથી અને એથી તો કાલિદાસ જેવા કવિઓનુ પણ પાઇય ભાષા ઉપરનુ પ્રભુત્વ પૂરેપૂરુ વિચારાયુ નથી. આ પ્રકારની સ્થિતિ સત્વર સુધારો માગે છે અને એ દિશામા સક્રિયતા શીઘ્ર સધાય તે માટે મુબઈ વિદ્યાપીઠ જેવી સંસ્થાઓએ નાટકોની સમીક્ષાત્મક આવૃત્તિઓ સસ્કૃત અને પાઇય એ ઉભય ભાષાના નિષ્ણાતો પાસે તૈયાર કરાવી પ્રસિદ્ધ કરવી ઘટે

**આવૃત્તિઓની આલોચના**—[૧]મૃચ્છકટિક નાટકમા જાતજાતની પાઇય ભાષા વપરાયેલી છે એટલે એના અભ્યાસી માટે આવુ બીજુ એકે નાટક નથી એથી તો આ કૃતિની સમીક્ષાત્મક આવૃત્તિની વિશેષ આવશ્યકતા છે એમ કહેવાની ભાગ્યેજ જરૂર જણાશે, જોકે B S Sમા ઇ. સ ૧૮૯૬મા પ્રસિદ્ધ થયેલી અને ગોડબોલે દ્વારા સપાદિત આવૃત્તિ પાઇયની દૃષ્ટિએ ઠીક છે પાઇયના અભ્યાસીને ભાંડારકર દ્વારા સપાદિત માલતીમાધવની બીજી આવૃત્તિ ( ઇ સ ૧૯૦૫ ), તેલગ દ્વારા સપાદિત મુદ્રારાક્ષસની ત્રીજી આવૃત્તિ ( ઇ સ ૧૯૦૦ ), કેપ્પેલેર ( Cappeller ) દ્વારા સપાદિત રત્નાવલીની બીજી આવૃત્તિ, લ્યૂડર્સ ( Lüders ) દ્વારા સપાદિત અશ્વઘોષના નાટકોના અશો ( ઇ સ ૧૯૧૧ ) ઇત્યાદિ ઉપયોગી થઇ પડે તેમ છે. પ્રો દેવધર અને

૧ આ નાટકમા ચારુદત્તની પત્ની ધૂતા અને ગણિકા વસન્તસેના ગ્રીસની કુલાગના અને વીરાગના નામે Hetairaeનું સ્મરણ કરાવે છે ૨ એમણે એમ પ્રતિપાદન કર્યું છે કે આ ત્રુટક નાટકો માગધી, અર્ધમાગધી અને શૌરસેનીના પ્રાચીન રૂપો રજૂ કરે છે

પ્રો. સુરુ દ્વારા સંપાદિત રત્નાવલીમાં અને પ્રો. સુરુ દ્વારા ઇ. સ ૧૯૨૮માં સંપાદિત પ્રિયદર્શિકામાં પાઇય ભાગ શુદ્ધ સ્વરૂપમાં છપાયેલો છે. **મોહપરાજય** અને **નલવિલાસ**ની અનુક્રમે ઇ. સ. ૧૯૧૮ અને ઇ. સ. ૧૯૨૬ની આવૃત્તિઓ પણ રસપ્રદ છે, કેમકે એમાં સિ૦હે૦ને અનુસરીને પાઇય ભાષા યોજાયેલી છે.

નાટકોમાં જે વિવિધ પ્રકારની પાઇય ભાષા વપરાય છે તેનું શું કારણ ઇત્યાદિ હકીકત સિલ્વન લેવિએ Le Theatre Indien (પેરિસ, ઇ. સ. ૧૮૯૦)માં અને કીથે Sanskrit Drama[1] (ઑક્સફર્ડ, ઇ સ. ૧૯૨૪)મા સારી રીતે વિચારી છે

**યુક્તિપ્રબોધ નાટક**—૧૮મા સૈકામાં થઇ ગયેલા [2]મેઘવિજય મહોપાધ્યાયે પચ્ચીસ ગાથામાં આ પાઇય કૃતિ રચી છે.[3] એમાં યુક્તિપૂર્વક યથાર્થ સમજણ આપવા પ્રયાસ કરાયો છે. એ રીતે 'યુક્તિપ્રબોધ' એવું એનું સંસ્કૃત નામ સાર્થક છે. નવીન દિગંબરોએ—ખાસ કરીને બનારસીદાસે જે વિચિત્ર નાટક આ સંસારરૂપ રંગભૂમિ ઉપર ભજવ્યું તેનો આબેહૂબ ચિતાર અહીં અપાયો છે. આ દૃષ્ટિએ આ નાટક છે, નહિ કે નાટકના સુપ્રસિદ્ધ અર્થમાં. આમાં બનારસીદાસના મતનું ખંડન છે. આથી તો પહેલી ગાથામા **વાણારસીયમયભેય** એમ આનું નામ સૂચવાયુ છે આ મતભેદ વિ. સં. ૧૬૮૦માં ઉદ્‌ભવ્યો એમ ૧૮મી ગાથામા કહ્યુ છે. ૧૨મી ગાથામાં માત્ર વિવિધ ગાથા, દોહા વગેરેમાં બનારસીદાસે **બાણારસીવિલાસ** રચ્યાની વાત છે. આ કૃતિનો પરિચય જૈ. સ. પ્ર. (વ. ૧૨, અં. ૪)માં અપાયો છે. એમાં

---

૧ આમા મહત્ત્વના અનેક નાટકોની પાઇયની દૃષ્ટિએ વિશિષ્ટતા સંક્ષેપમા-રજૂ કરાયેલી છે. ૨ એમનો પરિચય મે "भक्तामर–कल्याणमन्दिर–नमिऊण-स्तोत्रत्रयम्"ની મારી સંસ્કૃત ભૂમિકા (પૃ ૨૩-૨૮)મા આપ્યો છે. ૩ આના ઉપર સંસ્કૃતમા ૪૩૦૦ શ્લોક જેવડી સ્વોપજ્ઞ વૃત્તિ છે. એ મૂળ તેમજ સંસ્કૃત છાયા સહિત ઋ. કે. શ્વેતામ્બર સંસ્થા (રતલામ) તરફથી ઇ. સ. ૧૯૨૮માં ...... છે

નાન્દી, સૂત્રધાર, નેપથ્ય, રંગાચાર્ય, પૂર્વરંગ, નટી, નટ, અભિનય ઇત્યાદિ શબ્દો અમુક અમુક ગાથાઓની હકીકતને અંગે વૃત્તિમાં વપરાયા છે. પહેલી આઠ ગાથામાં પૂર્વરંગ અપાયો છે.

## કથા, ચરિત્ર ઇત્યાદિ

જૈન સાહિત્ય એમાં આવતી જાતજાતની કથાઓ, રસિક કહાણીઓ, અદ્ભૂત કિસ્સાઓ, ટૂંકી વાર્તાઓ, કલ્પિત [1]આખ્યાયિકાઓ ઇત્યાદિ વડે સુપ્રસિદ્ધ છે, અને આ જાતનું સાહિત્ય રચવા માટે [2]જૈન ગ્રન્થકારોએ પણ ખૂબ નામના મેળવી છે. જૈન વાઙ્મયના આ સમગ્ર વિભાગને 'ધર્મકથાનુયોગ' તરીકે ઓળખાવાય છે, અને નાયાધમ્મકહા એ એનો બેનમૂન નમૂનો છે.

જીવનને ઉન્નત અને ચારિત્ર્યશાળી બનાવવાની નૈતિક પ્રેરણા આપનારી તેમજ સામાજિક અને સાંસ્કૃતિક ઇતિહાસની વિવિધ કડીઓ પૂરી પાડનારી આ કથાઓ પૈકી અહીં તો કેવળ [3]પાઇય ભાષામાં

---

૧ **વાસવદત્તા, કાદંબરી, નલચરિત, દશકુમારચરિત** ઇત્યાદિ અજૈન કૃતિઓ 'આખ્યાયિકા' ગણાય છે આવી આખ્યાયિકામાં લોકપ્રસિદ્ધ વ્યક્તિના જીવનની વિશિષ્ટ ઘટનાને કેન્દ્રમાં રાખી કથાવસ્તુની સંકલના કરાય છે. આના વિસ્તારમાં નાયકાદિના પૂર્વ ભવ અને અવાંતર ભવના વર્ણનોનો ફાળો હોય છે. આ શૃંગાર ઇત્યાદિ વિવિધ રસોથી વિભૂષિત હોય છે. આ પ્રકારની કથાઓની રચના પૌરાણિક શૈલીથી ભિન્ન હોય છે. આખ્યાયિકાની પદ્ધતિએ રચાયેલી અને અને ઉપલબ્ધ એવી જૈન કથા તે **સમરાઇચ્ચકહા, કુવલયમાલા** ઇત્યાદિ છે.

૨ સ્વપરનું આધ્યાત્મિક કલ્યાણ કરવાની ભાવનાવાળા નિર્ગ્રન્થોએ પોતાની પ્રતિભાના પ્રભાવે કથાસુંદરીને (**કુવલયમાલાના** પ્રારંભમાં કહ્યું છે તેમ) નવોઢાની જેમ અલંકારોથી વિભૂષિત, સુભગ, લલિત પદોવાળી, મૃદુ અને મંજુલ ઉલ્લાસવાળી બનાવી સહૃદયના મનને આનંદ આપવાનો માર્ગ સ્વીકાર્યો છે. ૩ પ્રાકૃત-અપભ્રંશ સાહિત્યમાં કાવ્યનો નાયક સાધારણ સ્થિતિની વ્યક્તિ હોઇ શકે છે એ વાત સંસ્કૃત સાહિત્યથી ભિન્ન તરી આવે છે (જુઓ પ્રેમી-અભિનન્દન-ગ્રન્થનું પૃ. ૪૬૪). 'અપભ્રંશ' કૃતિઓમાં ધાર્મિક વાતાવરણ

ગૂંથાયેલી કથા વગેરેનો જ વિચાર પ્રસ્તુત છે. એની શરૂઆત જૈન આગમોમાં મળી આવતી કથાઓના નિર્દેશથી કરીશું, પણ તેમ કરવા પૂર્વે લુપ્ત થયેલી કેટલીક કથાઓની નોંધ લઇશું.

**કથાત્મક કૃતિઓનો નાશ અને તેની ભાષા**—ઈ. સ ના પાંચમા સૈકા કરતાં તો પ્રાચીન એવા આગમ નામે **અણુઓગદ્દાર**( સુ. ૧૩૦)માં નિર્દેશાયેલી અને 'સાતવાહન'વંશી રાજા હાલની વિદ્વત્-સભાના એક પ્રતિષ્ઠિત કવિ પાદલિપ્તસૂરિએ જ૦ મ૦માં રચેલી [1]**તરંગવઈ** આજે અનુપલબ્ધ છે. સદ્ભાગ્યે એનો સારાંશ **તરંગલોલા**માં જળવાઇ રહ્યો છે. આ આખ્યાયિકાની પદ્ધતિએ રચાયેલી **તરંગવઈ** ઉપરાંત આપણે [2]**નરવાહણદત્તકહા** અને [3]**મગહસેણા** એ બે કૃતિઓ પણ ગુમાવી છે. આ બને કૃતિનો તેમજ [4]**તરંગવઈ**નો ને [5]**મલયવઈ**નો ઉલ્લેખ **વિસેસનિસીહચુણ્ણિ**માં છે.

'કલિકાલસર્વજ્ઞ' હેમચન્દ્રસૂરિના ગુરુ દેવચન્દ્રે **સંતિનાહચરિય**માં સવા લાખ શ્લોકપ્રમાણક અને ભદ્રબાહુએ રચેલી જે [6]**વસુદેવ-**

જમાવવાની વાત બાજુ પર રાખીએ તો એ સિવાયની અન્ય પરિસ્થિતિઓનું વર્ણન અત્યંત સ્વાભાવિક રીતે કરાયું છે. જૈન સાહિત્યે ભાવ-ધારા, વિષય, છન્દ, શૈલી ઇત્યાદિ અનેક પ્રકારનું સાહિત્યિક ઉપકરણ હિન્દી સાહિત્યને અર્પ્યું છે (જુઓ પ્રે. અ. ગ્રંથનું પૃ. ૪૧૯).

૧ આનો ઉલ્લેખ વિસેસા૦( ગા. ૧૫૦૮ )મા તેમજ દસવેયાલિયચુણ્ણિ ( પત્ર ૧૦૯ )મા છે. ૨-૪ પહેલી કથાનો લૌકિક કથા તરીકે અને બીજી બેનો લોકોત્તર કથા તરીકે વિસેસનિસીહચુણ્ણિમાં નિર્દેશ છે. વસુદેવહિણ્ડીમા જે નરવાહણદત્તકહાનો ઉલ્લેખ છે તે શું આ જ કૃતિ છે? ૫ આનો ઉલ્લેખ અણુઓગદ્દાર( સુ. ૧૩૦ )મા છે. ૬ શું વ૦હિંડીની રચનામા આ કૃતિનો કંઈ ઉપયોગ થયો હશે ખરો? કાવ્યપ્રકાશ ઉપર સંકેત નામની ટીકા રચનારા માણિક્યચન્દ્રે પોતાની સંસ્કૃત કૃતિ નામે શાન્તિનાથચરિત્રના પ્રારંભમાં ભદ્રબાહુની સ્તુતિ કરતાં એમને સવા લાખ શ્લોકપ્રમાણક વસુદેવવૃત્તના અર્થાત્ વસુદેવચરિતના કર્તા તરીકે નિર્દેશ્યા છે. વાચક સંઘતલકે પૃ. ૨માં પઉમાણુ-ઓગમાના વસુદેવચરિયનો ઉલ્લેખ કર્યો છે, પણ ભદ્રબાહુની આ નામની કૃતિ વિષે એમાંથી કશું કહ્યું નથી.

ચરિય નામની કૃતિનો નિર્દેશ કર્યો છે અને [1]નમ્મયાસુન્દરીની કથાના અંતમા જે ભદ્રબાહુકૃત હરિપિતૃહિંડીનો ઉલ્લેખ છે[2] તે બન્ને એક છે કે કેમ? વળી આ ભદ્રબાહુ તે કોણ છે એ પણ પ્રશ્ન છે. તેમ છતા આ બંને કૃતિઓને અભિન્ન માનીએ અને ભદ્રબાહુને 'ચતુર્દશપૂર્વધર' માની લઈએ તો તેમની આ કૃતિ આજે મળતી નથી એમ કહેવું પડે વ૦હિંડીમા પ્રિયગુસુન્દરી–લભક અને કેતુમતી–લભકમાં તેમજ બીજા પણ કેટલાક લભકોમા અનેક સ્થળે કોઇ સળગ છદ ભ્રષ્ટ થઈ જવાથી તેના અશો છૂટા પડતા જેવા વાક્યો બને તેવા વાક્યો–પદ્યગધી વાક્યો નજરે પડે છે આ ઉપરથી વ૦-હિડીની પૂર્વે કોઈ પદ્યાત્મક વસુદેવચરિય હશે એમ લાગે છે અને એ તે સમયના લોકોને કંઠસ્થ હશે. એ આજે ઉપલબ્ધ નથી

ધર્મકીર્તિ(ઇ સ ૬૫૦)નો અને એમના પ્રમાણ–વિનિશ્ચયનો ઉલ્લેખ કરતી 'ગધહસ્તી' સિદ્ધસેનગણિની તત્ત્વાર્થસૂત્રની ભાષ્યાનુસારિણી ટીકા(ભા ૧, પૃ ૩૮૦)મા બન્ધુમતી–આખ્યાયિકાનો નિર્દેશ છે આ આખ્યાયિકા આજે મળતી નથી જો એ પાઇય કૃતિ હોય તો આપણે આ પાઇય કથાત્મક કૃતિ ગુમાવી છે

કુવલયમાલામા જે [3]હરિવસચરિયનો અને [4]મુલોયણાકહાનો નિર્દેશ છે એ વિષે તેમજ અષ્ટાધ્યાયી (૪, ૩, ૮૭) ઉપરના

---

૧ અજ્ઞાતકર્તૃક નર્મદાસુન્દરીકથાના અંતમા આ કથા ભદ્રબાહુકૃત હરિપિતૃહિંડીમાથી એટલે કે વ૦હિડીમાથી ઉદ્ધૃત કર્યાનુ લખ્યુ છે દેવચન્દ્રસૂરિએ મૂલશુદ્ધિ ઉપરની ટીકામા નમ્મયાસુન્દરીકહા આપી છે અને એ હરિવંશપસુહિંડી અર્થાત્ વ૦હિંડીને આધારે રચ્યાનુ કહ્યુ છે નવાઇની વાત એ છે કે આજે ઉપલબ્ધ થયેલ વ૦હિડીના એક ભાગમા 'નમ્મયાસુન્દરીકહા' નથી. શુ પ્રથમ ખંડના ૧૯ અને ૨૦ એ ક્રમાકવાળા બે લંભકો નાશ પામેલા મનાય છે તેમા આ કથા હશે? ૨ જુઓ પ્રિયંકરનૃપકથાની મારી સસ્કૃત પ્રસ્તાવના (પૃ. ૨૧) ૩ આના કર્તા વિમલસૂરિ છે. એમનુ રચેલુ પઉમચરિય આજે મોજુદ છે જુઓ પૃ ૮૫-૮૯. ૪ જુઓ પૃ ૧૦૨

પતંજલિકૃત મહાભાષ્યમાં નિર્દેશાયેલી વાસવદત્તા, સુમનોત્તરા, ઉર્વશી અને **ભૈમરથી** એ ચાર આખ્યાયિકાઓ વિષે આપણે અંધારામાં છીએ એટલે એની ભાષા વિષે શું કહેવાય?

ઇ. સ.ના પંદરમા સૈકાના ધર્મસૂરિએ હંસસંદેસની પાઇયમાં રચના કરી હતી તે આજે ઉપલબ્ધ નથી.[1] વિશેષમાં એમણે રચેલું કંસવધ નાટક પણ લુપ્ત થયું હોય એમ લાગે છે.

"જૈન યુગ" (પુ. ૧, અં. ૩, પૃ. ૮૭)માં મુનિ (હવે પં.) કલ્યાણવિજયજી "આપણાં પ્રાભૃતો" નામના લેખમાં કહે છે:—

'**ગોવિંદનિર્યુક્તિ**, **સિદ્ધિવિનિશ્ચય** આદિ **સમ્મતિ-તર્ક**ની કોટિના દાર્શનિક ગ્રંથો, યથા ગુણાઢ્યની **નરવાહનદત્તકથા** (બૃહત્કથા) અને બાણભટ્ટની કાદંબરીને ટક્કર મારનારી **તરંગવતી**, **મલયવતી**, **મગધસેના**, **ચટકચરિત**, **અશોકવતી** વિગેરે ઉચ્ચ કોટિની જૈન બૃહત્કથાઓ આજે દુનિયાના કોઈ પણ ભાગમા અસ્તિત્વ ધરાવતી નથી. આ કેટલા દુઃખનો વિષય છે!"

આ ઉલ્લેખમાં નિર્દેશાયેલી **મલયવતી**, **અશોકવતી** અને **ચટકચરિત** જો પાઇયમાં રચાયેલાં હોય તો તેટલું પાઇય કથાત્મક સાહિત્ય નાશ પામેલું ગણાય.

**આગમોમાં કથા**—જ્ઞાનની વિવિધ શાખાઓ ઉપર પ્રકાશ પાડનારા આગમોમા **નાયાધમ્મકહા** નામનું છઠ્ઠું અંગ અ૦મા૦માં રચાયેલી કથાઓનો અમૂલ્ય ભંડાર છે. એ કથાઓ તેમજ **ઉવાસગદસા** નામના સાતમા અંગમાની પણ અ૦મા૦માં રચાયેલી કથાઓ ટૂંકી વાર્તાઓના ઉદ્‌ગમ અને વિકાસ સમજવામાં ખાસ ઉપયોગી છે. અગિયારમા અંગરૂપ ગણાતા **વિવાગસુય**માં કથાઓ છે. **ઉત્તરજ્ઝયણ**માં તેમજ **નંદી** (ગા. ૬૩-૬૫, ૬૭, ૬૮, ૭૦ને ૭૨-૭૪)માં કેટલીક [2]કથાઓનું સૂચન છે.

---

૧ જુઓ કંસવહની અંગ્રેજી પ્રસ્તાવના (પૃ. ૨૬). ૨ આ કથાઓનું સંતુલન Kalipada Mitra (કાલિપદ મિત્રે) **Some tales of Ancient Israel, their Originals and Parallels** નામના લેખમાં કર્યું છે. આ લેખ IHQ (Vol. XIX, Nos. 3-4)માં છપાયેલો છે.

પઉમચરિય—જે ભાષાને આધુનિક વિદ્વાનો જ૦ મ૦નું નામ આપે છે તેમાં વિવિધ પ્રકારનું કથાસાહિત્ય મળે છે,[1] જોકે કેટલુંયે અત્યાર અગાઉ નાશ પામ્યું છે. આ વિશાળ સાહિત્યમાં પ્રાચીન મહાપુરુષોનાં ચરિત્રો, અર્ધઐતિહાસિક પ્રબંધો, રાજા-મહારાજાઓની વાર્તાઓ, લોકપ્રિય અદ્ભુત કહાણીઓ ઇત્યાદિ નજરે પડે છે. આ બધાંમાં **રામાયણ** અને **મહાભારત** જેવા વીરરસાત્મક મહાકાવ્યો( epic )નું સ્મરણ કરાવનારું અને પુરાણોની પદ્ધતિએ રચાયેલું અને પ્રણેતાએ '[2]પુરાણ' તરીકે નિર્દેશેલું [3]**પઉમચરિય** યાને [4]**રાહવચરિય** ઉપલબ્ધ સાહિત્યની દૃષ્ટિએ અગ્રિમ સ્થાન ભોગવે છે. આને સાક્ષરો "oldest available Jain epic" તરીકે ઓળખાવે છે. એના કર્તાનું નામ વિમલસૂરિ છે. એઓ 'નાઇલ' (નાગિલ) વંશના આચાર્ય રાહુના શિષ્ય વિજયના શિષ્ય થાય છે **રામાયણ**ના કર્તા [5]વાલ્મિકિએ

---

૧ આની રૂપરેખા ડૉ. એ. એમ ઘાટગેએ "Narrative literature in Jain Māhārāṣṭrī" નામના લેખમા આલેખી છે. જુઓ ABORI (Vol. XVI, pts. I–II, pp. 26–43). ૨ જુઓ પહેલા ઉદ્દેસનુ નીચે મુજબનું ૩૨મુ પદ્ય –

"ठिइ–वंससमुप्पत्ती पत्थाण-रण लवंकुसुप्पत्ती ।
निव्वाणमणेयभवा सत्त पुराणेऽत्थ अहिगारा ॥ ३२ ॥"

પવ્વ ૧૧૮, શ્લો ૧૧૧મા પણ 'પુરાણ' એવો ઉલ્લેખ છે

૩ આ નામ પહેલા ઉદ્દેસના પાચમા તેમજ આઠમા પદ્યમા છે. ૪ આ નામ અંતિમ પવ્વ( શ્લો. ૧૧૮)મા છે અને એમા **નારાયણસીરિચરિય**નો ઉલ્લેખ છે. એ ઉલ્લેખ ગ્રંથવાચક છે કે વિષયસૂચક ? ૫ વાલ્મિકિના **રામાયણ**નુ અંગ્રેજીમા ગદ્યમા ભાષાતર બે પાદરીઓ કેરે અને માર્શમેન તરફથી ઇ. સ. ૧૮૦૬મા થયું હતું. આ **રામાયણ**ના થોડા ભાગનુ લૅટિનમા થયેલું ભાષાતર ઇ. સ. ૧૮૨૯મા ઑગસ્ટસ વિલ્યમ ફોન શ્લેગલે પ્રસિદ્ધ કર્યું છે. **રામાયણ**નુ ઇટાલિયન ભાષામા ભાષાતર ૧૯મા સૈકાના ઉત્તરાર્ધમા શાહી આશ્રય નીચે થયું હતુ. **રામાયણ** તેમજ **મહાભારત**નુ રશિયાની ભાષામા ભાષાતર થયેલું છે. જુઓ "ગુજરાતી"નો તા. ૧૩–૩–૪૯નો અંક.

સાચું રામચરિત્ર આપ્યુ નથી એવો આ પઉમચરિય (ઉ ૨, શ્લો. ૧૧૬ )મા ઉલ્લેખ છે.

વાલ્મિકિના [1]રામાયણ કરતા આ કૃતિ કેટલીક બાબતોમાં જુદી પડે છે જેમકે (૧) આ કૃતિ પ્રમાણે રાવણનો વધ લક્ષ્મણે કર્યો હતો. (૨) વાનર એ વિદ્યાધરની એક જાત છે અને એ નામ એમની ધ્વજા ઉપરના ચિહ્નોને આભારી છે (૩) આમા સુવર્ણમૃગની હકીકત આવતી નથી [2]

આ લગભગ ૯,૦૦૦ શ્લોકપ્રમાણક કૃતિને ૧૧૮ [3]વિભાગોમા વિભક્ત કરાયેલી છે. એ પદ્મનુ અર્થાત્ રામનુ ચરિત્ર પૂરુ પાડે છે, અને તેનુ કારણ રામાયણની કથા તરફ લોકોની પ્રીતિ હોય એમ જણાય છે ઉ ૧, શ્લો ૩૨મા[4] સૂચવાયા મુજબ અહીં સાત અધિકારો છે (૧) સ્થિતિ, (૨) વશની ઉત્પત્તિ, (૩) પ્રસ્થાન, (૪) યુદ્ધ, (૫) લવ અને કુશની ઉત્પત્તિ, (૬) નિર્વાણ અને (૭) અનેક ભવો

આ પઉમચરિયમા ઉ ૩, શ્લો ૪૮-૫૬ મા પચ્ચીસ કુલકરોનો (નહિ કે સાત, ચૌદ કે પદરનો) અધિકાર છે ઉ ૧૭, શ્લો ૧૦૭ મા હનુમાનની જન્મતિથિ તરીકે ચૈત્ર વદ આઠમનો નિર્દેશ છે વિશેષમા એ સમયે રાહુ અને કેતુ સિવાયના કયા ગ્રહ કયા સ્થાનમા હતા તેનો ઉલ્લેખ શ્લો ૧૦૮-૮મા છે એના આધારે હનુમાનની જન્મકુંડલી આપી શકાય તેમ છે, અને મે એ મારા એક [5]લેખમા આપી છે ત્રિ શ પુ ચ (પ ૭, સ ૩, શ્લો ૨૦૬-૨૦૮)મા પણ હનુમાનની

---

૧ આ રામાયણથી રઘુવશમાનુ પણ રામનુ ચરિત્ર જુદુ પડે છે ૨ બૌદ્ધોએ પણ રામાયણ રચ્યુ છે અને એ સબધી પોતાની માન્યતા પાલિમા રચાયેલા દસરથજાતકમા રજૂ કરી છે D. L. Narasimhacharનો "The Jaina Rāmāyanas" નામનો લેખ I H Q (Vol XV, No 4, pp 581–585)મા છપાયો છે ૩. ૧ તેમજ ૩-૩૫ વિભાગોને 'ઉદ્દેસ(અ)', બીજાને સમુદ્દેસ અને બાકીનાને 'પવ્વ' કહેલ છે ૪ જુઓ પૃ ૮૫ ૫ આની નોધ પ્રમેયરત્નમજૂષા( પત્ર ૧૩૦આ )મા લેવાય છે ત્યા પદ્મચરિત્ર એવુ નામ અપાયું છે ૬ આનું નામ "કેટલીક કુડલીઓ" એમ રખાયુ છે

જન્મકુંડલીને લગતી હકીકત છે, પણ તેમાં અને આમાં કેટલીક ભિન્નતા છે. ઉ. ૨ના ૨૬મા પદ્યમાં કહ્યું છે કે (ચોવીસમા) જિનેશ્વરે અંગૂઠા વડે લીલામાત્રમા 'મેરુ'ને કંપાવ્યો[1] તેથી દેવોએ એમનુ નામ 'મહાવીર' પાડ્યું. રાવણે 'અષ્ટાપદ' ઉપાડ્યાની વાત ઉ ૯, શ્લો. ૬૯મા છે.[2] ઉ. ૪૮માં [3]કોટિશિલાનું વર્ણન છે અને લક્ષ્મણે એ ઉપાડ્યાની હકીકત છે ઉ ૨ના ૩૪મા પદ્યમાં અ૦મા૦નો અને ૩૬મા પદ્યમા આઠ મહાપ્રાતિહાર્યોનો ઉલ્લેખ છે. ઉ ૨૯નાં ૨૧-૨૮ ક્રમાંકવાળા પદ્યોમાં ઘડપણનું મનોરમ-આલંકારિક વર્ણન છે. ઉ ૩૨ના ૬૩માથી ૬૫મા સુધીનાં પદ્યોમા જિનપૂજાનું ફળ દર્શાવાયું છે, અને ૭૨માથી ૮૪મા સુધીનાં પદ્યોમા કુસુમપૂજા વગેરે જાતજાતની પૂજા અને તેના ફળ દર્શાવાયા છે. [4]૮૫-૯૨ પદ્યોમા જિનપૂજાનો વિચાર કરવાથી તે જિનસ્તુતિ કરવા સુધીના ફળ તરીકે [5]ચતુર્થ, ષષ્ઠ ઇત્યાદિનો નિર્દેશ છે.

આઠમો ઉદ્દેસ સૌથી લાંબો છે અને એમા ૨૮૬ પદ્યો છે, જ્યારે સાતમો ઉદ્દેસ સૌથી નાનો છે અને એમા નવ પદ્યો છે.

---

૧ 'મેરુ' કંપાવ્યાની હકીકત મહાનિસીહ (અ. ૩)મા છે. ૨. આવી અલૌકિક ઘટનાઓ અજૈન સાહિત્યમા પણ જોવાય છે જેમકે વાલ્મિકિકૃત રામાયણના યુદ્ધકાંડમા કહ્યું છે કે હનુમાન 'કૈલાસ' પર્વતનુ શિખર ઉપાડી યુદ્ધભૂમિ પર લક્ષ્મણ ઘાયલ થઈ પડ્યા હતા ત્યા એ લાવ્યા. આના ઉત્તર કાંડમા એ ઉલ્લેખ છે કે રાવણે સમગ્ર 'હિમાલય'ને હાથમા ધરી રાખ્યો અને મહાદેવે અંગુઠા વડે એને દબાવ્યો હરિવંશ વગેરે પુરાણોમા 'ગોવર્ધન' પર્વતને સાત દિવસ સુધી કૃષ્ણે ઉચકી રાખ્યાની વાત છે. ૩. આના સ્વરૂપાદિ માટે જુઓ મારો છપાનાર લેખ "કોટિશિલા બળની પરીક્ષા અને તીર્થ". ૪ આ ચાર પદ્યો ઉપદેશરત્નાકરના અપર તટ (અંશ ૮, પૃ. ૧૮૬-૭)મા ઉદ્ધૃત કરાયા છે પૃ. ૧૯૦મા પઉમચરિયમાથી બે પદ્યો અપાયા છે. ૫ આની સમજણ માટે જુઓ "જૈન"ના તા. ૨૦-૮-૪૯ના "પર્યુષણાંક" (પુ. ૪૭, અ. ૩૨-૩૩)મા છપાયેલો મારો લેખ નામે "અભત્તટ્ઠ, ચઉત્થ, છટ્ઠ, અટ્ઠમ ઇત્યાદિ."

[1]આ કૃતિમાં અનેક 'દેશ્ય' શબ્દો નજરે પડે છે (ઉ. ૫૩, શ્લો. ૭૯ની દરેક પંક્તિમાં ચોર્યાસી અક્ષરનો દંડક છે. આ ઉદ્દેસઅના ૧૦૭–૧૧૩ પદ્યો [2]ચામરમાં છે ૨૮મા ઉદ્દેસમાં [3]૪૮મા પદ્યમાં જિનેશ્વરની સ્વયંભૂ પ્રસાદિ અજૈન દેવોના નામ દ્વારા સ્તુતિ કરાયેલી છે ઉ. ૨૮મા શ્લો. ૪૭–૫૦માં ગેય પદ્યો છે. ૯૮મા ઉદ્દેસઅના ૬૭મા પદ્યમાં અંધ (અંધ્ર) દેશનું નામ છે.[4] વિશેષમાં આ કૃતિમાં પ્રચલિત પાઇય વ્યાકરણની દૃષ્ટિએ વિલક્ષણ એવા રૂપો છે એવિ પ્રસયવાળા સબંધક ભૂતકૃદંતો, તૃતીયા એકવચનનો ણો પ્રત્યયને બદલે ણે પ્રત્યય, કવણનો ઉપયોગ, નારીજાતિના સાતમીના એકવચનમાં સેજ્જાદિ જેવા રૂપ અને વિભક્તિ વગરના રૂપો એ અવહટ્ઠની અસર દર્શાવે છે.

ઉ ૧, શ્લો ૧૯મા [5]વિદૂષકને લાકડાના કાનવાળો કહ્યો છે.[6]

આ કૃતિનો રચનાસમય વીરસંવત્ ૫૩૦ (ઇ. સ ૪) છે એવો એના અંતિમ ભાગમાં સ્પષ્ટ નિર્દેશ છે આથી સામાન્ય રીતે

---

૧ દેવગુપ્તસૂરિએ નવપયપયરણની સ્વોપજ્ઞ વૃત્તિ(પત્ર ૨૪આ)માં જે પદ્મચરિતનો ઉલ્લેખ કર્યો છે તે આ જ પઉમચરિય હોય એમ લાગે છે

૨ અન્ય છંદો માટે જુઓ પૃ. ૭૧.

૩ ' तुह सयभू भयव चउम्मुहो पियामहो विण्हू जिणो तिलोयणो ।
अणतसोक्खामलदेहधारिणो सयपबुद्धो वरधम्मदेसओ ॥४८॥ "

૪. પણ્હાવાગરણ (૩, ૧)મા 'અન્ધ' દેશનો નિવાસી એ અર્થમા 'અંધ' શબ્દ છે. આવસ્સયની હારિભદ્રીય ટીકા(પત્ર ૫૮૧અ)મા અન્ધ્ર દેશની સ્ત્રી માટે 'અન્ધ્રી' શબ્દ છે વવહાર(દ્વિ. ૨૮ અ)મા અંધ્ર વગેરે દેશના વતનીને મ્લેચ્છપ્રાય કહ્યા છે. ૫ ઠાણ (સુ. ૨૬૯) ઉપરની અભયદેવસૂરિકૃત વૃત્તિ (પત્ર ૨૦૩અ)મા હાસ્યના ચાર પ્રકારનું વિવેચન કરતી વેળા 'पासित्त त्ति दृष्ट्वा विदूषकादिचेष्टां चक्षुषा' એવો ઉલ્લેખ છે મૂળમા જોઈનેસાંભળીને, જોઈને, સાંભળીને અને સંભારીને એમ ચાર કારણથી હાસ્યના ચાર પ્રકાર ગણાવાયા છે ૬ સરખાવો રવિષેણકૃત પદ્મચરિત્ર (૧, ૨૮).

વિચારતાં ઇ. સ. ૪ની અને પ્રો. હેરમાન યાકોબી પ્રમાણે મહાવીર-સ્વામીના નિર્વાણનો સમય ૬૦ વર્ષ મોડો ગણતાં ઇ. સ. ૬૪ની આ કૃતિ છે. આમાં ગ્રીક અસર જોવાય છે અને ભારતવર્ષ ઉપરની ગ્રીક અસર ઇ. સ.ના બીજા સૈકા પૂર્વેની નથી એમ માની આમાં ગાહિણી અને સરહ જેવા છંદો વપરાયેલાં છે ( જુઓ "જૈનયુગ" પુ ૧, અં. ૫ ) એ ઉપરથી સ્વ. કેશવલાલ હ. ધ્રુવ તો એને છેક સાતમા સૈકાની કૃતિ માને છે, પણ એ હકીકત માનવા જેવી નથી.

આવા પ્રાચીન અને મહત્ત્વપૂર્ણ [1]ગ્રન્થનો ગુજરાતીમાં અનુવાદ પ્રસિદ્ધ થયો નથી એ નવાઇ જેવું છે. એના પહેલા ચાર ઉદ્દેસનો, ૨૭મા અને ૨૮માનો તેમજ ૩૩મા, ૩૪મા અને ૩૫મા ઉદ્દેસનો અંગ્રેજી અનુવાદ પ્રસ્તાવના અને ટિપ્પણ સહિત બહાર પડ્યો છે.

**વસુદેવચરિત(ય) યાને વસુદેવહિંડી**—આ મુખ્યતયા ગદ્યાત્મક અને સમાસપ્રચુર કૃતિ છે. જિનભદ્રગણિ ક્ષમાશ્રમણે **વિસેસણવઈ** ( ગા. ૩૧ ને ૩૩ )માં આ કૃતિને **વસુદેવચરિય** તરીકે નિર્દેશી છે અને તે સમુચિત છે, કેમકે [2]મૂળ ગ્રન્થકર્તા [3]સંઘદાસગણિએ એનો **વસુદેવ-ચરિત** તરીકે ઉલ્લેખ કર્યો છે. **પણ્ણવણા** ( પય ૨૦, સુત્ત ૨૬૩ )ની સંસ્કૃત ટીકા [4]( પત્ર ૪૦૩અ )માં તેમજ **નંદી**(સુ. ૨૦ )ની ટીકા

---

૧. આનું સંપાદન ડૉ. યાકોબીએ કર્યું છે અને એ જૈન ધર્મ પ્રસારક સભા ( ભાવનગર ) તરફથી ઇ. સ. ૧૯૧૪મા છપાયેલ છે. આમાથી ધ્યાનમા રાખવા લાયક પદો, 'દેશ્ય' શબ્દો અને સ્થાનો આગમોદ્ધારકે જુદાં તારવ્યા છે, પણ એ છપાયા નથી.　૨. જુઓ પ્રથમ ખંડ ( પૃ. ૧-૨ ) અને મધ્યમ ખંડગત વિવિધ ઉલ્લેખો　૩ કપ્પ, વવહાર ઇત્યાદિના ભાસના કર્તા સંઘદાસ ક્ષમાશ્રમણ આ સંઘદાસગણિથી ભિન્ન અને કંઇક અંશે અર્વાચીન છે એમ બૃહત્કલ્પસૂત્ર ( ભા. ૬ )ની પ્રસ્તાવના(પૃ. ૨૦-૨૩ )મા કહ્યું છે　૪ વિશેષમા નાગકુમારોમાંથી નીકળી તરત જ 'ઐરાવત' ક્ષેત્રમા આ જ અવસર્પિણીમા ચોવીસમા તીર્થંકર થયા તરીકેનો ઉલ્લેખ વહિંડીમાં છે એવો મતભેદ એમણે અહી નોંધ્યો છે.

[1]( પત્ર ૧૧૭આ )માં મલયગિરિસૂરિએ આ કૃતિનો વસુદેવચરિતના નામથી નિર્દેશ કર્યો છે અને કપ્પ( ઉ ૧ )ના ભાસ(ગા ૨૫૬૪)ની સંસ્કૃત ટીકા( પૃ ૭૨૨ )માં ક્ષેમકીર્તિએ પણ એમ જ કર્યું છે [2]

આ કૃતિનું વિશેષત પ્રચલિત નામ **વસુદેવહિંડી** છે, કેમકે આ પ્રમાણેનો ઉલ્લેખ **આવસ્સયચુણ્ણિ** (ભા ૧ પૃ ૧૬૦ ને ૧૬૪, ભા ૨, પૃ ૩૨૪)માં, **આવસ્સય**ની હારિભદ્રીય ટીકા [3]( પત્ર ૧૪૬ અ )માં, **પવયણસારુદ્ધાર**ની સિદ્ધસેનસૂરિકૃત ટીકા ( પત્ર ૨૬૦ આ )માં, [4]**સડ્ઢદિણકિચ્ચ**ની સ્વોપજ્ઞ વૃત્તિ [5]( ભા ૧, પત્ર ૨૭૫ )માં, [6]**અર્થદીપિકા**( પત્ર ૧૬૫અ )માં, દેવેન્દ્રસૂરિકૃત **સંઘાયારભાસ**ની [7]ધર્મકીર્તિકૃત વૃત્તિમાં, **સિદ્ધાન્તાગમસ્તવ** ( શ્લો ૪૨ )માં, [8]**હીરપ્રશ્ન**માં અને [9]**સેનપ્રશ્ન**માં એમ અનેક કૃતિઓમાં જોવાય છે અને જૈન

1 અહીં સંઘદાસગણિએ **વસુદેવચરિત**માં કહ્યું છે એવા ઉલ્લેખપૂર્વક એમાંથી એક અવતરણ અપાયું છે 2 " वसुदेवचरित चेटककथादय " એવો અહીં ઉલ્લેખ છે 3 અહીં વહિંડીમાંથી એક અવતરણ અપાયું છે 4 આના કર્તા દેવેન્દ્રસૂરિ છે એઓ વિ સ ૧૩૨૭માં સ્વર્ગવાસ પામ્યા 5 અહીં ધમ્મિલ્લનું સવિસ્તર ઉદાહરણ વહિંડીમાંથી લેવાનું કહ્યું છે 6 રત્નશેખરસૂરિએ વિ સ ૧૪૯૬માં આ કૃતિ રચી છે એ **વંદિત્તુ**સુત્તની સંસ્કૃત વૃત્તિ છે 7 વિ સ ૧૩૫૭માં સ્વર્ગે સંચરેલા પ્રબળ મંત્રશાસ્ત્રી ધર્મઘોષસૂરિ( પૂર્વે ધર્મકીર્તિ )એ આ કૃતિ રચી છે એમણે વહિંડીમાંથી નીચેની બાબતોના સમર્થનાર્થે વહિંડીમાંથી અવતરણ આપ્યા છે —

( ૧ ) રાત્રે ચૈત્યે જઈ શકાય ( પત્ર ૮૭ ) અને ( ૨ ) શ્રમણ રાત્રિતયાત્રાઓ છે ( પત્ર ૧૭૪ ).

આ ઉપરાંત પત્ર ૬,૫૧, ૫૨, ૬૩, ૬૪, ૮૧ અને ૧૭૩માં પણ અવતરણ છે

8 હીરવિજયસૂરિના શિષ્ય કીર્તિવિજયગણિએ આ સૂરિને એમના શિષ્યો તરફથી પુછાયેલા પ્રશ્નો અને આ સૂરિ તરફથી અપાયેલા ઉત્તરો એકત્રિત કરી આ કૃતિ રચી છે એનું બીજું નામ **પ્રશ્નોત્તરસમુચ્ચય** છે એના પત્ર ૧૯અ અને ૩૮આમાં વહિંડીમાંથી એકેક અવતરણ છે 9 હીરવિજયસૂરિના શિષ્ય શુભવિજયે વિ સ ૧૬૫૭થી ૧૬૭૧ના ગાળામાં વિજયસેનસૂરિને પ્રશ્ન પૂછી ઉત્તરો મેળવી તેને એકત્રિત કરી આ કૃતિ રચી એમાં પત્ર ૧૮અ, ૩૪આ ૪૫આ, ૪૬આ ૫૫આ અને ૧૦૪આમાં વહિંડીનો સાક્ષીરૂપે નિર્દેશ છે

જનતા સામાન્ય રીતે એને આ જ નામથી ઓળખે છે, અને એથી તો મે પણ એનો આ નામે નિર્દેશ કર્યો છે.

આ કૃતિ અનાગમિક યાને આગમબાહ્ય ઉપલબ્ધ ગદ્યપ્રાય કથા-સાહિત્યમા પ્રાચીનતમ ગણાય છે વાચક [1]સંઘદાસે આરભેલી આ કૃતિ [2]ધર્મસેનગણિએ પૂર્ણ કરેલી છે આમા નાયક વસુદેવના-સર્વથા ગુણગ્રાહી કૃષ્ણના પિતાના પરિભ્રમણની—પ્રવાસની હકીકત હોવાથી આ કૃતિને 'હિડી' એ નામ જોડયુ હોય એમ જણાય છે એમા 'હરિવશ'ની પુષ્કળ પ્રશસા છે, જ્યારે પાંડવોને અને કૌરવોને ગૌણ સ્થાન અપાયેલુ છે. આ કૃતિને સો [3]'લભક'મા વિભક્ત કરાયેલી છે અને એનુ પ્રમાણ ૨૮,૦૦૦ શ્લોક જેટલુ સૂચવાય છે સમગ્ર ગ્રથના બે ખડો પડાયા છે પહેલા ખડમા ૨૯ લભક છે અને એ ૧૧૦૦૦ શ્લોકપ્રમાણક છે, જ્યારે બીજા (મધ્યમ) ખડમા ૭૧ લભક છે અને એ ૧૭,૦૦૦ શ્લોકપ્રમાણક છે આજે જે પ્રથમ ખડ મળે છે તે ૧૦,૪૦૦ શ્લોક જેવડો છે એ વચમા તેમજ અતમા ખડિત જણાય છે આ પ્રથમ ખડના કર્તા સઘદાસગણિ વાચક છે જ્યારે બીજા ખડના કર્તા ધર્મસેન ગણિ છે આ બ્રાહ્મણોના પુરાણોની પદ્ધતિએ રચાયેલા ગ્રથનો પ્રથમ ખડ બે અશમા જૈન આત્માનદ સભાએ અનુક્રમે વિ સ ૧૯૩૦ અને ૧૯૩૧મા પ્રસિદ્ધ કર્યો છે એના પ્રથમ અશમા સાત લભક અને બાકીનામા આઠમાથી અઠ્ઠાવીસમા સુધીના એટલે કે ૨૧ લભક છે. છેલ્લો લભક 'દેવકીલભક' છે જે કન્યા સાથે વસુદેવના લગ્ન થયા તે કન્યાના

---

૧-૨ વસુદેવહિડીના મધ્યમ ખડના પ્રારભમા ધર્મસેનગણિએ સામાવિજયા (શ્યામાવિજયા)-લભકથી માંડીને રોહિણી-લભક સુધીના ૨૯ લભકો સઘદાસ વાચકે ગૂથ્યા છે એમ કહ્યુ છે ૩ અગ્નિપુરાણમા કથાના લક્ષણને અગેના નિમ્નલિખિત પદ્યમા આ શબ્દ વપરાયો છે —

' परिच्छेदो न यत्र स्याद् न स्याद् वा लम्भक क्वचित् ।
सा 'कथा' नाम तद्गर्भे निबन्धनीयाच्चतुष्पदीम् ॥ "

નામને સૂચવનારુ નામ તે તે લભકને અપાયુ છે અને તે યથાર્થ છે, કેમકે 'લભ્' ધાતુ ઉપરથી બનેલા લમ્ભકનો અર્થ લાભ યાને પ્રાપ્તિ છે

ગ્રથકારે પ્રસ્તુત ગ્રથના પ્રારભ (પૃ ૧)મા મુખ્ય છ અધિકારો સૂચવ્યા છે જેમકે કહુપ્પત્તિ (કથોત્પત્તિ) પેઢિયા (પીઠિકા) મુહ (મુખ), પડિમુહ (પ્રતિમુખ), સરીર (શરીર) અને ઉવસહાર (ઉપસહાર) પહેલા ત્રણ અધિકારમા કથાનો પ્રસ્તાવ છે 'કહુપ્પત્તિ' પૂરી થતા [1]**ધમ્મિલચરિય** યાને **ધમ્મિલહિંડી** શરૂ થાય છે અને શૃગારકથાના વ્યપદેશથી એ ધર્મકથા પૂર્ણ થતા 'પેઢિયા' શરૂ થાય છે આ પ્રમાણે જોકે આ ગ્રથમા **ધમ્મિલહિંડી** અને **વસુદેવહિંડી** એમ બે હિંડીઓનુ વર્ણન છે તેમ છતાં આ ગ્રથ **વસુદેવહિંડી** તરીકે ઓળખાવાય છે, કેમકે **વસુદેવહિંડી**વાળો વિભાગ **ધમ્મિલહિંડી** કરતાં ઘણો મોટો છે વસુદેવના ગૃહત્યાગ પછી એમના વરો સુધીના પરિભ્રમણ દરમ્યાન એમણે અનેક માનવ અને વિદ્યાધર કન્યાઓ સાથે લગ્ન કર્યાં અને વિવિધ તેમજ વિલક્ષણ અનુભવો મેળવ્યા એ વૃત્તાન્ત અહીં છે

પ્રતિમુખમા વસુદેવ પોતાની કથાનો-પરિભ્રમણોનો વૃત્તાન્ત પોતાના પૌત્ર પ્રદ્યુમ્નની વિજ્ઞપ્તિ ઉપરથી કહે છે આમ જોકે અહીં આત્મકથાના મડાણ મડાય છે છતા એનો વાસ્તવિક વિસ્તાર 'શરીર' નામના અધિકારથી શરૂ થાય છે અને લભકની સખ્યા પણ અહીંથી જ ગણાવવી શરૂ થાય છે ઉપલબ્ધ પ્રથમ ખડમા જે ૨૮ લભક યાને કથાપરિચ્છેદ છે તેમાંથી ૧૯મા અને ૨૦મા એ બે લભક મળતા નથી આ નષ્ટ થયેલા બે લભકમાંથી એકનુ નામ પ્રિયદર્શના-લભક હોવુ જોઇએ ૨૮મો લભક અપૂર્ણ છે આ લભક સ્વતત્ર લભક છે કે ઉપસહારનો પ્રારભિક ભાગ છે તેનો નિર્ણય કરવો બાકી રહે છે ૧૯મા, ૨૦મા અને

1 ધમ્મિલ્લનુ અને આડકથા તરીકે આમા અગડદત્તનુ ચરિત્ર આલેખાયુ છે આ ચરિત્રને અગે મેં 'ધમ્મિલ્લના અને અગડદત્તના ચરિત્રની સામગ્રી નામનો લેખ લખ્યો છે અને એ જૈ સ પ્ર (વ ૧૨, અ ૧૧, પૃ ૩૧૫-૩૨૦)મા છપાયો છે.

૨૩મા એ ત્રણે લંભકોમાં વસુદેવને બબ્બે પત્નીઓની પ્રાપ્તિ થયાનું વર્ણન છે, જ્યારે ૧૪મો અને ૧૫મો એ બે લંભક વસુદેવની એક જ પત્ની નામે વેગવતીને ઉદ્દેશીને છે.

**મધ્યમ ખંડ**—આ મધ્યમ ખંડ અપ્રસિદ્ધ છે. એની રચના ધર્મસેનગણિએ કરી છે. મધ્યમ ખંડમાં નરવાહનદત્તની કથાનો ઉલ્લેખ છે. વળી લૌકિક કામકથામાં લોકોને રસ લેતા જોઇ તેમને સન્માર્ગે વાળવા આ મધ્યમ ખંડ યોજાયો છે એટલે વ૦હિંડીની રચનાનું કલેવર બૃહત્કથાની જેમ શૃંગારકથાનું બનેલું છે ખરું, પણ એમાં ધર્મોપદેશરૂપ પ્રાણનો સંચાર કરાયો છે. એમાં [1]૭૧ લંભક છે. એમાં પ્રથમ ખંડના ૨૯ ઉમેરતાં લંભકની સંખ્યા સોની થાય છે. વળી વસુદેવ સો વર્ષ સુધી પરિભ્રમણ કરી [2]સો કન્યાને પરણ્યા હતા એમ આ મધ્યમ ખંડમાં ઉલ્લેખ છે, જ્યારે પ્રથમ ખંડમાં તો સો વર્ષના પરિભ્રમણની જ વાત છે, સો કન્યા સાથેનાં લગ્નની વાત નથી.

આ બીજા ખંડને 'મધ્યમ' ખંડ કહેવાનું કારણ એ છે કે એ કંઈ પ્રથમ ખંડના અનુસંધાનમાં યોજાયો નથી, પરંતુ પ્રથમ ખંડના ૧૮મા લંભક નામે 'પ્રિયંગુસુન્દરીલંભક'ના અનુસન્ધાનમાં છે. આમ બીજા ખંડની કથાનો સંદર્ભ પ્રથમ ખંડના અંતિમ ભાગ સાથે નહિ, કિન્તુ મધ્ય ભાગ સાથે જોડાયેલો હોવાથી એને 'મધ્યમ ખંડ' કહેવો ઉચિત જણાય છે. પ્રથમ ખંડના અંતમાં ઉપસંહાર હતો એટલે એની સાથે કોઇ લંભક જોડાય તેમ ન હતું તેથી આમ વચલા લંભક સાથે જોડાણ કરાયું એમ અનુમનાય છે.

---

૧ વિસ્તારના ભયથી વાચક સંઘદાસે આ ૭૧ લંભક છોડી દીધા હતા એમ ધર્મસેનગણિનું કહેવું છે. ૨ દિગંબર કૃતિઓ જેવી પુષ્પદન્તકૃત મહાપુરાણમાં, જિનસેનકૃત હરિવંશપુરાણમાં અને ગુણભદ્રકૃત ઉત્તરપુરાણમાં તેમજ શ્વેતાંબરીય ત્રિ૦ શ૦ પુ૦ ચ૦માં અને ગુણકીર્તિએ વિ. સં. ૧૫૫૭માં જૂની ગુજરાતીમાં રચેલી વસુદેવચરિતચોપાઇમાં તો 'સોની' સંખ્યાનો નિર્દેશ નથી અને વિશેષમાં નામોમાં પણ ભિન્નતા છે.

વિક્રમની પાંચમી–છઠ્ઠી સદીના આ મહાકાય ગ્રન્થમાં અનેક લોકકથાઓ, ધર્મકથાઓ, ધર્માત્માઓનાં–મંતોનાં–ધર્મપ્રવર્તકોના ચરિત્રો અને વાદસ્થળોને સ્થાન અપાયું છે.

જાતજાતનાં વસ્ત્રો, [1]વિવિધ દેશો સાથેનો વેપાર, ઇન્દ્ર–મહોત્સવ વગેરે ઉત્સવો, તસ્કર સાથે સંબંધ ધરાવતી વિગતો, વિનોદના સાધનો, લોકવાર્તાઓ તેમજ શસ્ત્રવિદ્યા અને યુદ્ધવિદ્યાને લગતા ઉલ્લેખો એમ વિવિધ પ્રકારની સાંસ્કૃતિક અને સામાજિક માહિતી વહિંડીમાંથી મળે છે[2]. આ પ્રૌઢ અને પ્રાચીન ગ્રન્થમાંના ગંધર્વદત્તા–લંભકમાની ચારુદત્ત-કથામાં [3]સિદ્ધરસ અને રસકૂપ વિષે તેમજ સુવર્ણ બનાવવાની વિધિ વિષે વર્ણન છે સિદ્ધરસને અંગે આના કરતા કોઈ પ્રાચીન જૈન ઉલ્લેખ હોય તો તે જાણવામા નથી.

વહિંડી પ્રમાણભૂત ગ્રન્થ ગણાતો હોવાથી અનેક મુનિવરોએ પોતપોતાની કૃતિમાં એમાથી અવતરણ આપ્યા છે. આની એક સપૂર્ણ સૂચિ મૂળના પૃષ્ઠાંક સહિત છપાવવી ઘટે આશા છે કે આ કાર્ય આના સપાદકમહોદય કરશે અત્યારે તો અહીં મેં દિશાસૂચનરૂપે સક્ષિપ્ત નોધ પૃ ૯૦માં લીધી છે

લોકોને વસુદેવનું ચરિત્ર સાભળવાનો શોખ જણાતાં રચાયેલી આ કૃતિમા અણારિયવેદ ( અનાર્યવેદ ), અત્થસત્થ ( અર્થશાસ્ત્ર ), અહુવ્વય ( અથર્વવેદ ), આયરિયવેદ ( આર્યવેદ ), ધમ્મિલચરિય, પોરાગમ ( પાકશાસ્ત્ર ), ભગવયગીતા ( ભગવદ્ગીતા ), વસુદેવચરિય ( વસુ-

---

૧ યવન દેશમા જઈ ઉડતા યન્ત્રો બનાવવાની કળા શીખી લાવનાર કોક્કાસની અહીં કથા છે એના રૂપાતરાદિ માટે જુઓ મારો લેખ "શિલ્પસિદ્ધ કોક્કાસની કથાની આલોચના". આ લેખ જૈ. સ. પ્ર (વ. ૧૩, અં. ૯, પૃ. ૨૦૧–૨૦૮)મા છપાયો છે. ૨ આના વિસ્તૃત ઊહાપોહ માટે જુઓ વહિંડીનો ઉપોદ્ઘાત ( પૃ. ૩૦–૩૯ ). ૩ "સિદ્ધરસ અને રસકૂપ" નામનો મારો લેખ જૈ. સ. પ્ર. (વ ૧૬, અં. ૭, પૃ. ૧૨૪–૧૨૭)મા છપાયો છે.

દેવચરિત્ર ), સંતિચરિત ( શાંતિચરિત્ર ) અને સાવયપણ્ણત્તિ ( શ્રાવકપ્રજ્ઞપ્તિ ) એ ગ્રંથોનો નિર્દેશ છે.

પ્રો. પીટર્સનના હસ્તલિખિત પ્રતિઓને અંગેના ત્રીજા હેવાલ- ( પૃ. ૧૯૮ )માં જે અવતરણ વ૦હિંડીમાંથી અપાયેલું છે તે ઉપરથી એ સમયમાં નરવાહણદત્તકથા પ્રચલિત હોવાનું જણાય છે.

સોમદેવકૃત કથાસરિત્સાગર અને ક્ષેમેન્દ્રકૃત બૃહત્કથામંજરીની વિસ્તૃત અનુક્રમણિકા સાથે વ૦હિંડીના વિષયો વિચારતાં એમ લાગે છે કે વડ્ડકહા અને વ૦હિંડી વચ્ચે પાત્રોનાં નામો અને પ્રસંગોના નિરૂપણ પરત્વે અસાધારણ સમાનતા છે.

જર્મન સાક્ષર આલ્સડોર્ફે "The Vasudevahiṇḍi, a specimenof Archaic Jaina Mahārastrī" નામનો લેખ લખ્યો છે.[1] વળી આ જર્મન સાક્ષરે [2]Eine neve version der verlorenen Brhatkatha des Gunadhya નામના નિબન્ધમાં વ૦હિંડીના પ્રથમ ખંડને આધારે એનું બૃહત્કથા સાથે સંતુલન કર્યું છે. આ પૂર્વે ફ્રેન્ચ સાક્ષર લાકોતેએ Essay sur Gunadhya et la Brhatkatha નામના [3]પુસ્તકમાં આ વિષય સરસ રીતે ચર્ચ્યો છે. ડૉ આલ્સડોર્ફના કથન મુજબ "જૈનો પાસે પ્રાચીન, વિસ્તૃત અને અન્ય બે રૂપાંતરોથી–[4]કાશ્મીરી અને [5]નેપાલીથી સ્વતંત્ર એવું ' બૃહત્કથા 'નું રૂપાન્તર છે. " આ રૂપાન્તર તે વ૦હિંડી છે. એ ઉપલબ્ધ સાહિત્યની અપેક્ષાએ સૌથી પ્રાચીન રૂપાંતર (version)

૧ આ લેખ B S O Sમા ઇ. સ. ૧૯૩૬મા છપાયો છે. ૨ આ લેખ ૧૯મી આંતરરાષ્ટ્રીય પ્રાચ્યવિદ્યાપરિષદ્ સમક્ષ રજૂ કરાયો હતો. એનો ગુજરાતી સારાંશ વ૦હિંડીના અનુવાદના ઉપોદ્ઘાત (પૃ. ૯–૧૩)મા અપાયો છે. ૩ આ પુસ્તક ઇ. સ. ૧૯૦૮મા પ્રસિદ્ધ થયું છે ૪ કાશ્મીરી રૂપાંતર તે કથા-સરિત્સાગર અને બૃહત્કથામંજરી છે. આ રૂપાંતરોમા વડ્ડકહાનો એક મોટો અંશ સચવાયો નથી તેમજ એક મોટો અંશ નવો ઉપજાવી કઢાયો છે એમ ડૉ. આલ્સડોર્ફ કહે છે. ૫ નેપાલી રૂપાન્તર તે બૃહત્કથાશ્લોકસંગ્રહ છે.

છે. વંહિંડી અને બુધસ્વામીકૃત બૃહત્કથાશ્લોકસંગ્રહ વચ્ચે ઘણા કથાપ્રસંગોનું સામ્ય જોવાય છે.

વંહિડીની [1]ભાષા સરળ, પ્રાસાદિક, રૂઢ અને ઘરગથ્થુ છે. એમાં સ્વાભાવિક નિસર્ગતા છે. એના ઘણાખરા સંવાદો ખરેખરી વાતચીતની જ ભાષામાં યોજાયેલા છે. આ મુખ્યતયા ગદ્યાત્મક ગ્રન્થમા વચ્ચે વચ્ચે પદ્યો છે. પ્રિયંગુસુન્દરી અને કેતુમતી એ નામના બે લભકોમા અનેક પદ્યો એકસાથે જોવાય છે. વંહિડીની ભાષાની ચર્ચા ડૉ આલ્સડોર્ફે Bulletin of the School of Oriental Studies ( Vol. III )મા કરી છે અને એની વિશિષ્ટ સહાયથી આ વિષય વંહિડીના ઉપોદ્ઘાત ( પૃ. ૧૫–૩૦ )માં આલેખાયો છે.

આમ પ્રાચીન પાઇય ગદ્યાત્મક લખાણની વિશાળતા, રચના-પદ્ધતિની વિશેષતા, વ્યાકરણવિષયક વિલક્ષણતા, પાઇય ભાષાની આકર્ષક આર્ષતા, લોકવાર્તા, સમાજ અને સંસ્કૃતિના અભ્યાસ માટેની ઉપયોગિતા ઇત્યાદિ અનેક પ્રકારની મહત્તાથી વિભૂષિત વંહિંડી ઉપર ઊડતી નજર કરી હવે આપણે આગળ વધીએ તે પૂર્વે આ ગ્રન્થનો મધ્યમ ખંડ પ્રસિદ્ધ થાય અને પ્રથમ ખંડની જેમ એનું પણ [2]ગુ૦ ભાષાંતર સત્વર પ્રસિદ્ધ થાય એ ઇચ્છીશું.

[3]સમરાઇચ્ચચરિય— જેને અગ્રેજીમા romance કહે છે

---

૧ જુઓ ૧, પૃ ૨૮મા ગેણ્હેપ્પિ એવો પ્રયોગ છે આમ આ કૃતિમા 'અપભ્રંશ' ભાષાનો ઉપયોગ કરાયો છે. ૨ પ્રા. સાંડેસરાએ તૈયાર કરેલુ આ ભાષાન્તર એને અગે એમણે લખેલા વિદ્વત્તાપૂર્ણ અને વિસ્તૃત ઉપોદ્ઘાત સહિત શ્રીજૈન આત્માનંદ સભા ( ભાવનગર ) તરફથી વિ. સં. ૨૦૦૩મા પ્રસિદ્ધ થયેલું છે ૩ આની વિ. સં. ૧૨૯૯મા લખાયેલી એક [તાડપત્રીય પ્રતિ ખંભાતમા છે રત્નપ્રભસૂરિએ ખભાતમા આ વર્ષે સ૦ ચ૦ ઉપર ચાર વ્યાખ્યાનો આપ્યા હતા જુઓ પીટર્સન ( IIIA, p 124 ) ક્ષમાકલ્યાણે અને સુમતિવર્ધને વિ સં ૧૮૭૪મા મૂળના અનુવાદરૂપે સંસ્કૃત ટિપ્પણી રચી છે પ્રદ્યુમ્નસૂરિએ વિ. સં. ૧૩૨૪મા આ મૂળનો સંસ્કૃતમા સક્ષેપ આપ્યો છે. એનું નામ સમરાદિત્ય-સક્ષેપ છે સિદ્ધસેનસૂરિએ સ૦ચ૦માંથી વિલાસવઈકહા ઉદ્ધૃત કરી છે.

તે સબધી સામગ્રી પૂરી પાડનારી અનેક કથાએ આપણા દેશમા પ્રાચીન સમયથી રચાતી આવી છે એમ આપણે **અષ્ટાધ્યાયી** (૪-૩-૮૭)ના **મહાભાષ્ય** ઉપરથી જાણી શકીએ છીએ **મહાભાષ્ય**મા નિર્દેશાયેલી કથાઓની ભાષા નક્કી થઇ નથી અને કદાચ થઇ નહિ શકે આથી કરીને મુખ્યતયા જ મ મા અને ક્વચિત્ સોરસેણીમા રચાયેલી અને ઇ સ ના આઠમા સૈકા કરતા તો અર્વાચીન નહિ જ એવી તેમજ હેમચન્દ્રકૃત **કાવ્યાનુશાસન**( પૃ ૪૬૫ )માં 'સકલકથા' તરીકે નિર્દેશાયેલી, કવિકલાની પ્રત્યક્ષ પ્રતિમાસમી અને 'પ્રશમ' રસથી પરિપૂર્ણ એવી હરિભદ્રસૂરિકૃત [1]**સમરાઇચ્ચચરિય**ની યાને [2]**સમરાઇચ્ચકહા**ની આપણે અહીં નોધ લઇશુ આનો મોટો ભાગ ગદ્યમા છે, અને થોડોક ભાગ વચ્ચે વચ્ચે આવતા પદ્યોમા છે આ સમગ્ર ગ્રથને નવ ભવોમા વિભક્ત કરાયેલો છે એમા નગર, સરોવર, ઉદ્યાન, [3]ચડિકાયતન, [4]દ્વીપ, [5]પર્વત ઇત્યાદિના વર્ણનો છે આ ગ્રથનુ ગદ્ય કેટલી યે વાર આપણને બાણભટ્ટની **કાદબરી**નુ સ્મરણ કરાવે છે, કેમકે એમા લાબા લાબા સમાસો અને શ્લેષનો ઉપયોગ જોવાય છે આના [6]છઠ્ઠા ભવમા [7]શૃખલાયમકના ઉદાહરણો જોવાય છે કે જેનો ઉપયોગ સૂયગડ( અ ૧૫ )મા થયેલો છે હેમચન્દ્રસૂરિએ છન્દોડનુ

---

૧ આ મહત્ત્વપૂર્ણ મૂળ કૃતિ ડ યાકોબી દ્વારા સપાદિત થઇ ઇ સ ૧૯૨૬મા કલકત્તાની ASB તરફથી છપાઈ છે એના પૃ ૬૧૨ની પંક્તિ ૧-૩મા અનેક સમસ્યામય ચરણો છે ઉત્તર પ ૫-૬મા છે શુદ્ધ પદ્ય પ ઐ આ. ( પૃ ૫૮ )મા અપાયુ છે સ૦ ચ૦ સસ્કૃત છાયા સાથે બે ભાગમા બી એચ દોસી તરફથી ઇ સ ૧૯૩૮ ને ૧૯૪૨મા પ્રસિદ્ધ થઇ છે ૨ ઉદ્દ્યોતનસૂરિએ આને **સમરમિયકાકહા** તરીકે ઓળખાવી છે અને કર્તાએ જાતે એને સ૦ ચ તરીકે નિર્દેશી છે અને હેમચન્દ્રસૂરિના ગુરુ દેવચન્દ્રે એને **સમરાઇચ્ચકહા** પ્રબધ કહેલ છે ૩ જુઓ ભવ ૬ પૃ ૩૧-૩૨ શ્રી મોદીની આવૃત્તિ ૪ જુઓ ભવ ૬ પૃ ૪૧ ૫ જુઓ ભવ ૬ પૃ ૪૩ ૬ જુઓ પૃ ૨૦-૨૧ અને ૪૩ ૭ સિહાવલોકન

શાસનમા જેને ' પ્રસ્તાર ' તરીકે ઓળખાવેલ છે તેનુ એક ઉદાહરણ છઠ્ઠો ભવનુ બહુવિધથી શરૂ થતુ અને ' શૃખલા ' યમકથી અલકૃત પદ્ય પૂરુ પાડે છે વિશેષમા આ ભવમાં દગ્બારી તપાસનુ દશ્ય મનોરજક રીતે રજૂ કરાયેલુ છે બીજા ભવના લગભગ અ તમા રાજ્યાભિષેક માટે એકત્રિત કરાયેલી માગલિક વસ્તુઓ ગણાવાઇ છે [1] આ કૃતિમા એક સ્થળે સિદ્ધસેનનો નિદ શ વાંચ્યાનુ સ્ફુરે છે હરિભદ્રસૂરિના નામ ઉપર સમરા ઇચ્ચચરિય ઉપરાત કથાકોશ, ધુત્તક્ખાણ, મુનિપતિચરિત્ર, યશો ધરચરિત્ર અને વીરાગદકથા એ કૃતિઓ નોધાયેલી છે, પરતુ તેમા ધુત્તક્ખાણ જ મળ્યુ છે

[2]ધુત્તક્ખાણ—આ પાઇય કૃતિનુ દ સણસત્તરિની સ ઘતિલકકૃત વૃત્તિમા ધૂર્તાખ્યાનના નામે સસ્કૃતમા રૂપાન્તર થયેલુ છે આ મૂળ કૃતિ પદ્યાત્મક છે અને એ પાંચ આખ્યાનકોમા વિભક્ત છે આ પાચની પદ્યસ ખ્યા અનુક્રમે ૯૭, ૭૫, ૮૮, ૯૪ અને ૧૨૫ની છે આખ્યાનકોના નામ આ કથાનકના મુખ્ય પાચ પાત્રો—ધૂર્તોના નામ ઉપરથી યોજાયા છે મૂલસિરિ ( મૂલશ્રી ), કડરીય ( કડરીક ), એલા સાઢ ( એલાષાઢ ), સસ ( શશ ) અને ખડવાણા ( ખડપાના ) એ પાચ ધૂર્ત હતા ખડવાણા પોતે સ્ત્રી હોઇ એને પાચસે સ્ત્રી-ધૂર્ત હતી, જ્યારે બીજા બધા પુરુષ હોઇ તેમને પાચસે પાચસે પુરુષ-ધૂર્ત હતા

એક વેળા આ બધા ધૂર્ત અને એના સાથીઓ ઉજ્જેણીમા ભેગાં મળ્યાં એવામા આઠ દિવસ સુધી વરસાદ પડ્યો અને એમને ખાવાનુ ન મળ્યુ આથી કોણ કોને મિજબાની આપે એનો એઓ વિચાર કરવા લાગ્યા મૂલદેવે કહ્યુ આપણ પૈકી દરેક મુખ્ય ધૂર્તે બીજાને

૧ સ૦ થ૦ વિષે વિશેષ હકીકત માટે જુઓ અ૦ જૈ૦ ૫૦ ( ખડ ૨ )નો મારો અગ્રેજી ઉપોદ્ઘાત (પૃ ૪૬-૫૦) ૨ આ ધુત્તક્ખાણ સિ૦ જૈ૦ ગ્ર૦ માળમા ઇ સ ૧૯૪૪મા છપાયુ છે એમા સઘતિલકસૂરિનુ 'ધૂર્તાખ્યાન' પાઇય કૃતિના રૂપાન્તરરૂપે લોકભાષામા ગદ્યમા ધૂર્તાખ્યાનકથા અને ડૉ ઉપાધ્યેનો એને અગેનો સમીક્ષાત્મક નિબન્ધ છપાયા છે

પોતે સાભળેલી કે અનુભવેલી વાત કહેવી એને જૂઠી ઠેરવનારે બધાને જમાડવા પણ જે પુરાણ, ભારત (મહાભારત), રામાયણ જેવા વૈદિક શાસ્ત્રોને આધારે આનુ સમર્થન કરે તેને ખવડાવવુ નહિ પડે

બધા એકમત થતા મૂલદેવે આઠ અસભવિત હકીકતો રજૂ કરી કંડરીકે એનુ સમર્થન કર્યુ. એવી રીતે કંડરીકે ૭ હકીકત અને બાકી બધાંએ દસ દસ હકીકત કહી અને ઉત્તરોત્તર એનુ સમર્થન થયુ.

ખંડપાના ઉસ્તાદ હતી એણે ચારે મુખ્ય ધૂર્તોને કહ્યુ કે તમે બધા પહેલા મારા નોકર હતા અને ગુમ થઇ ગયા હતા તે હવે મળ્યા આમ કહી એણે બધાને બનાવ્યા એને સૌનો ઉપરી બનાવાઇ પછી એણે એક શેઠિયા ઉપર પોતાના બાળકનુ ખૂન કરવાનો આરોપ મૂકી તેની પાસેથી એક દાગીનો પડાવી લીધો અને એ વેચીને બધાને ઉજાણી આપી

હરિભદ્રસૂરિએ સાત સસ્કૃત પદ્યોના અવતરણવાળા આ આખ્યાનદ્વારા વૈદિકોના ગપાષ્ટકોની ઠેકડી ઊડાવી છે ભારતીય સાહિત્યમા આનુ સ્થાન ઘણું ઊંચુ છે આ સબધમા મે અ૦ જ૦ પ૦ (ખડ ૨) ના પ્રસ્તાવના-(પૃ ૧૨૧-૧૨૭)મા ઊહાપોહ કર્યો છે

**વસુદેવહિંડીકહા**—ગુણનિધાનસૂરિને ઉદ્દેશીને વહિંડીના સારાશ-રૂપ કથા રચાયાનો આ [1]મુદ્રિત કૃતિના અન્તમા ઉલ્લેખ છે આ ગદ્યમા છે લગભગ અઢીસે શ્લોક જેટલુ એનુ પ્રમાણ છે આ મુદ્રિત કૃતિમા મૂળ વહિંડી વિષે પ્રસ્તાવનામા કેટલોક નિર્દેશ છે અહીં **કાવ્યાનુશાસન** અને **વિવેક**ને આધારે એ વાતનો સ્ફોટ કરાયો છે કે 'બૃહત્કથા' એ કોઇ અમુક ગ્રન્થનુ નામ નથી, પણ કાવ્યગ્રન્થોની અમુક જાતિનુ નામ છે ત્રિ૦ શ૦ પુ૦ ચ૦ (પર્વ ૮, સ ૩)ના અન્તમા આ સર્ગનુ નામ 'વસુદેવહિંડીવર્ણના' એમ રખાયુ છે.

---

૧ "શ્રીહેમચન્દ્રાચાર્ય ગ્રન્થાવલી" ગ્રન્થાક ૪ તરીકે ઇ સ ૧૯૧૭મા આ કૃતિ "શ્રીવસુદેવહિંડીસાર" એ નામથી છપાઇ છે.

**પંચમીચરિય**—ભા૦ વિ૦ ( ભા. ૨, અં. ૧, પૃ. ૫૯ )મા ત્રિભુવન સ્વયંભૂએ આ ચરિત્ર લખ્યાનો ઉલ્લેખ છે. આ કવિ આઠમી–નવમી સદીમા થઇ ગયાનું મનાય છે. જો આમાં પંચમી–વ્રતનો અધિકાર હોય તો આ વિષયની આ સૌથી જૂની કૃતિ ગણાય અને પૃ ૧૦૭–૮મા નિર્દેશેલી મહેશ્વરસૂરિકૃત **નાણપંચમીકહા** એના પછીની ગણાય.

**કુવલયમાલા**–કર્ણાટકના એક દિગંબર આચાર્યે જે કૃતિમા વત્સરાજનો નિર્દેશ કર્યો છે તે તો શકસંવત્ ૭૦૫ (ઇ સ ૭૮૩)ની કૃતિ છે, જ્યારે આ તો [1]દાક્ષિણ્યચિહ્ન [2]ઉદ્દ્યોતનસૂરિએ ઇ સ ૭૭૯મા હ્રી દેવીના દર્શનના પ્રભાવે જાબાલિપુર( જાલોર )મા રચેલી [3]**કુવલયમાલાકહા** છે, અને આમા પણ એ વત્સરાજનો ઉલ્લેખ છે આ એક અદ્ભુત કથા છે એ **કાદંબરી** કે ત્રિવિક્રમની **દમયન્તીકથા** જેવી છે. એ ચંપૂના ઢબની છે એનુ પરિમાણ આશરે ૧૩૦૦ શ્લોક જેટલુ છે કથાવસ્તુ સંકીર્ણ સ્વરૂપનુ છે. એમા જ૦ મ૦ ઉપરાંત પેમાઇ અને અવહટ્ટનો અને સંસ્કૃતનો પણ ક્વચિત્ ઉપયોગ

૧ મૂળમા ' દક્ખિણ્ણ-ઇંધ ' છે સંસ્કૃત ભાષાંતરકર્તાએ આને માટે ' દાક્ષિણ્યચિહ્ન ' એવુ સમીકરણ આપ્યુ છે, પણ એને બદલે ' દક્ષિણ ' એમ કહેવાના ઇરાદે ગ્રન્થકારે પોતાને ' દક્ષિણ-ચિહ્ન ' કહ્યા હોય એમ સમજાય છે.
૨ એમના પ્રપિતાનુ નામ ઉદ્દ્યોતન છે, અને પિતાનુ નામ વડેસર છે. આમ અહીં પ્રપિતા અને પૌત્રના નામ એક જ છે તે તે સમયની ક્ષત્રિયોની નામકરણની રીતિનુ સૂચન કરે છે કેટલાક જૈન આચાર્યોની પરંપરામા પણ આ વાત જોવાય છે. જેમકે **નવપયપયરણ**ના કર્તા દેવગુપ્તસૂરિના ' ઉકેશ ' ગચ્છમા દેવગુપ્ત, કક્ક, સિદ્ધ અને જિનચન્દ્ર એ નામના લાગલાગટ ચાર આચાર્યો, ' ભાવડ ' ગચ્છમા ભાવદેવ, વિજયસિંહ, વીર અને જિનદેવ, 'વાયડ' ગચ્છમા જિનદત્ત, રાશિલ અને જીવદેવ, અને ' પલ્લીવાલ ' ગચ્છમા શાન્તિ, યશોદેવ, નન્ન, ઉદ્દ્યોતન, મહેશ્વર, અભયદેવ અને આમદેવ એમ લાગલાગટ સાત સૂરિઓ થયા છે. ઇ સ. ૧૯૨૭મા છપાયેલ વ૦ ૨૦ મ૦ સ્મા૦મા પૃ ૨૫૬–૨૮૪મા જિનવિજયજીનો " કુવલયમાલા " નામનો વિસ્તૃત લેખ છપાયો છે આનો અંગ્રેજીમા સારાશ Bhāratiya Vidyā ( Vol II, pt 1, pp 77-88 અને pt 2, pp. 211-219 )મા પ્રસિદ્ધ થયો છે

કરાયેલો છે. એમાં [1]પાદલિપ્ત, સાતવાહન, ષટ્પર્ણક, ગુણાઢ્ય, વ્યાસ, વાલ્મિકિ, બાણ, વિમલ, [2]રવિસેન, [3]જડિલ, [4]દેવગુપ્ત, પ્રભંજન અને હરિભદ્રનો નિર્દેશ છે. અંતમાં ૨૯ પદ્યોની પ્રશસ્તિ છે. એ ઐતિહાસિક દૃષ્ટિએ મહત્ત્વની છે. એમાં તોરરાય ( [5]તોર-માણ ? ) અને એની રાજધાની 'ચંદ્રભાગા' નદીને તીરે રહેલી

---

૧ ચૈત્યવંદનના પાઇય સૂત્રો ઉપર જિનેશ્વરસૂરિએ વિ. સં. ૧૦૯૬માં સંસ્કૃતમા વૃત્તિ રચી છે. એમાં એક સ્થળે એમણે " अत एव प्रदीप्तकाचार्येण तरङ्गवत्यां वर्णितमिति " એવો ઉલ્લેખ કર્યો છે. આ ઉપરથી એમના સમય સુધી તો તરંગવતી મળતી હતી એમ જણાય છે. બીજું, આ સૂરિએ 'પાલિત્ત'-નું સસ્કૃત સમીકરણ 'પ્રદીપ્ત' યોજી તરંગવતીકારને 'પ્રદીપ્ત'સૂરિ કહ્યા છે.
૨-૩ આ બને દિગબર ગ્રંથકારો છે. રવિસેને સંસ્કૃતમા 'પદ્મચરિત રચ્યું' છે. એનાથી પ્રાચીન સંસ્કૃત ગ્રથ દિગંબર કથા-સાહિત્યમા હોય તો તે કયા ?

જડિલ એ જ બીજા જિનસેને લગભગ ઇ. સ. ૮૩૮મા રચેલા આદિપુરાણ ( ૧-૫૦ )મા નિર્દેશેલા જટાચાર્ય હોય એમ જણાય છે. આ આદિપુરાણની એક હાથપોથીમા હાસિયામા જટાચાર્યનું 'સિંહનદિ' એવું નામ સૂચવાયેલું છે જટાસિંહનંદિ એવું નામ ચામુડરાયે કાનડી ભાષામા ઇ. સ. ૯૭૮મા રચેલા ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર યાને ચામુંડરાયપુરાણમા છે. જડિલ, જટાચાર્ય અને જટાસિંહનદિ એ એક જ વ્યક્તિના ત્રણ નામ છે એમ સામાન્ય રીતે વિચારતા જણાય છે અને વરાંગચરિત એ આ વ્યક્તિની કૃતિ મનાય છે. જિનસેન પહેલાએ ઇ. સ. ૭૮૩મા રચેલા હરિવંશપુરાણ-( ૧-૩૫ )મા વરાંગચરિતનો ઉલ્લેખ છે. ઇ. સના ૧૧મા સૈકાની આસપાસ થઇ ગયેલા ધવલે અવહટ્ટ ભાષામા રચેલા હરિવંસમા જડિલ મુનિ અને એની કૃતિ વરાંગચરિતનો એક જ પંક્તિમા ઉલ્લેખ કર્યો છે. ૪ પ્રશસ્તિમા દેવ-ગુપ્તને મહાકવિ કહ્યા છે. પ્રારંભમા જ્યા પૂર્વે થઇ ગયેલા કવિઓની પ્રશંસા છે તેમા દેવગુપ્તને 'ગુપ્ત' વંશના રાજર્ષિ અને ત્રિપુરુષ-ચરિત્રના કર્તા કહ્યા છે. શું આ બને વ્યક્તિ એક જ છે ? ૫ આને જિનવિજયજી હૂણસમ્રાટ તોરમાણ તરીકે ઓળખાવે છે. જો એમ કરવું વાસ્તવિક હોય તો એમના જેવા વિદેશી અને વિજયી સમ્રાટના ગુરુ હરિગુપ્ત એક જૈન આચાર્ય હતા એ વાત જૈનોને ગૌરવ લેવા જેવી ગણાય, કેમકે ગુપ્ત સમયમા પણ રાજગુરુ થવાનું માન જૈન મુનિઓને મળતું એ આ ઉપરથી ફલિત થાય છે.

'પઞ્ચઇયા ' વિષે ઉલ્લેખ છે. આ કથામાં ૧૮ દેશનાં નામ અને તેમાં બોલાતી ભાષાઓનો નિર્દેશ છે. ક્રોધ, માન, માયા લોભ અને મોહ એ દુર્ગુણોનાં કટુ ફળનું આમાં વર્ણન છે.

આ કુવલયમાલા( પદ્ય ૩૯ )માં સુલોયણાકહાની પ્રશંસા છે અને ૪૦મા પદ્યમાં પ્રભંજનકૃત જસહરચરિયની તારીફ છે. કુવલયમાલાની બે પ્રાચીન હાથપોથી મળે છેઃ એક ભાં. પ્રા. સં. મં.માં સોળમા સૈકામાં લખાયેલી અને એક જેસલમેરના ભંડારમાં ( વિ. સં. ૧૧૩૯માં ) લખાયેલી. આ બંનેમાં ઐતિહાસિક દૃષ્ટિએ પણ મહત્ત્વના પાઠભેદો છે. આ વિચારતાં એમાં સ્વયં એના કર્તાનો જ હાથ હોય એમ ભાસે છે

આ કથાનો ચંપૂરૂપ [1]સંક્ષેપ સંસ્કૃતમાં પરમાનન્દસૂરિના શિષ્ય રત્નપ્રભસૂરિએ આપ્યો છે.

સુલોયણાકહા—કુવલયમાલા( શ્લો. ૩૯ )માં નિર્દેશાયેલી આ કૃતિ શું પાઇયમા રચાયેલી છે અને શું જિનસેને હરિવંશપુરાણ( શ્લો ૩૩ )માં જે મહસેનકૃત સુલોચનાકથાની પ્રશંસા કરી છે તે આ જ છે?

જસહરચરિય—આ પ્રભંજનની કૃતિ શું પાઇયમાં છે અને શું આ પ્રભંજન તે વાસવસેનકૃત યશોધરચરિતમાં નિર્દેશાયેલા પ્રભંજન છે?

ચઉપન્નમહાપુરિસચરિય—જેમને હેમચન્દ્રે ૬૩ શલાકાપુરુષ ( celebrities ) તરીકે નિર્દેશ્યા છે અને જેમની સંખ્યા, પ્રતિવાસુદેવને પૃથક્ ન ગણાવતાં ચોપ્પનની ગણાવાય એ તમામ મહાપુરુષોનાં જીવનને રજૂ કરતી કથા તે ચઉપન્નમહાપુરિસચરિય છે એના કર્તા શીલા-

૧ જૈ. આ. સ એ ઈ. સ. ૧૯૧૬મા આ બહાર પાડ્યો છે. એની પ્રસ્તાવનામા મૂળ કૃતિના પ્રારંભિક અને અંતિમ ભાગ રજૂ કરાયા છે. એનું ભાષાન્તર જૈ. ધ. પ્ર. સ.એ વિ. સં. ૧૯૬૯મા છપાવ્યું છે. ૨ ૨૪ તીર્થંકરો, ૧૨ ચક્રવર્તી, ૯ વાસુદેવો, ૯ બલદેવો અને ૯ પ્રતિવાસુદેવો વરાંગચરિત ( ૨૭, ૩૨ )મા શલાકાપુરુષને 'કારણમાનુષ' કહેલ છે. 'શલાકાપુરુષ' સંબંધી વિશેષ માહિતી માટે જુઓ પ્રશમરતિ અને સંબંધકારિકાની મારી 'ઉત્થાનિકા' ( પૃ. ૪૫-૪૭ )

ચાર્ય છે. તેઓ નેવ્વુય ( સં. નિર્વૃતિ ) કુલના માનદેવસૂરિના શિષ્ય થાય છે અને તેમણે આ ચરિત્ર વિ. સં. ૯૨૫ (ઇ. સ. ૮૬૮)માં રચ્યું છે. **આયાર** અને **સૂયગડ** ઉપર ટીકા રચનાર **શીલાંકસૂરિનો** સમય પણ આ છે એટલે આ બંને આચાર્યો એક જ હોય એમ ભાસે છે, જોકે પં. લાલચન્દ્ર ભ. ગાંધીએ જે. ભાં. ગ્રં. સૂ. ( પૃ. ૪૪ )માં એ બંનેને ભિન્ન ગણ્યા છે અને ડૉ. ઘાટગેએ પણ એ બે એક હોવા વિષે શંકા દર્શાવી છે, પરંતુ બેમાંથી એકે યે એ માટે કારણ રજૂ કરેલ નથી આ બે આચાર્યોને ભિન્ન ગણીએ તો પણ 'દેશીકાર' તરીકે જે **શીલાંકનો** ઉલ્લેખ છે તેઓ એઓમાંના એક ખરા કે નહિ એ પ્રશ્ન વિચારવો બાકી રહે છે.

મહાપુરિસચરિયમાં એના કર્તાએ " વિબુધાનંદ નામનું એકાંકી સંસ્કૃત નાટક ગ્રથિત કર્યું છે " એમ **ઇતિહાસની કેડી** ( પૃ. ૫૦, ટિપ્પણ )માં ઉલ્લેખ છે.

**જીવદેવકૃત પ્રબંધ**—તિલકમંજરીના ૨૪મા પદ્યમાં જીવદેવે રચેલા જે પાઇય પ્રબંધની પ્રશંસા છે તે કૃતિને હું આ નામે ઓળખાવું છું, કેમકે એનું વાસ્તવિક નામ જાણવામાં નથી

ભુવણસુંદરીકહા—'નાઇલ' કુલના સમુદ્રસૂરિના શિષ્ય વિજય-સિંહસૂરિએ ભુવણસુંદરીકહા( ચરિય ) વિ. સ. ૯૭૫માં ૮,૯૧૧ ગાથામાં પાઇયમાં રચેલ છે. આ કથા અલૌકિક તત્ત્વોથી પરિપૂર્ણ છે.

કાલયાયરિયકહાણગ—ઇ. સ.ના દસમા સૈકાનું કે લગભગ એ સમયનું [1]કાલયાયરિયકહાણગ ( સં. કાલકાચાર્યકથાનક ) પણ અત્ર નોંધવા લાયક કૃતિ છે. એમાં ઉજ્જયિનીના રાજા ગર્દભિલ્લ જે કાલકસૂરિનાં લઘુ બેન સાધ્વી સરસ્વતીને ઉઠાવી ગયો હતો તેને કાલક-સૂરિએ શક ક્ષત્રપની સહાયથી કેવી રીતે પરાસ્ત કર્યો તેની હકીકત છે.

કહાણયકોસનું વિવરણ—હારિભદ્રીય અષ્ટકપ્રકરણ ઉપર

---

૧ આ ZDMG ( Vol. XXXIV, 1880 )માં છપાયું છે.

વિ સં. ૧૦૮૦મા વૃત્તિ રચ્યા[1] જિનેશ્વરસૂરિએ ૪૦ મ૦મા ૩૦ ગાથામા [2]કહાણયકોસ રચ્યો છે આમા આદ્ય ગાથા મ ગ ન્ઃાચરણ -પ છે ત્યાર પછીની ૨૪ ગાથામા આ કોશકારે પોતાના વક્તવ્યના સ્પષ્ટીકરણાર્થે ઉદાહરણનો—કથાનો નિર્દેશ કર્યો છે આ કથાઓ એમણે આ કૃતિની સ્વોપજ્ઞ [3]વૃત્તિમા [4]પાઇયમા આપી છે મૂળ–મુખ્ય કથાઓ ૩૬ છે, અને અનાતર કથાઓ ચારેક છે આમ આ વૃત્તિ ચાલીસેક કથાઓના ભડારરૂપ છે જિનેશ્વરની પૂજાનુ ફળ બતાવવા સાત કથા અપાઈ છે આઠમી કથા જિનેશ્વરના ગુણોત્કીર્તનનુ ફળ દર્શાવે છે નવમી કથા સાધુના વૈયાવૃત્યનુ ફળ જણાવે છે એના પછીની ૧૦ મીથી ૨૫ મી સુધીની ૧૬ કથાઓ શ્રમણોને દાન દેવાનુ ફળ સમજાવે છે ત્યાર પછીની ત્રણ કથા જૈન શાસનની ઉન્નતિ કરવાના ફળની દ્યોતક છે બે કથા સાધુઓના ખોટા દૂષણો રજૂ કરનારની શી વલે થાય તે સૂચવે છે સાધુને કરાતા અપમાનને કેવી રીતે દૂર કરાયુ તે હકીકત એક કથામા છે વિપરીત જ્ઞાનનુ ફળ, ધાર્મિક કાર્યમા ઉત્સાહ આપવાનુ ફળ, અપરિણત જનને ધર્મદેશના આપવાની નિરર્થકતા અને શુભ દેશનાનુ મહત્ત્વ એમ ચાર વિષયો પૈકી એકેક ઉપર એકેક કથા છે [5] સાધુને દાન કરવાના ફળના ઉદાહરણરૂપે શાલિભદ્રની કથા છે એમા [6]રયણકબન ( રત્નક મત )નો

---

૧ એમના ગુરુનુ નામ વર્ધમાનસૂરિ છે, અને પ્રગુરુનુ નામ ઉદ્દ્યોતનસૂરિ છે
૨ જુઓ ૩૦મી ગાથા. ૩ આના મ ગલાચરણમા મૂળ કૃતિને 'કથાકોશ' અને આગળ જતા 'કથાકોશ' નામનુ પ્રકરણ કહેલ છે આ વૃત્તિનો શબ્દાર્થ પૂરતો ભાગ સંસ્કૃતમા છે ૪ કોઇક વાર સસ્કૃત પદ્ય ઉદ્ધૃત કરાયા છે એક બે જગ્યાએ 'અપભ્રંશ'મા પદ્ય છે છઠ્ઠી ગાથાની વૃત્તિ ( પૃ ૪૨–૪૩ )મા 'ગેય' ચતુષ્પદિકા–બધ 'અપભ્રંશ'મા અપાયેલ છે ૫ સવૃત્તિક કહા ણયકોસ સિ જૈ. ગ્ર.મા 'કથાકોશપ્રકરણ'ના નામે હાલમા જ પ્રસિદ્ધ થયો છે જિનવિજયજીએ એની પ્રસ્તાવના ( પૃ ૭૬–૧૨૩ )મા આ કથાઓનો હિન્દીમા સાર આપ્યો છે ૬ આની માહિતી માટે જુઓ જૈ ધ પ્ર ( પુ. ૬૪, અ. ૧૦, પૃ ૧૭૧–૬ )મા છપાયેલો મારો લેખ નામે "રત્નકબલ ( કબલરત્ન ) તે શુ ?". ઉપદેશતરંગિણી ( પત્ર ૨૩ )માના ૪૨મા પદ્યમા 'રત્નકબલ'નો ઉલ્લેખ છે

ઉલ્લેખ છે. વિશેષમાં એમાં ભોજન-સમારંભનું આકર્ષક વર્ણન છે.

• આ કથાઓમાં અનેક 'દેશ્ય' શબ્દો છે એટલે ભાષાશાસ્ત્રના અભ્યાસીને એ ઉપયોગી છે. વળી આ કથાઓ સામાજિક અને સાંસ્કૃતિક ઇતિહાસના અન્વેષકને પણ ઉપયોગી છે.[1] આ સર્ગાત્મક મૂળ કૃતિની પ્રથમ પ્રતિલિપિ કરનાર (લેખક) જિનભદ્રસૂરિના કથન મુજબ આની રચના વિ. સં ૧૧૦૮માં પૂર્ણ થઇ.[2]

**સંવેગરંગસાલા**—આ આરાધના-ગ્રન્થના કર્તા જિનચન્દ્રસૂરિ છે (દેવભદ્રસૂરિએ આનો પ્રતિસંસ્કાર કર્યો છે). આ કૃતિમાં સંવેગભાવનું પ્રતિપાદન છે, અને એ 'શાન્ત'રસથી વિભૂષિત છે એ બૃહત્કાય[3]ગ્રન્થ કથાત્મક છે. એ વિ. સં. ૧૧૨૫મા પૂર્ણ કરાયો છે. એની[4]પ્રશસ્તિમા જિનચન્દ્રસૂરિએ જિનેશ્વરસૂરિ અને બુદ્ધિસાગરસૂરિની પુષ્કળ પ્રશંસા કરી છે.

**લીલાવતીકહા**—**પંચલિંગી** વગેરેના કર્તા જિનેશ્વરસૂરિએ [5]**લીલાવતીકહા** રચી છે. એમા પદલાલિત્ય છે, શ્લેષ છે અને અન્યાન્ય અલંકારોથી એ વિભૂષિત છે. એ કથા કોમળ ભાવવાળી અને પ્રસન્ન વાણીવાળી છે. એ પાઇયમા હશે એમ લાગે છે એ મળતી નથી.[6]

---

૧ ગર્ભરક્ષણ કેમ કરાય એ બાબત પૃ ૨૭-૨૮મા, ધાતુષ્કકલાના આલીઢ વગેરે પ્રયોગનુ વર્ણન પૃ. ૨૪ મા, ગન્ધર્વકળાનો સંક્ષિપ્ત પરિચય પૃ. ૪૦-૪૧મા, ધાતુવાદ અને રસવાદ એ શાસ્ત્રનો ઉલ્લેખ અને એમા આવતી વિગતો સંબધી હકીકત પૃ. ૧૭૨-૧૭૩મા, નાટચકળાનુ સ્વરૂપ અને ના૦ શા૦નો ઉલ્લેખ પૃ. ૪૫મા અને ગારુડશાસ્ત્રમા કહેલ મંત્રાદિના પ્રયોગની વાત પૃ. ૧૨-૧૩મા છે. વિસ્તાર માટે જુઓ ઉપર્યુક્ત પ્રસ્તાવના (પૃ. ૧૨૩-૧૨૪). ૨ એજન, પૃ. ૧૧. ૩ આ ૧૮૦૦૦ શ્લોકપ્રમાણક પદ્યાત્મક કૃતિનો પ્રથમ ભાગ સંસ્કૃત છાયા સાથે "જિનદત્તસૂરિ પ્રાચીન પુસ્તકોદ્ધાર ફંડ"ના ગ્રન્થાક ૧૩ તરીકે ઇ. સ. ૧૯૨૪મા છપાયો છે. ૪ જુઓ ઉપર્યુક્ત પ્રસ્તાવના (પૃ. ૧૧). ૫ જુઓ **સુરસુંદરીકહા**ની પ્રશસ્તિ (શ્લો. ૨૪૪). ૬ આ અનુપલબ્ધ કથાના સારરૂપે વિ. સ. ૧૩૦૪મા સૂરિ થનારા જિનરત્નસૂરિએ ૨૧ ઉત્સાહમાં સંસ્કૃતમા પદ્યમા ૬,૦૦૦ શ્લોક જેવડી **નિર્વાણ-લીલાવતી-કથા** રચી છે.

૧૮૦૦૦ શ્લોક જેવડી મનાતી આ કથા ( આધુનિક અમદાવાદના સ્થાન ઉપર વસાવાયેલા પુરાણા સ્થાન નામે ) 'આશાપલ્લી'મા વિ સ. ૧૦૯૨મા રચાઈ એમ કથાકોષપ્રકરણની પ્રસ્તાવના ( પૃ ૪૨ )મા ઉલ્લેખ છે જે સા સ ઇ (પૃ ૨૦૮) પ્રમાણે એ વિ સ ૧૦૮૨થી ૧૦૯૫ના ગાળામા રચાઇ છે કાવ્યાનુશાસન( અ ૮, સૂ ૮ )ની સ્વોપજ્ઞ ટીકા ( પૃ ૪૬૩ )મા જે લીલાવતીકથાની પ્રશસા છે તે શુ આ જ છે?

**લીલાવઈકહા**—ભૂષણભટ્ટના પુત્ર કોઊહલે પણ લીલાવઈકહા રચી છે એના પ્રારભના ૨૩ પદ્યો જે ભા પ્ર સૂ (પૃ ૨૮–૨૯)માં અપાયેલા છે 'સિહલ' રાજકન્યા લીલાવતીનુ 'આન્ધ્ર' નૃપતિ શાતવાહન સાથેનુ લગ્ન એ આ કૃતિનો વિષય છે. આ કૃતિ સળગ છે–કોઈ વિભાગોમા વિભક્ત નથી આમા એકદર ૧૩૩૩ પદ્યો છે એના એક પદ્યમા સૂચવાયા મુજબ આ [1]લીલાવઈકહાનુ પ્રમાણ ૧,૮૦૦ અનુષ્ટુભ્ ( શ્લોક ) જેટલુ છે

**સુરસુંદરીકહા**—ઉપર્યુક્ત જિનેશ્વરસૂરિના તેમજ બુદ્ધિસાગરસૂરિના શિષ્ય ધનેશ્વર મુનિ( જિનભદ્રસૂરિ )એ વિ સ ૧૦૯૫ ( ઇ સ. ૧૦૩૮ )મા 'ચડ્ડાવલિ'મા સુરસુંદરીકહા પદ્યમા [2]૪,૦૦૦ ગાથારૂપે રચી છે આ સોળ પરિચ્છેઅ (પરિચ્છેદ)માં વિભક્ત છે અને આમાં કાવ્યને અનુરૂપ અનેક વર્ણનો છે આ પણ romantic કથા છે આમા વિદ્યાધરનુ લગ્ન એની પ્રિયતમા સાથેના લાબા વિરહ પછી થયાની વાત આવે છે એમા અતરકથા પણ છે પોતાની મોટી બેન કલ્યાણમતિના આદેશથી ઉપમા, શ્લેષ અને રૂપકથી અલકૃત આ કથા તૈયાર કરાઈ છે

આ સુરસુદરીચરિય ( પરિ૦ ૩, ગાથા ૧૦૬–૧૧૮ )મા મયણ-તેરસીના ઉત્સવની વાત છે. પાચમા પરિચ્છેદના અતમા એ ઉલ્લેખ છે

૧ આ હાલમા સિ જૈ ગ્ર મા.મા સસ્કૃત છાયા સહિત છપાય છે ૨ જુઓ સુરસુંદરીકહા ( પરિ ૧, શ્લો. ૪૪ ). આથી ડૉ ઘાટગેએ ૪,૦૦૦ આપ્યા લખી છે તે ભ્રાન્ત જણાય છે

કે લગ્ન થાય તે પહેલાં કામદેવની પૂજા કરવી એવો વિદ્યાધરોનો કુલાચાર છે છઠ્ઠા પરિચ્છેદમા કહ્યુ છે કે કનકમાળાના વસ્ત્ર પહેરી ચિત્રગતિ એને બ'લે પોતે નગોવાદનીને પરણ્યો આ પ્રસગ માવનીને બદલે એનું રૂપ ધારણ કરી મકરન્દ તેને પરણે છે, એ માલતીમાધવમાં આવતી બીનનુ સ્મરણ કરાવે છે તેરમા પરિચ્છેદમાં વહાણ નાશ પામ્યાનું જે વર્ણન છે તે નાયાo ( સુય૦ ૧, અ ૯ )માના નૌકાનિમજ્જનના વર્ણનનુ સ્મરણ તાજુ કરે છે

" સતી સુરસુદરી " એ નામથી આ પાઇય કથા આધુનિક પદ્ધતિએ ' સુશીન " દ્વારા "ગુજરાતી "મા ઉતારાઇ છે જૈo આo સo તરફથી વિ સ ૧૯૯૦મા એ છપાઇ છે અગિયારમી સદીના મનોભાવ અને આકાક્ષાનો સાક્ષાત્કાર કરવાનો આ સુયોગ સાધી આપે છે અંતમા સસ્કૃતમા " સુરસુદરીના સુધાબિદુ " તરીકે જે સસ્કૃત પદ્યો અનુવાદ સહિત અપાયાં છે તે મૂળ કૃતિમાના નથી, જોકે એ બાબતનો ખુલાસો પ્રકાશક તરફથી કે " સુશીન " તરફથી થયો નથી ( અને એથી આ વાત મારે નોધવી પડે છે ) અહીં અપાયેલી પ્રસ્તાવના ( પૃ ૧ ) ઉપરથી જણાય છે કે અજિતસાગરસૂરિએ મૂળનો અનુવાદ તેમજ વિવેચન કરેલ છે, પણ એ મારા જોવામાં આવેલ નથી

**સીયાચરિય**—આમા સતી સીતાનુ ચરિત્ર છે સદ્ગત દલાલના કથન મુજબ એ મોટે ભાગે અગિયારમી સદીની અને ૩ ૨૦૦ શ્લોક જેવડી કૃતિ છે અને એના કર્તા મહસૂરિ છે અહીંના આણસુર ગચ્છના ભડારમા આની વિ સ ૧૬૩૫મા લખાયેલી હાથપોથી છે એનો ગ્રન્થાગ્ર ૩૪૪૦ છે આ ચરિત્ર છપાવવા લાયક છે

**મહીપાલકહા**—મુનિચન્દ્રના શિષ્ય વીરદેવની આ કૃતિ છે સદ્ગત દલાલે આની નોધ લીધી છે

**નાણપચમીકહા**—ઇ સ ૧૦૫૨ની પૂર્વે[1] સજ્જન ઉપાધ્યાયના

---

[1] આમ કહેવાનુ કારણ એ છે કે જેસલમેરમા એની વિ. સ ૧૧૦૯મા લખાયેલી પોથી છે

શિષ્ય મહેશ્વરસૂરિએ જ૦ મ૦માં સરસ અને સુલલિત ગાથાઓમાં આ કથા રચી છે.[1] એ વેધક ભાવભંગીઓથી ભરપૂર છે. એમાં અનેક સુભાષિતો નજરે પડે છે. આ કૃતિ સંસ્કૃતને બદલે પાઇયમાં કેમ રચી એનો ખુલાસો ગ્રન્થકારે કર્યો છે. એવી રીતે અન્તમાં ઐહિક ફળની આકાંક્ષાથી કરાતા નિદાનપૂર્વકના તપનો ઉપદેશ કેવી રીતે યથાર્થ ગણાય એ બાબતની ચર્ચા ગા. ૪૮૮–૪૯૩માં કરાઈ છે. આ પ્રસ્તુત કૃતિમાં જ્ઞાનપંચમીના જ્યેષ્ઠ પંચમી અને લઘુ પંચમી એવા બે પ્રકારો સૂચવાયા છે. જૈન પ્રક્રિયા પ્રમાણે એ આરાધના માટે કરાતા વ્રતના ગ્રહણની વિધિનું અને વ્રત પૂરું થતાં કરવાના ઉદ્યાપન (ઉજમણું)નું તેમજ જયસેનથી માંડીને ભવિષ્યદત્તને મળેલાં દસ પ્રકારનાં ફળનું આમાં વર્ણન છે. એકંદર રીતે આ [2]પંચમીપર્વનું માહાત્મ્ય દર્શાવે છે તેથી એનું **પંચમીમાહપ્પ** એવું બીજું નામ પડ્યું છે. એમાં જ્ઞાનનો મહિમા વર્ણવાયો છે. એમાં સ્થળે સ્થળે સફળ રીતે શ્લેષના ઉપયોગ પૂર્વક આલેખાયેલાં એકંદર દસ કથાનકો છે. તેમાં [3]જયસેનની કથા તેમજ દસમી [4]ભવિષ્યદત્તની કથા પણ પાંચસે પાંચસે ગાથામાં

---

૧ આ હાલમાં સિં૦ જૈ૦ ગ્ર૦ માળાના ગ્રન્થાંક ૨૫ તરીકે પ્રસિદ્ધ થઇ છે. ડૉ. ગોપાણીએ એ સંપાદિત કરી છે. એમની ગુજરાતી પ્રસ્તાવનામાં નાણપંચમીકહા અને ભવિસયત્તકહાનો તુલનાત્મક પરિચય છે અને સુભાષિતોની નોંધ છે. ૨ ઇ. સ. ૧૯૪૮મા પ્રસિદ્ધ થયેલ પર્વ–દેશનામા મે "ઉપક્રમ" (પૃ. ૫–૧૭) દ્વારા પર્વને અંગે કેટલીક બાબતો વિચારી છે. એમાંની એક તે પર્વ સંબંધી સાહિત્ય છે. જ્ઞાનપંચમીને અંગેની કથાઓ ઇત્યાદિની અહીં મેં નોંધ કરી છે. ૩ આમાં ધર્મમુનિની અંતરકથા છે. એ કેવલજ્ઞાની મુનિ ભવ્ય જીવોને પ્રતિબોધ પમાડવા માટે 'આકાશગામિની' વિદ્યાના પ્રભાવથી આકાશમાં ઊડી એક સ્થળેથી બીજે સ્થળે જતા હતા. આમ જે અહીં કેવલીને અંગે વિદ્યાના ઉપયોગની વાત છે તે જૈન રૂઢ મંતવ્ય સાથે કેવી રીતે સંગત ગણાય ? ૪ પ્રે. અ. ગ્રં.મા શ્રી. રામસિંહ તોમરે जैन–साहित्य की हिन्दी–साहित्य को देन નામના લેખમા કહ્યુ છે કે ભવિષ્યદત્તની કથા ભવિસયત્તકહા નામના ગ્રન્થનું નિર્માણ થયું તે પહેલા પ્રચલિત હતી અને લોકપ્રિય પણ રહી હશે.

અપાયેલી છે, જ્યારે બાકીની આઠ કથાઓ પૈકી દરેક સવાસો સવાસો ગાથામાં અપાયેલી છે. આમ કુલ ગાથા ૨,૦૦૦ છે, અને એ ગ્રન્થકારે પહેલેથી પ્રત્યેક અધિકાર માટે નક્કી કરેલી પદ્યની સંખ્યારૂપ વિચક્ષણ સંકલ્પને આભારી જણાય છે. 'અપભ્રંશ' ભાષામાં જે **ભવિસયત્તકહા** ( પંચમીકહા ) મુદ્રિત છે તે આ છેલ્લી કથાના વિસ્તારરૂપ છે.

[1]**પુપ્ફચઈકહા**—આ ગાથામાં રચાયેલી પાઇય કૃતિ છે. એના કર્તાના ગુરુનું નામ સજ્જન અને પ્રગુરુનું નામ અભયસૂરિ છે. આની એક હાથપોથી વિ. સં. ૧૧૯૧માં લખાયેલી છે. એના કર્તા પૃ. ૧૦૭માં નિર્દેશાયેલા મહેશ્વરસૂરિ હોવાનો સંભવ છે.

**કહાવલી**—આ ભદ્રેશ્વરની ગદ્યાત્મક કૃતિ છે. એનો ગ્રંથાગ્ર ૨૪,૦૦૦ શ્લોક જેટલો છે એમાં ૬૩ શલાકાપુરુષ, કાલક, જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ, સિદ્ધસેન દિવાકર વગેરેના પ્રબંધો છે છેલ્લો પ્રબંધ હરિભદ્રસૂરિ વિષે છે આ દસમા—અગિયારમા સૈકાની કૃતિ ગણાય છે. આમાં ત્રણ ભિન્ન ભિન્ન કાલકસૂરિ ગણાવાયા છે ડૉ. યાકોબીએ **સ્થવિરાવલીચરિત** યાને **પરિશિષ્ટપર્વ**ની પ્રસ્તાવનામાં આ **કહાવલી**નું આ ચરિત સાથે સતુલન કર્યું છે. [2]કહાવલીની જૈનાનન્દ પુસ્તકા-

---

**ભવિષ્યદત્તકથા**માથી પાત્રોના નામ કાઢી નાખી અને થોડુંક પરિવર્તન કરી એની જો રત્નસેન–પદ્માવતીની કથાની સાથે તુલના કરાય તો એમાં કોઇ ભેદ પ્રતીત નહિ થાય, પ્રેમ–ચિત્રણ બનેમા સમાનરૂપે છે.

૧ આના પ્રારભમા અપાયેલા પરિચયમા અભયસૂરિને શ્રુતગુરુ, યુગપ્રધાન, શ્વેતામ્બરકુલતિલક ને તપોલક્ષ્મીસરસ્વતીનિલય કહ્યા છે. ૨ આની એક જ હાથપોથી અત્યાર સુધીમા ઉપલબ્ધ થઇ છે અને તે 'પાટણ'ના ભંડારમા છે. ડૉ યાકોબીના મત મુજબ એ હાથપોથીનો લિપિકાળ છેલ્લો અંક ( ? મીડુ ) ઊડી ગયેલ હોવાથી વિ. સ. ૧૩૯ વચાય છે, પરતુ સ્વ દલાલના મતે એ વિ. સં. ૧૦૯૭ છે. આ **કહાવલી**ના કર્તા **ભદ્રેશ્વર** કર્ણ ( ઇ. સ. ૧૦૬૪–૧૦૯૪ )ના રાજ્યમાં થઈ ગયાનું **દલાલ** માને છે, જ્યારે **યાકોબી** એવી સંભવિત માન્યતા દર્શાવે છે કે આ ભદ્રેશ્વર વિક્રમની બારમી સદીના ઉત્તરાર્ધમા થયા છે. આ બેમાથી ગમે તે મત સ્વીકારાય તો પણ એ વાત તો નિર્વિવાદ છે કે આ કૃતિ **પરિશિષ્ટપર્વ** કરતા તો પ્રાચીન છે જ.

સયની હાથપોથી ( ભા ર, ક્રમાંક ૧૧૫૯ )માં [1]૧૭૧અ પત્રમાં નીચે મુજબ પાઠ છે:—

" भवविरहसूरिणि( णा ) सयमसाहूण अट्ठमतवयरणावत्ति पेच्छतेण तइयाए उत्तरपारणए "

**તરંગલોલા**—તરંગવઈનો ક્યાંશ આમાં છે અને એનું પરિમાણ લગભગ ૪૫૦ શ્લોક જેટલું છે કુલકો, યુગલક, અને પટ્કુલકોની પ્રચુરતાવાળી અને વિચિત્ર તેમજ વિસ્તારવાળી તરંગવઈમાં જે ભારોભાર 'દેશ્ય' શબ્દો હતા [2]તેને જતા કરી એના સક્ષેપરૂપે વીરભટ કે વીરભદ્ર આચાર્યના શિષ્ય નેમિચન્દ્રગણિએ કે આ ગણિના પણ 'જસ' નામક શિષ્યે તરંગલોલા રચી છે એનું જર્મન ભાષાન્તર પ્રો લોયમને કર્યું છે અને એનો ગુજરાતી અનુવાદ નરસિંહભાઇ પટેલે કર્યો છે આ તરંગલોલામાથી કેટલાક પદ્યો શ્રી જિનવિજયે "કુવલયમાલા" નામના અગ્રેજી લેખમા ઉદ્ધૃત કર્યા છે.[3] આની પાચ હાથપોથીઓ ઉપરથી આનું સપાદન કસ્તૂરવિજયગણિ ( હવે સૂરિ )એ વિ સં. ૨૦૦૦માં કર્યું છે. આની પ્રસ્તાવના મે લખી છે.

**ધમ્મકુખાણયકોસ**—વિનયચદ્રે આ કોશ રચેલો છે એનુ બીજું નામ કહાણયકોસ છે એમાં ૧૪૦ ગાથા છે એના ઉપર સસ્કૃતમા વ્યાખ્યા છે અને એની જે હાથપોથી વિ સ. ૧૧૬૬મા લખાયેલી છે તે પાટણના ભડારમાં છે.

**વિલાસવઈકહા**—સાહારણ ( સ. સાધારણ ) એ પૂર્વ અવસ્થાના

---

૧ અહીં નીચે મુજબનુ અપભ્રશનુ પદ્ય છે —

" धम्म करेहु म मूढा अच्छहु, चवलजीविउ जोव्वण पेच्छह ।
धम्मु जि कारणु कम्मु दच्छहु, मोक्खहु त पुणु गुरुयणु पुच्छहु ॥"

૨ આ હકીકત પાદલિપ્તસૂરિની 'દેશીકોશકાર' તરીકેની પ્રસિદ્ધિને અનુરૂપ છે.
૩ જુઓ Bhāratīya Vidyā ( Vol. II, pt. I, p. 81 ).

નામથી પ્રસિદ્ધ સિદ્ધસેનસૂરિએ સ૦ ચ૦માયી ઉદ્ધૃત કરીને આ વિ-લાસવઈકહા વિ સ ૧૧૨૩મા રચી છે એની પ્રશસ્તિના ૧૦ પદ્યો જે ભા મ સૂ (પૃ ૧૯)મા અપાયેલાં છે જૈ સા સ ઇ (પૃ ૨૧૭)મા આ માલમાં વિલાસવતી " અપભ્રશ ભાષામા ૧૧ સધિવાળી રચી " એવો ઉલ્લેખ છે આને જ આ જ નામની અપભ્રશમા ૧૧ સધિવાળી વિલાસવઈકહા સમજી તેમ કરવુ હોય તો તે [1]ભ્રાન્ત છે. ખરી રીતે તો અવહટ્ટ ભાષામા રચાયેલી આ કથા ભિન્ન છે એમ આના આદ્ય બે પદ્યો તેમજ અંતિમ ભાગ ઉપર્યુક્ત સૂચિપત્ર-(પૃ ૧૪-૧૫)મા જોતા સહજ જણાય છે વિશેષમા આ બીજી કૃતિને લગતી ગ્રથકારની પ્રશસ્તિ અપૂર્ણ હોવાનુ એ સૂચિપત્રમા સૂચવાયુ છે

અક્ખાણમણિકોસ—ઉત્તરજ્ઝયણ ઉપર વિ સ ૧૧૨૯માં સુખબોધા ટીકા રચનાર દેવેન્દ્રગણિ( નેમિચન્દ્રસૂરિ )એ આ રચેલ છે

વિજયચ દચરિય—અભયદેવસૂરિના શિષ્ય ચ દ્રપ્રભ મહત્તરે પોતાના શિષ્ય વીરદેવની પ્રાર્થનાથી આ વિજયચદચરિય વિ સ ૧૧૨૭મા[2] રચ્યુ છે એમા આઠ પ્રકારની પૂજાના ફળના વર્ણનરૂપ આઠ કથાઓ છે અને એ તમામ કથાઓ ૧,૦૬૩ ગાથામા ગૂથાયેલી છે આ કૃતિ સરળ છે સદ્દ્ગત દલાલે ચ દ્રપ્રભ મહત્તરને અમૃતદેવના શિષ્ય ગણ્યા છે, પણ " જૈન વિવિધ સાહિત્ય શાસ્ત્રમાલા "મા આ કૃતિ પ્રસિદ્ધ થઇ છે તે જોતા આ ઉલ્લેખ ભ્રાન્ત જણાય છે

[3]મહાવીરચરિય—' નવાગવૃત્તિકાર ' અભયદેવસૂરિના શિષ્ય પ્રસન્નચન્દ્રસૂરિના સેવક અને સુમતિવાચકના શિષ્ય ગુણચન્દ્રગણિ( દેવ-ભદ્રસૂરિ )એ ૧૨,૦૨૫ શ્લોકના પૂરવાળુ મહાવીરચરિય વિ સ

૧ આવો ઉલ્લેખ જે ભા ગ્ર સૂ. (પૃ ૪૫)મા હોય એમ ભાસે છે ખરુ, પણ એના જ પૃ ૧૯ ઉપરથી તો એ ભ્રાન્ત સિદ્ધ થાય છે ૨ જુઓ " પત્તનસ્થ પ્રાચ્ય જૈન ભાડાગારીય ગ્રન્થસૂચી " (ભા ૧, પૃ ૪૧૩) ૩ આ દે લા જૈ પુ તરફથી વિ સ ૧૯૮૫મા પ્રસિદ્ધ થયુ છે, અને એનો ગુ અનુવાદ વિ સ ૧૯૯૪મા જૈ આ સ એ છપાવેલો છે.

આ જ સૂરિએ સંવેગરંગસાલાની [1]૭૫, [2]મહાવીરચરિય [3] [3]કહારયણકોસ રચ્યા છે આ ત્રણે કૃતિઓ આપણે નોંધી ગયા.

સિજ્જંસનાહચરિય—દેવભદ્રસૂરિએ આ કૃતિ રચી છે એ આધારે માનતુંગસૂરિએ વિ સ ૧૩૩૨મા સંસ્કૃતમા તેર સર્ગ [4]શ્રેયાંસનાથચરિત રચ્યુ છે. ૧૧મા તીર્થંકર શ્રેયાંસનાથને લગતી [a] પાઇય કૃતિ છપાયેલી છે? એના કર્તા શું ઉપર્યુક્ત દેવભદ્રસૂરિ છે?

[5]નેમિનાહચરિય—'કલિકાલસર્વજ્ઞ' હેમચન્દ્રસૂરિના સમકાલીન પર તેમનાથી મોટા 'મલધારી' હેમચન્દ્રસૂરિએ નેમિનાહચરિય [6]૪,૦૫ ગાથામા વિ સ ૧૧૭૦માં રચ્યુ છે આ એમની કૃતિ નામે ભવ ભાવણાની સ્વોપજ્ઞ વૃત્તિમાંનો એક ભાગ છે[7] એટલે પ્રો પીટર્સ એના કર્તા તરીકે ગુણવલ્લભનો ઉલ્લેખ કર્યો છે તે ભ્રાન્ત જણાય છે આ વૃત્તિમા બીજી પણ અનેક કથાઓ પાઇયમા છે

[8] જિણવત્તમહારિસિચરિય—'પાડિચ્છય' ગચ્છના નેમિચન્દ્રસૂરિના શિષ્ય સુમતિગણિએ [9]જિણવત્તમહારિસિચરિય યાને 'જિણવત્ત કૃખાણ રચ્યુ છે એમા જિનદત્તસૂરિનુ ચરિત્ર અપાયેલુ છે એની એક હાથપોથી જેસલમેરમાં છે, અને તે વિ સ ૧૨૪૬મા લખાયેલી છે

નમ્મયાસુંદરીકહા—મહેન્દ્રસૂરિએ શીલનુ માહાત્મ્ય દર્શાવનારી નમ્મયાસુંદરીકહા વિ સ. ૧૧૮૭માં રચી છે[10]

---

૧ જુઓ પૃ ૧૦૫ ૨ જુઓ પૃ ૧૧૧ ૩ જુઓ પૃ ૧૧૨ ૪ ૦ "લબ્ધિ સૂરીશ્વર-જૈન-ગ્રન્થમાલા"ના ૨૪મા મણિ તરીકે આ ચરિત્ર ઇ. સ ૧૯૪૯મા છપાયુ છે એમા સ ૮ શ્લો ૬૦માં (લગ્નના ગીતવેળા સ્ત્રીઓ) 'હુલુલુ' અવાજ (કરે છે એમ કહ્યુ) છે સ. ૬, શ્લો. ૧૨–૧૬મા રાધાવેધનુ વર્ણન છે ૫ દ્રોણાચાર્યના શિષ્ય સૂરાચાર્યે વિ સ ૧૦૯૦મા ઋષભદેવ અને નેમિનાથ એમ ઉભયને ઉદ્દેશીને દ્વિસંધાનકાવ્ય સંસ્કૃતમા રચ્યુ છે ૬ પહેલી આઠ ગાથા પછીની નવમી ગાથાને પહેલી ગાથા તરીકે મુદ્રિત પુસ્તકમા દર્શાવાઇ છે ૭ જુઓ પત્ર ૭–૨૯૮ ૮ આનુ આદ્ય પદ્ય તેમજ અંતના છ પદ્યો જે ભા ગ્રં સ. (પૃ ૧૫–૨૬)મા અપાયેલા છે ૯ આ સિ જૈ ગ્રં માળામા છપાય છે ૧૦ આ સિ. જૈ ગ્ર મા મા છપાય છે

**મુણિસુવ્વયસામિચરિય**—'મલધારી' હેમચન્દ્રસૂરિના એક શિષ્ય શ્રીચન્દ્ર કે જેઓ પૂર્વાવસ્થામા મન્ત્રીપદે આરૂઢ હતા તેમણે મુણિસુવ્વયસામિચરિય વિ સ. ૧૧૯૩મા રચ્યુ છે એમા રામની કથા આવે છે વીસમા તીર્થંકરને અ ગેની આ અગિયાર હજાર [2]શ્લોકપ્રમાણક કૃતિની પ્રશસ્તિ[1] (ગા ૬૮) ખ ગાર(શખેગાર)નો થોડોક પરિચય કરાવે છે.

**સુપાસનાહચરિય**—ઉપર્યુક્ત શ્રીચન્દ્રસૂરિના ગુરુભાઇ અને હેમચન્દ્રસૂરિના શિષ્ય લક્ષ્મણગણિએ [2]પદ્યમા વિ સં. ૧૧૯૯મા એટલે કે નરેશ્વર કુમારપાલના રાજ્યાભિષેકના વર્ષમા [3]સુપાસનાહચરિય રચ્યુ છે સાતમા તીર્થંકરનું જીવનચરિત્ર એ એનો મુખ્ય વિષય છે. તેમ છતા જૈન મતોના વર્ણનરૂપે અનેક કથાઓ એમાં અપાયેલી છે એમા કવિની પ્રતિભા ઝળકી ઊઠે છે અને ખાસ કરીને 'મેરુ' ઉપરના જન્માભિષેકના વર્ણન પૃ (૪૮-૫૨)મા એમણે કમાલ કરી છે આમા પૃ ૧૧-૧૪મા કંજૂસ શેઠની કથા છે પૃ ૨૬૯-૨૭૦મા રાધાવેધનુ અને પૃ ૨૯૩-૪માં વીણાસ્વયવરનુ વર્ણન છે

**કુમારવાલચરિય**—જેમ વિદ્યાર્થીઓને અષ્ટાધ્યાયીનો બોધ કરાવવા માટે [4]ભટ્ટિ કવિએ ભટ્ટિકાવ્ય રચ્યુ છે[5] તેમ 'કલિકાલ-

૧ આ પ્રશસ્તિની ૬૩મીથી ૭૬મી સુધીની ગાથા પ જૈ. ભા સૂ. (ભા. ૧, પૃ. ૩૨૦-૧)મા અને આ ગાથાઓ તેમજ એનો અર્થ જૈ૦ સ૦ પ્ર૦ (વ ૧૨, અ ૪, પૃ ૧૦૬-૧૦૭)મા છપાયેલ છે ૨ કેટલીક વાર અવતરણરૂપે સસ્કૃતમા પદ્યો છે ૩ "જૈન વિવિધ સાહિત્ય શાસ્ત્રમાલા"મા પ હરગોવિન્દદાસની સસ્કૃત છાયા સાથે ત્રણ ભાગમા ઇ સ ૧૯૧૮, ૧૯૧૮ ને ૧ ૧૯મા અનુક્રમે છપાયુ છે. આનો "શ્રીસુપાર્શ્વનાથચરિત્ર' એ નામથી ગુ અનુવાદ અજિતસાગરગણિએ કર્યો છે એ જૈ આ. સ તરફથી બે ભાગમા ઇ. સ. ૧૯૨૪મા પ્રસિદ્ધ કરાયો છે ૪ ઇ સ.ના સાતમા સૈકાના ધરસેન ત્રીજાના દાનપત્રમા બપ્પપુત્ર ભટ્ટિભટ્ટનુ નામ છે ઇ. સ ના આઠમા-નવમા સૈકામા બપ્પભટ્ટિ થઈ ગયા છે એનુ આ નામ સ્મરણ કરાવે છે ૫ ભીમ નામના એક કાશ્મીરી કવિએ આ ભટ્ટિની

૧૧૩૯માં રચ્યું છે. આવું મોટું [1]મહાવીરસ્વામીનું ચરિત્ર અન્ય કોઈ કવિએ રચેલું જોવા-જાણવામાં નથી. એમાં આઠ પ્રસ્તાવો છે અને એમાંનો અડધો ભાગ મહાવીરસ્વામીના પૂર્વ ભવોનું વર્ણન રજૂ કરે છે. એમા જાતજાતનાં છંદોનો ઉપયોગ કરાયો છે. એમાં રાજા, નગર વગેરેનાં જે આબેહૂબ વર્ણનો આવે છે તે એની કાવ્ય તરીકેની મનોહરતા સિદ્ધ કરે છે અને સુપ્રસિદ્ધ સંસ્કૃત કવિઓની કૃતિ સાથે સ્પર્ધારૂપ બને છે. એમાં પચાસેક પદ્યો અપભ્રંશમાં છે. કોઈ વાર સંસ્કૃત અવતરણો છે ત્રીજા પ્રસ્તાવમાં જે વિદ્યાધરની કથા છે તે નોંધપાત્ર જણાય છે.

મહાવીરચરિય—આ પાઇય કૃતિ આંબદેવના શિષ્ય [2]નેમિચન્દ્રસૂરિએ ૨,૩૮૫ પદ્યોમાં વિ. સં. ૧૧૪૧માં પાટણમાં રચી છે.[3]

[4]કહારયણકોસ—પ્રસન્નચન્દ્રસૂરિના સેવક ઉપર્યુક્ત ગુણચન્દ્રગણિએ દેવભદ્રસૂરિ તરીકે આ કૃતિ ભરૂચમાં વિ સ. ૧૧૫૮માં રચી છે. એનું પ્રમાણ ૧૧,૫૦૦ શ્લોક જેટલુ છે. આની કેવળ એક જ હાથપોથી મળે છે અને એ ખંભાતના ભંડારમાં છે. એ જીર્ણશીર્ણ તાડપત્ર પર લખાયેલી છે. મોક્ષ મેળવવા માટે આદર્શ સાધુ બનવું જોઇએ. આ આદર્શ-સાધુના ઉચ્ચ કોટિના ગૃહસ્થ-જીવનમાથી ઉદ્ભવે છે. આથી આદર્શ-ગૃહસ્થ બનવાની જરૂર છે અને એ માટે ૩૩ સામાન્ય ગુણો અને ૧૭ વિશિષ્ટ ગુણો ખીલવવા જોઇએ. આ પચાસ ગુણોને અનુલક્ષીને આ કહારયણકોસમાં કથાઓ અપાયેલી છે

ઉસભચરિય—વર્ધમાને વિ. સં. ૧૧૬૦માં આ આદિનાથનું ચરિત્ર રચ્યુ છે.

મનોરમાચરિય અને આદિનાહચરિય—'નવાંગવૃત્તિકાર' અભય-

---

૧ સંભવનાથ સિવાયના તેવીસે તીર્થંકરોનું ઓછામાં ઓછું એક ચરિત્રાત્મક કાવ્ય તો પાઇયમા મળે જ છે. ૨ જુઓ પૃ. ૧૧૧. ૩ આ જૈ. આ. સ. તરફથી વિ. સં. ૧૯૭૩માં પ્રસિદ્ધ થઇ છે. ૪ આ કૃતિ વિદ્વદ્વર્ય મુનિશ્રી પુણ્યવિજયજી દ્વારા સંપાદિત કરાવી જૈ૦ આ૦ સ૦એ ઇ. સ. ૧૯૪૪માં પ્રસિદ્ધ કરી છે. એનું ગુજરાતી ભાષાંતર હાલમાં છપાય છે.

દેવસૂરિના શિષ્ય વર્ધમાનસૂરિએ વિ સ. ૧૧૪૦મા ૧૫,૦૦૦ ગાથાનું મનોરમાચરિય અને જયસિંહદેવના રાજ્યમા વિ. સ ૧૧૬૦માં ૧૧,૦૦૦ શ્લોકપ્રમાણક આદિનાહચરિય રચ્યું છે. આ આદિનાહ-ચરિય પાચ અવસરમા (ઘાટગે પ્રમાણે પાચ પ્રસ્તાવમા) વિભક્ત છે અને એમા ઋષભદેવનુ જીવન વિસ્તારથી આલેખાયેલુ છે. આટલા વિસ્તારથી કોઈએ પહેલા તીર્થંકરનુ જીવનચરિત્ર લખેલુ જાણવા-જોવામા નથી. આ કૃતિમા કોઈ કોઈ વાર અવહટ્ટ ભાષાનો પણ ઉપયોગ કરાયેલો છે.

સતિનાહચરિય—'પૂર્ણતલ' ગચ્છના ગુણસેનસૂરિના શિષ્ય અને સુપ્રસિદ્ધ હેમચન્દ્રસૂરિના ગુરુ દેવચન્દ્રસૂરિએ વિ સ. ૧૧૬૦મા ગદ્ય-પદ્યમય ૧૨,૧૦૦ શ્લોકપ્રમાણક સતિનાહચરિય રચ્યુ છે સોળમા તીર્થંકરનુ આવડુ મોટુ ચરિત્ર અન્ય કોઈ કવિએ રચેલુ સાભળવામા કે જોવામા આવ્યુ નથી આ કૃતિમા પણ અવહટ્ટનો ક્વચિત્ ઉપયોગ થયેલો છે

પુહવીચંદચરિય—નેમિચન્દ્રસૂરિના શિષ્ય શાંતિસૂરિએ પોતાના વિનેય મુનિચન્દ્રની પ્રાર્થનાથી વીરનિર્વાણથી ૧૬૩૧ વર્ષે એટલે કે વિ. સ ૧૧૬૧મા પુહવીચંદચરિય ૭,૫૦૦ શ્લોકમા રચ્યુ છે

પાસનાહચરિય—સુમતિ ઉપાધ્યાયના શિષ્ય દેવભદ્રસૂરિએ ભરૂચમા ૯,૦૦૦ શ્લોકપ્રમાણક પાસનાહચરિય પાચ પત્થાવ(પ્રસ્તાવ)મા વિ. સ. ૧૧૬૮મા રચ્યુ છે[1] એમા પાર્શ્વનાથના ૭ ભવો, એમના દસ ગણધરોના પૂર્વ ભવના વર્ણનો, અહિંસા, ૧૧ પ્રતિમા ઇત્યાદિ વિષયોનુ નિરૂપણ છે.

---

૧ "મણિવિજયગણિવર-ગ્રંથમાલા"ના દસમા ગ્રથાક તરીકે ઇ સ. ૧૯૪૭મા આ પ્રસિદ્ધ થયેલ છે આ પત્રાકાર ગ્રથમા પ્રારભમા સસ્કૃતમા પ્રસ્તાવના અને મૂળ ગ્રથગત કથા અને ધર્મદેશના અપાયેલી છે આ ગ્રથનુ ગુજરાતી ભાષાતર "શ્રીપાર્શ્વનાથ-પ્રભુચરિત્ર" એ નામથી જૈ આ. સ તરફથી વિ સ. ૨૦૦૫મા પ્રસિદ્ધ થયુ છે.

સર્વજ્ઞ' હેમચન્દ્રસૂરિએ પાઇયમાં [1]કુમારવાલચરિય રચ્યું છે આમાં સિ હેમ૦( અ ૮ )માં આવતાં ઉદાહરણો ક્રમવાર અપાયેલાં છે આથી આને 'દ્વયાશ્રય કાવ્ય' કહે છે આ સૂરિએ સંસ્કૃતમાં પણ દ્વયાશ્રયકાવ્ય[2] રચ્યું છે આ બે કાવ્યોમાં સોલંકી વંશના મૂળરાજથી માંડીને [3]'સુશ્રાવક' કુમારપાલ સુધીનો ઇતિહાસ રજૂ કરાયેલો છે આ પ્રમાણે ઇતિહાસ અને ઉદાહરણોની આનુપૂર્વી એ બે રીતની વિશિષ્ટતાથી દ્વયાશ્રય-ભટ્ટિકાવ્યથી જુદું પડે છે આ ૮ સર્ગનું [4]કુમારવાલચરિય જે કુમારપાલના રાજ્ય દરમ્યાન રચાયું છે તેમાં છેલ્લા બે સર્ગોની રચના સોરસેણી, માગહી, પેસાઈ અને અવહટ્ટ ભાષામાં છે [5]

સણંકુમારચરિય—'ચંદ્ર' ગચ્છના સર્વદેવસૂરિના સંતાનીય જય સિંહસૂરિના શિષ્ય દેવેન્દ્રસૂરિના શિષ્ય શ્રીચન્દ્રસૂરિએ વિ સં ૧૨૧૪માં સોમેશ્વરના કુટુંબીઓની પ્રાર્થનાથી સણંકુમારચરિય ૮,૦૦૦ શ્લોક

---

માફક એક વ્યાકરણ-કાવ્ય રચ્યું છે એના અંતમાં કવિનું સ્થાન 'શારદા દેશાન્તર્ગત વલ્લી' એમ જણાવાયું છે કાઠિયાવાડમાં શારદાપીઠ અને વલ્લી છે એટલે આ જાતની સમાનતા નોંધપાત્ર છે

૧ આના ૮મા સર્ગનું ૭૫મું પદ્ય ષટ્પદ યાને છપ્પયમાં છે ૨ આને અંગે રામલાલ ચુ મોદીએ 'સંસ્કૃત 'દ્વયાશ્રય' કાવ્યમાં મધ્યકાલીન ગુજરાતની સામાજિક સ્થિતિ' નામનું પુસ્તક રચ્યું છે અને એ ગુ વ સો તરફથી ઇ સ ૧૯૪૨માં પ્રસિદ્ધ થયું છે ૩ દેવેન્દ્રસૂરિકૃત શાન્તિનાથચરિત્રની અણહિલપુરપાટણમાં વિ સ. ૧૨૨૭માં—કુમારપાલના અવસાન પહેલાં ત્રણ વર્ષ પૂર્વે લખાયેલી તાડપત્રીય પ્રત છે એની પ્રશસ્તિ જૈન-પુસ્તક-પ્રશસ્તિ સંગ્રહ (ભા ૧, પૃ ૮)માં છપાઈ છે એમાં કુમારપાલ રાજાને 'સુશ્રાવક' કહેલા છે આના પૃ ૧૦૭માં વોસરિ બ્રાહ્મણનો—કુમારપાલના સુખદુઃખના સાથીનો ઉલ્લેખ છે ૪ કુમારપાલનો જન્મ વિ સં ૧૧૪૯માં થયો હતો અને રાજ્યાભિષેક વિ સં ૧૧૯૯માં થયો હતો એમનું અવસાન હેમચન્દ્રસૂરિના સ્વર્ગવાસ પછી છ મહિને—વિ સં ૧૨૩૦માં થયું હતું આથી કુમારવાલચરિય વિ સ. ૧૧૯૯ પછીની અને વિ ૧૨૨૯ પહેલાની કૃતિ છે ૫ આ પૂર્ણકલશગણિની ટીકા સહિત "કુમારપાલચરિત (પ્રાકૃત દ્વયાશ્રય)" એ નામથી ઇ સ. ૧૯૦૦માં છપાયું છે.

જેવડુ રચ્યુ છે એમા સનત્કુમાર ચક્રવર્તીનું અદ્ભુત જીવનવૃત્તાન્ત આલેખાયેલું છે. એક વેળા ઘોડા ઉપર બેસતા એ ઘોડો એમને ગાઢ જગલમા લઇ ગયો અને ત્યા એમને અનેક મુશ્કેલીઓનો સામનો કરવો પડ્યો, પરંતુ અતે એઓ વિજયી નીવડ્યા અને વિદ્યાધરોની અનેક પુત્રીઓ પરણ્યા એવી આમા કથા છે. આ કૃતિના પ્રાગ ભમાં એના કર્તાએ હુરિભદ્રસૂરિ, સિદ્ધ મહાકવિ, અભયદેવસૂરિ, ધનપાલ, દેવચન્દ્રસૂરિ, શાંતિસૂરિ, દેવભદ્રસૂરિ અને 'મલધારી' હેમચન્દ્રસૂરિની કૃતિઓના ઉલ્લેખપૂર્વક એ સર્વેના ગુણ ગાયા છે

**ચદપ્પહચરિય, મલ્લિનાહચરિય અને નેમિનાહચરિય**—વડ' ગચ્છના જિનચન્દ્રસૂરિના બે શિષ્યો પૈકી શ્રીચન્દ્રસૂરિના શિષ્ય હરિભદ્રે સિદ્ધરાજ અને કુમારપાલના મહામાત્ય પૃથ્વીપાલની પ્રાર્થનાથી [1]ચોવીસે તીર્થ કરોના જે જીવનચરિત્ર રચ્યા કે તેમા **ચદપ્પહચરિય, મલ્લિનાહચરિય** અને **નેમિનાહચરિય** મળે છે. એ ત્રણનુ શ્લોકપ્રમાણ ૨૪,૦૦૦ થાય છે એમાનુ **નેમિનાહચરિય** વિ. સ ૧૨૧૬મા રચાયેલુ છે એનો સનત્કુમારના ચરિત્ર પૂરતો ભાગ અવહટ્ટમા છે બાકીના બે ચરિત્રોના અતમા ઉપર્યુક્ત પૃથ્વીપાલની પ્રશસ્તિ છે, અને એ ઐતિહાસિક દૃષ્ટિએ ઘણી ઉપયોગી છે. **મલ્લિનાહચરિય** પાઇયમા છે અને એ ત્રણ પ્રસ્તાવમા વિભક્ત છે.

**નેમિનાહચરિય**—સદ્ગત દલાલના કથન મુજબ દેવસૂરિના શિષ્ય રત્નપ્રભે વિ સ ૧૨૩૩મા આ **નેમિનાહચરિય** રચ્યુ છે.

**જ બુચરિય**—મુનિ ગુણપાલે આ રચ્યું છે. એ હજી અપ્રસિદ્ધ છે.

**સુમતિનાહચરિય**—'બૃહદ્' ગચ્છના અજિતદેવના શિષ્ય વિજયસિંહસૂરિના શિષ્ય સોમપ્રભસૂરિની જે વિવિધ કૃતિઓ મળે છે[2] તેમાં

---

૧ જુઓ પૃ. ૧૧૨ ૨ ઉપલબ્ધ કૃતિઓ ઉપરાત એમણે બીજી પણ કોઇ કૃતિ રચી છે એમ **શતાર્થ**કાવ્યની વૃત્તિમા અવતરણરૂપે અપાયેલા બે પદ્યો એમની ઉપલબ્ધ કૃતિઓમા મળતા નથી એ ઉપરથી અનુમનાય છે. મે સંપાદિત કરેલી **શૃંગાર-વૈરાગ્યતરંગિણી** પણ એમની કૃતિ છે.

સર્વજ્ઞ' હેમચન્દ્રસૂરિએ પાઇયમાં [1]કુમારવાલચરિય રચ્યું છે. આમાં સિ. હે૦ ( અ. ૮ )માં આવતાં ઉદાહરણો ક્રમવાર અપાયેલાં છે. આથી આને ' દ્વયાશ્રય કાવ્ય ' કહે છે. આ સૂરિએ સંસ્કૃતમાં પણ દ્વયાશ્રયકાવ્ય[2] રચ્યું છે. આ બે કાવ્યોમાં સોલકી વંશના મૂળરાજથી માંડીને [3]' સુશ્રાવક ' કુમારપાલ સુધીનો ઇતિહાસ રજૂ કરાયેલો છે આ પ્રમાણે ઇતિહાસ અને ઉદાહરણોની આનુપૂર્વી એ બે રીતની વિશિષ્ટતાથી દ્વયાશ્રય ભટ્ટિકાવ્યથી જુદું પડે છે. આ ૮ સર્ગનું [4]કુમારવાલચરિય જે કુમારપાલના રાજ્ય દરમ્યાન રચાયું છે તેમાં છેલ્લા બે સર્ગોની રચના સોરસેણી, માગહી, પેસાઈ અને અવહટ્ઠ ભાષામાં છે.[5]

સણ્ કુમારચરિય—' ચંદ્ર ' ગચ્છના સર્વદેવસૂરિના સંતાનીય જયસિંહસૂરિના શિષ્ય દેવેન્દ્રસૂરિના શિષ્ય શ્રીચન્દ્રસૂરિએ વિ. સં. ૧૨૧૪માં સોમેશ્વરના કુટુંબીઓની પ્રાર્થનાથી સણંકુમારચરિય ૮,૦૦૦ શ્લોક

---

માફક એક વ્યાકરણ-કાવ્ય રચ્યું છે. એના અંતમાં કવિનું સ્થાન ' શારદા દેશાન્તર્ગત વલભી ' એમ જણાવાયું છે. કાશ્મીરમાં શારદાપીઠ અને વલભી છે એટલે આ જાતની સમાનતા નોંધપાત્ર છે.

૧ આના ૮મા સર્ગનું ૭૫મું પદ્ય ષટ્પદ યાને છપ્પયમાં છે. ૨ આને અંગે રામલાલ ચુ મોદીએ ' સંસ્કૃત ' દ્વયાશ્રય ' કાવ્યમાં મધ્યકાલીન ગુજરાતની સામાજિક સ્થિતિ " નામનું પુસ્તક રચ્યું છે અને એ ગુ. વ. સો. તરફથી ઇ. સ. ૧૯૪૨માં પ્રસિદ્ધ થયું છે ૩ દેવેન્દ્રસૂરિકૃત શાન્તિનાથચરિત્રની અણહિલપુરપાટણમાં વિ સં. ૧૨૨૭માં—કુમારપાલના અવસાન પહેલાં ત્રણ વર્ષ પૂર્વે લખાયેલી તાડપત્રીય પ્રત છે. એની પ્રશસ્તિ જૈન-પુસ્તક-પ્રશસ્તિ-સંગ્રહ ( ભા. ૧, પૃ. ૮ )માં છપાઈ છે. એમાં કુમારપાલ રાજાને ' સુશ્રાવક ' કહેલા છે. આના પૃ. ૧૦૭માં વોસરિ બ્રાહ્મણનો—કુમારપાલના સુખદુઃખના સાથીનો ઉલ્લેખ છે ૪ કુમારપાલનો જન્મ વિ. સં. ૧૧૪૯માં થયો હતો અને રાજ્યાભિષેક વિ સં. ૧૧૯૯માં થયો હતો. એમનું અવસાન હેમચન્દ્રસૂરિના સ્વર્ગવાસ પછી છ મહિને—વિ. સં. ૧૨૩૦માં થયું હતું. આથી કુમારવાલચરિય વિ. સં. ૧૧૯૯ પછીની અને વિ ૧૨૨૯ પહેલાંની કૃતિ છે. ૫ આ પૂર્ણકલશગણિની ટીકા સહિત " કુમારપાલચરિત ( પ્રાકૃત દ્વયાશ્રય ) " એ નામથી ઇ. સ. ૧૯૦૦માં છપાયું છે.

સુદંસણાચરિય—જિનરત્નકોશ(પૃ. ૪૪૪–૫)માં આ નામની ત્રણ પાઇય કૃતિઓની નોંધ છે. આ પૈકી એકની હાથપોથી વિ. સં. ૧૨૪૪માં લખાયેલી છે. એ ભાં. પ્રા. સં. મં.માં છે. એનો પ્રારંભ અરિહંતસિદ્ધથી થાય છે. બીજી કૃતિના કર્તા જગચ્ચન્દ્રસૂરિના શિષ્ય દેવેન્દ્રસૂરિ છે. આ પદ્યાત્મક [1]કૃતિ સોળ ઉદ્દેસમાં વિભક્ત છે. એમાં ધનપાલ, સુદર્શના, વિજયકુમાર, શીલવતી, 'અશ્વાવબોધ', ભ્રાતા, ધાત્રી-સુત અને ધાત્રી એમ આઠ અધિકારો છે. એકંદર ૪,૫૦૨ ગાથા છે. આનો પ્રારંભ "वंदित्तु सुव्वयजिणं सुदंसिणाए" એમ છે "नमो अरिहंताणं" એ શબ્દો સાંભળી 'જાતિસ્મરણ' જ્ઞાન થાય છે ઇત્યાદિ હકીકત અહીં અપાઈ છે. ઉ ૧૬ના શ્લો. ૩૩૦–૩૬૭ અર્ધ–સંસ્કૃતમાં છે એટલે કે પ્રત્યેક પદ્યનો પૂર્વાર્ધ સંસ્કૃતમાં અને ઉત્તરાર્ધ જ. મ.માં છે. ઉ. ૧૫ના શ્લો ૭૪–૭૫ "અપભ્રંશ"માં છે. પત્ર ૧૩૬અ–આમાં સંસ્કૃતમાં ગદ્યમાં નેમિ જિનની સ્તુતિ છે. ઉ ૧૦નો શ્લો ૪૬૬ શાર્દૂલ-વિક્રીડિતમાં છે. સમયસુન્દરકૃત ગાથાસહસ્રીના અંતના ૧૧ ગાથા આ કૃતિમાંથી ઉદ્ધૃત કરાઈ છે. ત્રીજી કૃતિ 'મલધારી' ગચ્છના દેવપ્રભસૂરિએ ૧,૮૮૭ શ્લોક જેવડી રચી છે.

સિદ્ધસેણાઇચરિય—સિદ્ધસેન દિવાકર, પાદલિપ્તસૂરિ, મલ્લવાદી અને બપ્પભટ્ટિસૂરિ એ જૈન આચાર્યોનાં આમાં ચરિત્ર છે. આની હાથ-પોથી વિ. સં. ૧૨૯૧ જેટલી પ્રાચીન છે અને એ પાટણના ભંડારમાં છે. એ ઉપરથી આ અજ્ઞાતકર્તૃક કૃતિની પ્રાચીનતાનો ખ્યાલ આવે તેમ છે.

રયણચંદપહુચરિય—આ નામની બે કૃતિઓ સદ્ગત દલાલે નોંધી છે. તેમાંની એકનો ધર્મઘોષસૂરિના શિષ્ય દેવસૂરિએ વિ. સં. ૧૨૬૪માં

---

૧ આનું સંપાદન ઉમંગવિજયગણિએ કર્યું છે અને એ સંસ્કૃત પ્રસ્તાવના અને વિષયાનુક્રમ સહિત શ્રી. કુલચંદ ખીમચંદ તરફથી "શ્રીઆત્મવલ્લભ ગ્રન્થ-સિરીઝ નં. ૧૦" તરીકે ઇ. સ. ૧૯૩૨માં છપાઈ છે. આનો વિ. સં. ૧૯૯૮માં પં. કેશરવિજયગણિએ કરેલો ગુ. છાયાનુવાદ છપાયો છે. ૨ જુઓ પૃ. ૧૧૭.

સુમતિનાહચરિય પ્રથમ છે અને તેનુ પ્રમાણ ૯,૫૦૦ શ્લોક કરતા વધારે છે એની મુખ્ય ભાષા જ૦ મ૦ છે એમાં જૈન સિદ્ધાન્તો સમજાવવા માટે અનેક કથાઓ અપાયેલી છે એ કુમારપાલના રાજ્ય દરમ્યાન રચાયેલ છે એના અતમા સસ્કૃતમા પ્રશસ્તિ છે એમાના કેટલાક પદ્યો આ સૂરિએ રચેલા જિણધમ્મપડિબોહની પ્રશસ્તિમા પણ જોવાય છે

[1]જિણધમ્મપડિબોહ યાને કુમારવાલપડિબોહ—ઉપર્યુક્ત સોમપ્રભસૂરિની છેલ્લી ઉપલબ્ધ કૃતિ વિ સ ૧૨૪૧મા એટલે કે કુમારપાલના અવસાન પછી અગ્યાર વર્ષે રચાયેલી છે એથી જોકે આમા ઐતિહાસિક હકીકતો થોડી છે તો પણ જે છે તે વિશ્વસનીય છે આ [2]ગ્રથકારે એનુ નામ પ્રથમ પત્યાવના અતિમ પદ્યમા જિણધમ્મપડિબોહ સૂચવ્યુ છે અને એ વાતનુ સમર્થન પ્રશસ્તિગત પદ્યથી થાય છે પરતુ પાચે પત્થાવોની પુષ્પિકામા કુમારપાલપ્રતિબોધ એવુ નામ જોવાય છે અને એ જ નામ પ્રચલિત બન્યુ છે કારણ કે આ કૃતિનો મુખ્ય વિષય કુમારપાલનો જૈન ધર્મ તરફનો ઝોક રજૂ કરવો એ છે કુમારપાલે જૈન ધર્મ અગીકાર કર્યો ત્યાર પછીની એમની દિનચર્યા આ કૃતિમા વર્ણવાયેલી છે આ કૃતિ મુખ્યતયા જ૦મ૦મા રચાયેલી છે એના ૫ થાનમાની કેટલીક કથાઓ સસ્કૃતમા છે વચ્ચેવચ્ચે અવહટ્ટનો પણ ઉપયોગ કરાયેલો છે આ કૃતિ મુખ્યતયા પદ્યમા છે, ગદ્યમાં બહુ થોડો ભાગ છે લખાણ સરળ અને સરસ છે આ કૃતિ લોકોક્તિનો—કહેવતોનો ભડાર છે

---

૧ ગા પૌ ગ્ર મા ગ્રન્થાક ૧૪ તરીકે આ ઇ સ ૧૯૨૦મા છપાયેલ છે આનુ સમીક્ષાત્મક મૂલ્ય સારા યે પુસ્તકમા જે પુષ્કળ અશુદ્ધિઓ છે તેથી ઘટે છે એમ ડૉ ઘાટગેએ PISમા છપાયેલા એમના લેખ ( પૃ ૧૯૯ )મા કહ્યુ છે આ પાઇય પુસ્તકનુ ગુજરાતી ભાષાતર જૈ આ૦ સ તરફથી વિ સ ૧૯૮૩મા છપાયુ છે

૨ ગ્રથકારે હેમચન્દ્રસૂરિના શિષ્ય મહેન્દ્રસૂરિને આ કૃતિ વાચી બતાવી હતી એ(?)રે એ રીતે એ વિશ્વસનીય ગણાય.

સુદં(દરિ)સણાચરિય—જિનરત્નકોશ(પૃ-૪૪૪-૫)માં આ નામની ત્રણ પાઇય કૃતિઓની નોંધ છે. આ પૈકી એકની હાથપોથી વિ. સં. ૧૨૪૪માં લખાયેલી છે. એ ભાં. પ્રા. સં. મં.માં છે. એનો પ્રારંભ અરિહંતસિદ્ધથી થાય છે. બીજી કૃતિના કર્તા જયચન્દ્રસૂરિના શિષ્ય દેવેન્દ્રસૂરિ છે. આ પદ્યાત્મક [1]કૃતિ સોળ ઉદ્દેસમાં વિભક્ત છે. એમાં ધનપાલ, સુદર્શના, વિજયકુમાર, શીલવતી, 'અશ્વાવબોધ', ભ્રાતા, ધાત્રી-સુત અને ધાત્રી એમ આઠ અધિકારો છે. એકંદર ૪,૫૮૨ ગાથા છે. આનો પ્રારંભ "वंदित्तु सुव्वयजिणं सुदरिसणाए" એમ છે "नमो अरिहत्ताणं" એ શબ્દો સાંભળી 'જાતિસ્મરણ' જ્ઞાન થાય છે ઇત્યાદિ હકીકત અહીં અપાઈ છે. ઉ ૧૧ના શ્લો ૩૩૦-૩૬૭ અર્ધ-સંસ્કૃતમાં છે એટલે કે પ્રત્યેક પદ્યનો પૂર્વાર્ધ સંસ્કૃતમાં અને ઉત્તરાર્ધ જ. મ.માં છે. ઉ. ૧૫ના શ્લો. ૭૪-૭૫ "અપભ્રંશ"માં છે. પત્ર ૧૩૬અ-આમાં સંસ્કૃતમાં ગદ્યમાં નેમિ જિનની સ્તુતિ છે. ઉ ૧૦નો શ્લો ૪૬૬ શાર્દૂલ-વિક્રીડિતમા છે. સમયસુન્દરકૃત ગાથાસહસ્રીના અંતની ૧૧ ગાથા આ કૃતિમાંથી ઉદ્ધૃત કરાઈ છે. ત્રીજી કૃતિ 'મલધારી' ગચ્છના દેવપ્રભસૂરિએ ૧,૮૮૭ શ્લોક જેવડી રચી છે.

સિદ્ધસેણાઇચરિય—સિદ્ધસેન દિવાકર, પાદલિપ્તસૂરિ, મલ્લવાદી અને બપ્પભટ્ટિસૂરિ એ જૈન આચાર્યોના આમા ચરિત્ર છે. આની હાથ-પોથી વિ. સ. ૧૨૯૧ જેટલી પ્રાચીન છે અને એ પાટણના ભંડારમાં છે. એ ઉપરથી આ અજ્ઞાતકર્તૃક કૃતિની પ્રાચીનતાનો ખ્યાલ આવે તેમ છે.

રયંણચૂડચરિય—આ નામની બે કૃતિઓ સદ્ગત દલાલે નોંધી છે. તેમાંની એકનો ધર્મઘોષસૂરિના શિષ્ય દેવસૂરિએ વિ. સં. ૧૨૧૪માં

---

૧ આનુ સંપાદન ઉમંગવિજયગણિએ કર્યું છે અને એ સંસ્કૃત પ્રસ્તાવના અને વિષયાનુક્રમ સહિત શ્રી. ફૂલચંદ ખીમચંદ તરફથી "શ્રીઆત્મવલ્લભ ગ્રન્થ-સિરીઝ નં. ૧૦" તરીકે ઇ. સ. ૧૯૩૨મા છપાઈ છે. આનો વિ. સ. ૧૯૬૮મા પં. કેશરવિજયગણિએ કરેલો ગુ. છાયાનુવાદ છપાયો છે. :૨ જુઓ પૃ. ૧૬૭.

રચેલી કૃતિ તરીકે ઉલ્લેખ છે, જ્યારે બીજાનો શ્રીચન્દ્રસૂરિના શિષ્ય હરિભદ્રની કૃતિ તરીકે ઉલ્લેખ છે.

**મલયસુંદરીકહા**—મહાબલ અને મલયસુંદરીના વિયોગાદિ વર્ણન કરતી અને પરીની વાર્તાઓ( fairy tales )માં આવતાં તત્ત્વોને રજૂ કરતી એવી એક કૃતિ તે આ મલયસુંદરીકહા છે. એના કર્તા વિષે આપણે અજ્ઞાત છીએ, પણ ધર્મચન્દ્રે એના ઉપરથી સંસ્કૃતમાં સંક્ષિપ્ત કથા રચી છે એટલે આ કૃતિ ઇ. સ.ના ૧૪મા સૈકા કરતાં તો પ્રાચીન છે એમ ડૉ. ધાટગેએ એમના લેખ( પૃ. ૪૨ )માં સૂચવ્યું છે.

આગમિક જયતિલકસૂરિએ પણ મલયસુંદરીકહા જેવી કોઇ પાઇય કૃતિ ઉપરથી[1] સંસ્કૃતમાં ચાર પ્રસ્તાવમાં મલયસુન્દરીચરિત્ર રચ્યું છે.[2] આ કૃતિ તે જ ઉપર્યુક્ત કૃતિ છે કે કેમ ?

**સંતિનાહચરિય**—વિ. સં. ૧૩૨૨માં મુનિદેવે ૪,૮૫૫ શ્લોક જેવડું સંતિનાહચરિય રચ્યું છે. આમાં શાન્તિનાથનુ ચરિત્ર છે.

**અંજણાસુંદરીચરિય**—'ખરતર'ગચ્છના જિનચન્દ્રસૂરિની શિષ્યા ગુણસમૃદ્ધિ મહત્તરાએ વિ. સં. ૧૪૦૬માં આ ચરિત્ર દ્વારા હનુમાનની માતા અંજનાસુંદરીનું જીવનવૃત્ત આલેખ્યું છે.

**સંતિનાહચરિય**—વિ. સં ૧૪૧૦માં મુનિભદ્રે આ [3]સંતિનાહચરિય રચ્યું છે.

**સિરિવાલકહા**—હેમતિલકસૂરિના શિષ્ય [4]રત્નશેખરસૂરિએ આ રચી છે અને એમના શિષ્ય હેમચન્દ્રે વિ. સં. ૧૪૨૮માં આ લખી છે.[5] એમાં શ્રીપાલની કથા દ્વારા [6]સિદ્ધચક્રનો મહિમા વર્ણવાયો છે. આ ૧૩૪૨

---

૧ જુઓ પ્રથમ પ્રસ્તાવ ( શ્લો. ૭, ૯ ). ૨ આ સંસ્કૃત કૃતિ દે. લા જૈ. પુ સંસ્થા તરફથી ઇ. સ. ૧૯૧૬માં પ્રસિદ્ધ થયેલી છે. ૩ જુઓ ડૉ. ધાટગેનો લેખ ( પૃ. ૪૨ ). ૪ એમના પરિચય માટે જુઓ નવપદમાહાત્મ્યની મારી "પ્રવેશિકા" ( પૃ ૮–૧૧ ). ૫ આ ક્ષમાકલ્યાણ(?)કૃત અવચૂર્ણિ તેમજ સંસ્કૃત વિષયાનુક્રમ સહિત દે. લા. જૈ. પુ. સંસ્થા તરફથી ઇ. સ. ૧૯૨૩મા છપાઇ છે. ૬ આના સ્વરૂપાદિના નિરૂપણ માટે જુઓ ઉપર્યુક્ત "પ્રવેશિકા" ( પૃ ૧–૫,

પદ્યોની કૃતિમાનાં ઘણાખરા પદ્યો આર્યામા છે સુરસુન્દરીના લગ્નની વિધિ સૂચવનારાં પદ્યો ૧૫૫–૧૫૮ ત્રિષ્ટુભમા—૧૧ માત્રાવાળા પ્રત્યેક પાદવાળા છદમા છે મયણાસુદરીએ કરેલી ઋષભદેવની સ્તુતિ (પદ્ય ૧૭૪–૭) તેમજ પદ્ય ૪૯૨ અને ૫૪૫ [1]પજ્ઝડિયામા છે ૭૩, ૭૬ ૫૧૯, ૫૨૨ અને ૫૨૪ એ ક્રમાકવાળા પદ્યો 'અપભ્રશ'મા છે આ કૃતિમા [2]'દેશ્ય' શબ્દો છે, વિવિધ [3]અલકારો છે, અને જાતજાતના [4]વહાણો [5]ઇત્યાદિના નામ છે પદ્ય ૬૬૨–૬૭૧મા અદ્ભુત રસ જમાવાયો છે [6]

**વૃદ્ધાચાર્યપ્રબન્ધાવલિ**—આની એક હાથપોથી પાટણના ભડારમા છે એમા જિનપ્રભસૂરિનો પ્રબધ છે આ જ૦ સ૦મા રચાયેલા પ્રબધોના કર્તાનુ નામ જાણવામા નથી

[7]**રયણસેહરકહા**—જયચદ્રસૂરિના શિષ્ય જિનહર્ષગણિ કે જેમણે

---

૨૧ અને ૨૨) તેમજ એના મહિમારૂપ શ્રીપાલચરિત્રોની સૂચિ માટે જુઓ "શ્રીપાલચરિત્રો" એ નામનો મારો લેખ આ લેખ 'આત્માનદ પ્રકાશ" (પુ ૪૭, અ. ૪)મા છપાયો છે

૧ જુઓ પૃ ૭૨ ધનપાલકૃત ભવિસયત્તકહામા પજ્ઝડિયા (ગુ પદ્ધરી, હિ પદ્ધડી) અને અલિલ્લહ (ગુ અલ્લ) ના બે મુખ્ય છદ છે તેમા ઉછળતા પાણીના વહેળાના વેગનો અનુભવ પજ્ઝડિયા કરાવે છે જ્યારે ઊંડા પાણીના વહેણ સરખી શાત અને સમરસ ગતિનો અનુભવ અલિલ્લહ કરાવે છે વિશેષ માટે જુઓ પ એ આ (પૃ ૨૮૭) ૨ જુઓ પ. ૩૮૧–૩૮૫ અને ૩૮૭ ૩ અતિશયોક્તિ (પદ્ય ૪૨, ૪૩) અર્થાન્તરન્યાસ (૭૭), ઉત્પ્રેક્ષા (૩૯–૪૦, ૪૦૧), ઉપમા (૪૭૫, ૪૯૨) રૂપક (૧૦૩, ૫૩૭–૫૩૯, ૫૪૫–૫૫૩) વ્યાજસ્તુતિ (૧૧૫, ૧૧૬) શ્લેષ (૩૯ ૪૨, ૪૩, ૧૭૮) અને સ્વભાવોક્તિ (૬૬૨–૬૬૬) ૪ પ. ૩૮૧–૩૮૩મા આવત્ત, ખુરપ્પ, દોણ બેડિયા, બોહિત્થ, વેગડ, સફર પવહણ અને સિલ્લ એમ જાતજાતના વહાણોનો ઉલ્લેખ છે ૫ ૩૮૪મા પદમા નાખુદ્દમાલમ, ૩૮૫મામા મરજીવય અને ૩૮૭મામા દોર, પક્ખર, સિક્કારિ અને સિઢ એ શબ્દો છે ૬ રાધાવેધ અને વીણા–સ્વયવરના વર્ણનની તુલના માટે જુઓ પૃ ૧૧૫. ૭ પ્રે અ સ. (પૃ ૪૬૪–૪૬૯)મા શ્રી રામસિંહ તોમરે આ રયણસેહરકહાની હિન્દી કાવ્ય—પ્રેમાખ્યાનક કાવ્યના આદર્શ ગ્રન્થ ગણાતા 'પદ્માવત' સાથે તુલના કરી છે. જાયસીનો સ્રોત એ જ રયણસેહરકહાનો

વિ. સં. ૧૪૯૭માં વસ્તુપાલચરિત્ર રચ્યું છે તેમણે [1]રયણસેહરકહા ચિતોડમાં રચી છે. એ ગદ્ય-[2]પદ્યમય છે. એનું પૂર ૨૮૦૦ શ્લોક જેવડું છે. એમાં એક સમરયામય અંતરકથા છે. મેં એનું નામ 'કોણ પરણે?' એવું યોજી આનો [3]અનુવાદ આપ્યો છે.

ઇસિમંડલપયરણવિત્તિ—ધર્મઘોષે જ૦મં૦માં ૨૦૮ કે ૨૧૮ પદ્યોનું સ્તોત્ર નામે ઇસિમંડલપયરણ ( સં. ઋષિમંડલ-પ્રકરણ ) યાને મહરિસિકુલય રચ્યું છે. એમાં શલાકાપુરુષો, પ્રત્યેકબુદ્ધો વગેરેને નમસ્કાર કરાયેલો છે. આના ઉપર [4]સાતેક વૃત્તિઓ છે. તેમાંની એકની હાથપોથી વિ. સં. ૧૩૮૦ જેટલી પ્રાચીન છે. એક મોટી વૃત્તિ જ૦ મ૦માં છે અને એ વૃત્તિમાં ઉપર્યુક્ત ઋષિઓના જીવનવૃત્તાન્ત અપાયેલા છે.[5]

સિંહાસણબત્તીસિયા—દેવસુંદરસૂરિના શિષ્ય ક્ષેમંકરસૂરિએ વિ. સ. ૧૪૫૦ની આસપાસમા ગદ્યપદ્યાત્મક સ્વરૂપે જે સંસ્કૃતમાં સિંહાસનદ્વાત્રિંશિકા રચી છે તેનું મૂળ [6]મરહટ્ટી કૃતિ નામે સિંહાસણ-

---

રત્નશેખર રાજા છે. સિંહલનું વર્ણન, યોગનો ઉલ્લેખ, ઇન્દ્રજાલ ઇત્યાદિ બાબતોનું વર્ણન છે. પદ્માવતમા પદ્મિનીના હરણ માટે અલાઉદ્દીનને ઉપસ્થિત કરવાની વાત જાયસીને નવીન સૂઝી છે. રયણસેહરની રાણીનુ પણ હરણ થાય છે, પરંતુ એ અન્તમા ઇન્દ્રજાળ હોવાનું સિદ્ધ થાય છે અને એ દ્વારા ધાર્મિક વાતાવરણ ખડું કરાયું છે.

૧ આ જૈ આ. સ તરફથી વિ. સ. ૧૯૭૪મા છપાઇ છે ત્યાર બાદ પં. હરગોવિંદદાસની સંસ્કૃત છાયા અને પ્રસ્તાવના સહિત જૈ. વિ સા. શા. તરફથી આ વિ. સં. ૧૯૭૫મા છપાઇ છે. પ્રસ્તાવનામા આ જ૦ મ૦ કૃતિ ઉપરથી દયાવર્ધનગણિએ સંસ્કૃતમા મુખ્યતયા ગદ્યમા રત્નશેખરચરિત્ર રચ્યું છે. ૨ ૧૫૦ પદ્યો છે ૩ જુઓ જૈ. ધ. પ્ર. (પ. ૧૪, અં. ૮-૯) ૪ જુઓ પૃ. ૧૨૩, ટિ. ૧. ૫ આ વૃત્તિને લગતા મૂળ વગેરે માટે જુઓ પૃ. ૧૩૮.

૬ " श्रीविक्रमादित्यनरेश्वरस्य चरित्रमेतत् कविभिर्निबद्धैः ।
पुरा महाराष्ट्रवरिष्ठभाषामय महाश्चर्यकरं नराणाम् ॥
क्षेमङ्करेण मुनिना वरगद्यपद्यबन्धेन युक्तिकृतसंस्कृतबन्धुरेण ।
विश्वोपकारिविलसद्गुणकीर्तिनाऽय चक्रेऽचिरादमरपण्डितहर्षहेतुः"

બત્તીસિયા હોવાનું કહેવાય છે. આ કૃતિ મારા જોવામાં આવી નથી.

[1]કુમ્માપુત્તચરિય—હેમવિમલસૂરિના શિષ્ય જિનમાણિક્યે કે પછી એમના શિષ્ય [2]અનન્તહંસે કુમ્માપુત્તચરિય ૧૯૮ [3]પદ્યોમાં રચ્યું છે. પં. હરગોવિન્દદાસના સંસ્કરણમાં ૧૮૬ પદ્યો છે. આ કૃતિમાં ભાવની શુદ્ધિનો પ્રભાવ વર્ણવાયો છે. ગૃહસ્થદશામાં પણ કેવળજ્ઞાન મેળવનાર અને જઘન્ય અવગાહનાવાળા કૂર્મપુત્રનું આ ચરિત્ર છે.

જંબૂચરિત—[4]વિજયદયાસૂરિના આદેશથી જિનવિજયે લખેલું આ ચરિત્ર છે. એ જૈન આગમોની શૈલીને અનુસરે છે અને એ રીતે એની ખાસ મહત્તા છે.[5]

આ પ્રમાણે કથા, ચરિત્ર, પ્રબંધ ઇત્યાદિને લગતી કેટલીક જૈન [6]કૃતિઓ આપણે વિચારી એટલે હવે અજૈન કૃતિઓનો વિચાર કરીશું

---

૧ આની એક હાથપોથી વિ. સં. ૧૫૯૬ જેટલી પ્રાચીન મળે છે. આનો ઉપયોગ પ્રો. કે. વી. અભ્યંકરે એમની આવૃત્તિમાં કર્યો છે આ આવૃત્તિમાં પ્રારંભમાં સંસ્કૃતમાં તેમજ અંગ્રેજીમાં પ્રસ્તાવના છે. અંતમાં ઋષિમંડલની શુભવર્ધનગણિકૃત વૃત્તિ (ખંડ ૨)માંથી સંસ્કૃતમાં 'કૂર્માપુત્રર્ષિકથાનક' પરિશિષ્ટ તરીકે અપાયું છે. ત્યાર બાદ અંગ્રેજીમાં ટિપ્પણો, પાઇય-અંગ્રેજી શબ્દકોશ અને અંગ્રેજી ભાષાંતર અપાયાં છે આ મહત્ત્વની આવૃત્તિ ઇ. સ. ૧૯૩૧માં પ્રો. અભ્યંકરે જ પ્રસિદ્ધ કરી છે. આ પૂર્વે આ કૃતિ પં. હરગોવિંદદાસની સંસ્કૃત છાયા સાથે જૈ. વિ. સા. શા. તરફથી વિ. સં. ૧૯૭૫માં છપાઈ છે. ૨ આ અનંતહંસે વિ. સં. ૧૫૭૧માં દૃષ્ટાન્તરત્નાકર રચ્યો છે એમ ઉપર્યુક્ત આવૃત્તિ (પૃ. ૯)-માં ઉલ્લેખ છે ૩ સાતમા પદ્ય પછી દરેક લીટી ગદ્યમાં છે એવી રીતે ૨૬મા પદ્ય પછી પણ પાંચેક લીટી છે ૪ જે સૂરિ 'તપા' ગચ્છની પરંપરામાં ૬૪મા પાટે વિ. સં. ૧૭૮૫માં સ્થાપિત થયા હતા અને વિ. સં. ૧૮૦૯ સુધી રહ્યા હતા તે જ આ સૂરિ હશે. ૫ નેમિ-વિજ્ઞાન-ગ્રન્થમાલામાં ૧૦મા રત્ન તરીકે આ વિ. સં. ૨૦૦૪માં છપાયું છે. ૬ આવી બીજી અનેક કૃતિઓ છે જેમકે અણતક્કિત્તિકહા, અદ્દકુમારકહા, અંતરંગકહા, ધણ્ણસુંદરીકહા, નરદેવકહા, પઉમસિરિકહા, પચ્ચેયબુદ્ધકહા, બંભદત્તકહા, મંગલમાલાકહા, મહણ્એગારસીકહા, વચ્છરાયકહા, વિરસસેણકુમારકહા, મલયસુંદરીકહા, સહસ્સમલ્લચોરકહા, સિદ્ધ-

પરન્તુ તેમ કરવા પૂર્વે એ ફરીથી (જુઓ પૃ. ૧) કહું છું કે કેટલાક માને છે તેમ પાઇય સાહિત્ય એટલે જૈનોની જ કૃતિઓ નથી, પણ અજૈનોનો પણ એમાં હિસ્સો છે, કેમકે કોઈ પણ ભાષા એ કોઈ અમુક જ સંપ્રદાયની—અમુકની જ જાણે માલિકીની હોય તેમ બન્યું નથી અને બને પણ નહિ. ભાષા તો જે કોઇ એનો ઉપયોગ કરે તેની ગણાય. અલબત્ત, એ વાત ખરી છે કે બધી જ ભાષાઓ તરફ સર્વેનો સરખો આદર ન હોય. જૈનોનાં મૂળ શાસ્ત્રો મુખ્યતયા પાઇયમાં રચાયાં એટલે જૈન મુનિઓ પાઇયમાં કૃતિઓ રચે એ સ્વાભાવિક છે, પણ તેથી અજૈનો એમા રચે જ નહિ એ માનવું ભૂલભરેલું છે. જેમને પોતાના વિચારો જનતા પાસે મૂકવા છે તેઓ તો જનતાની ભાષામાં કૃતિ રચે. વાલ્મિકિના રામાયણમાં જે પાણિનિના વ્યાકરણના નિયમોથી સિદ્ધ ન થનારા રૂપો જોવાય છે તે ઉપરથી કેટલાક એનું મૂળ પાઇય કૃતિ હોવનું સૂચવે છે એ વાત બાજુએ રાખીએ તો પણ રાવણવહ યાને સેતુબન્ધ, ગઉડવહ, લીલાવઇકહા ઇત્યાદિ અજૈન કૃતિઓ છે અને તે પણ જેવી તેવી નથી

જેમ કથાના સ્વતન્ત્ર ગ્રન્થો છે તેમ કથાત્મક સાહિત્ય અન્ય કૃતિઓમાં પણ ગૂંથાયેલું છે. દાખના તરીકે હરિભદ્રસૂરિકૃત સમ્યક્ત્વસપ્તતિ-એ નામથી સુપ્રસિદ્ધ દંસણસત્તરિની તત્ત્વકૌમુદી નામની વૃત્તિમા

---

સોણુદિવાયયકહા, સીલવઈકહા, સુરસુંદરીનિવકહા, સુવ્વયકહા, સુસઢકહા, સોમસિરિકહા, અને હરિચંદકહા, તેમજ ઈસિદત્તાચરિય, કણ્હચરિય (સડ્ઢદિણકિચ્ચની સ્વોપજ્ઞ વૃત્તિમાથી ઉદ્ધૃત), જંબુસામિચરિય, દસસાવગચરિય, દેવકીચરિય, પએસિચરિય, પચ્ચેયબુદ્ધચરિય, પજ્જુણ્ણચરિય, મિયાપુત્તચરિય, મુણિવયચરિય, રોહિણીચરિય, વયરચરિય, વિણ્હુધરચરિય, સાલિચરિય, સુગ્ગીવચરિય, હરિબલચરિય ઇત્યાદિ પ્રભાવકચરિત(પૃ. ૧૮૭)મા બપ્પભટ્ટિસૂરિએ તારાગણ વગેરે બાવન પ્રબન્ધો રચ્યાનો ઉલ્લેખ છે. શું આમાનો કોઈ પ્રબન્ધ પાઇયમા હશે ?

એ (વૃત્તિ)ના કર્તા સંઘતિલકસૂરિએ [1]વીસ કથાઓ યોજી છે. દેવેન્દ્રસૂરિના શિષ્ય ધર્મકીર્તિસૂરિકૃત સંઘાચારવિધિમાં [2]અનેક કથાઓ છે.

---

૧ (૧) પુષ્પચૂલાકહા (શ્લો. ૧-૯૮, પત્ર ૨૪આ-૨૮અ), (૨) રોહગુત્તકહા (પત્ર ૨૮આ-૩૧અ), (૩) આરુગ્ગદિયકહા (શ્લો. ૧-૩૬, પત્ર ૫૧અ-૫૨અ), (૪) આરામસોહાકહા (પત્ર ૫૨આ-૬૩આ), (૫) ધણવાલકહા (શ્લો ૧-૨૩૧, પત્ર ૭૫અ-૮૫આ), (૬) વનજડકુણકહા (પત્ર ૮૬આ-૯૦અ), (૭) સુદ્ધમઇકહા (શ્લો. ૧-૧૦૨, પત્ર ૯૬અ-૯૯આ), (૮) વીમકુમારકહા (પત્ર ૧૦૦અ-૧૦૭અ), (૯) મરવવાહકહા (શ્લો. ૧-૮૭, પત્ર ૧૧૭અ-૧૨૦આ), (૧૦) ભદ્દબાહુકહા (પત્ર ૧૨૦આ-૧૨૪આ), (૧૧) પાયલિત્તકહા (શ્લો. ૧-૧૮૬, પત્ર ૧૩૨આ-૧૩૯અ), (૧૨) સિદ્ધસેણદિવાગરકહા (પત્ર ૧૩૮આ-૧૪૬આ), (૧૩) નાગદત્તકહા (શ્લો. ૧-૧૧૮, પત્ર ૧૫૬આ-૧૬૦આ), (૧૪) કામિણીકહા (પત્ર ૧૬૧અ-૧૬૨આ), (૧૫) મેયજ્જમુણિકહા (શ્લો ૧-૨૨૫, પત્ર ૧૭૦આ-૧૭૫અ), (૧૬) દવદત્તકહા (પત્ર ૧૭૫અ-૧૭૬આ), (૧૭) પઉમમેહરકહા (શ્લો. ૧-૩૮, પત્ર ૧૮૭અ-૧૮૮આ), (૧૮) સંગામસૂરકહા (પત્ર ૧૮૯ આ-૧૯૩અ), (૧૯) ચંદલેહાકહા (શ્લો ૧-૨૨૫, પત્ર ૨૧૪આ-૨૨૨આ) અને (૨૦) નરસુંદરકહા (પત્ર ૨૨૬અ-૨૩૦આ) ૨ વિજયરાયકહા (શ્લો. ૧૧૩), મિયાવઈકહા (૧૫૧), ભુવણમલ્લરાયકહા, (૧૬૫), જિયદેવકહા (૫૨), મિગમારણનાયકહા (૨૮૮), નમિવિનમિકહા (૧૩૧), નેત્તિકહા (૧૧૮), સુમઇકહા (૭૦), ગંધારસાવયકહા (૭૯), પુક્ખલીસાવયકહા (૩૯), ચંદનરિન્દકથા (સં.+પ્રા) (૫૨), ધમ્મરુઇકહા (૭૦), નરવાહણકહા (પ્રા.+સં.) (૧૪૫), સિરિદત્તાકહા (૯૩), અમિયતેયકહા (૧૪૩), રયણસારકહા (૧૬૦), સુરિન્દદત્તકહા (૭૧), વિજયકુમારકહા (૯૩), વિજ્જાહરકહા (૮), બંધુદત્તકહા (૩૬૯+૧ સં. શ્લો૦), સોમસૂરકહા (૪૦+૧ સ શ્લો.), ખંધકમુણિકહા (ગદ્ય), વિક્કમરોહણકહા (૮૨+૧ સ. શ્લો.), ચિલાઈસુઅકહા (૬૨+૧ સ. શ્લો), મરીઇકહા (૧૦૬+૧ સં શ્લો.), ભાણુસેટ્ઠિકહા (ગદ્ય), ધણસેટ્ઠિકહા (૫૧), દદ્દુરકહા (૩૦+૧ સ. શ્લો.), કુલાલકહા (૫૬+૧ સ. શ્લો), ગુણસાયરકહા (૫૦+૧ સં. શ્લો), બંભદત્તકહા (૧૩૦+૧ સ. શ્લો.), સુમદ્રકમાકહા (૬૦+૧ સ. શ્લો), હંસરાયકહા (૩૮+૧ સં. શ્લો.), મહુરાખવગકહા (૩૨+૧ સં. શ્લો.), ગુત્તસેટ્ઠિકહા (૬૪+૧ સં. શ્લો.), ભવદત્તમુણિસંખકહા (૫૦+૧ સં. શ્લો.), નરસુંદરકહા

નેમિચન્દ્રસૂરિએ રચેલા અનન્તનાથચરિત્રમાં આઠ પૂજા પૈકી દરેક પૂજા સંબંધી એકેક કથા પદ્યમાં રચાયેલી છે

## ઔપદેશિક ( didactic ) સાહિત્ય

નિજ્જુત્તિ ઇત્યાદિ—જૈન દર્શન પ્રમાણે જ્ઞાનનું મૂલ્ય સ્વતંત્ર નથી અર્થાત્ 'જ્ઞાનની ખાતર જ્ઞાન' એ મતવ્ય એને માન્ય નથી. એ તો જ્ઞાનનું ફળ વિરતિ અર્થાત્ વૈરાગ્ય છે અને હોવું જોઇએ એવો મત ધરાવે છે. આને લઇને કેવળ કથાત્મક સાહિત્ય જ નહિ પણ આગમોની નિજ્જુત્તિ વગેરે પણ વૈરાગ્યરંગથી વાચકવૃન્દને રંગવા પ્રેરાયેલ છે.

ઉત્તરજ્ઝયણની ચુણ્ણિ, આવસ્સયની ચુણ્ણિ, દસવેયાલિયની હારિભદ્રીય ટીકા અને શ્રીપ્રભકૃત ધમ્મવિહિ પર ઉદયસિંહસૂરિએ વિ સં. ૧૨૮૬માં રચેલી [1]વૃત્તિમાંની કેટલીક કથાઓમાં જીવનને સફળ બનાવવામાં ઉપયોગી થઇ પડે એવો [2]ઉપદેશ ઓતપ્રોત અંશે વણી લેવાયેલો છે આમ પાઇયમાં ઔપદેશિક સાહિત્ય પણ છે ( જુઓ

( ૮૯+૧ સં શ્લો ) રામનાગ તમ્હા ( ૫૩+૧ સ. શ્લો ), સસિરિવકહા ( ૬૪+૨ સ. શ્લો ), વિજયકુમારકહા (સં +૫૫) (૭૭) કત્તિસિરિકહા ( ૮૭+૧ સં શ્લો ), પઉમાવઇકહા ( ૧૦૩+૧ સં. શ્લો ) અને મેહરકહા ( ૧૩૬+૧ સં શ્લો )

૧ આ વૃત્તિમાં નીચે મુજબની પદ્યાત્મક કથાઓ પાઇયમાં છે —

પએસિકહા ( પત્ર ૩અ-૧૦અ ), ઉદાયણકહા ( પત્ર ૧૨અ-૨૩આ ), કામદેવકહા ( પત્ર ૨૪અ-૨૯અ ) નંદિમણિયારકહા ( પત્ર ૩૦અ-૩૬અ ) સંપઇકહા ( પત્ર ૩૭અ-૫૦અ ), વંકચૂલકહા ( પત્ર ૫૧અ-૬૦આ ), મૂલદેવકહા ( પત્ર ૬૪અ-૭૩આ ), સુભદ્દકહા ( પત્ર ૭૪અ-૭૮અ ), વિણ્હુકુમારકહા ( પત્ર ૭૮આ-૮૬અ ), ઇલાસુયકહા ( પત્ર ૮૬આ-૮૯આ ), શ્રમણ કહા ( પત્ર ૯૧આ-૧૦૦અ ), સુરદત્તકહા ( પત્ર ૧૦૧અ-૧૦૬આ ) અને જંબુસામિકહા ( પત્ર ૧૦૭અ-૧૫૧આ ) આમાં ૧૪૧૦ પદ્યો છે

૨ આ ઉપરથી મને એક કલ્પના કરવાનું મન થાય છે કે શું સંસ્કૃત અંગ-સાહિત્યમાં અત્યંત સાદા, લોકપ્રિય અને અસરકારપૂર્ણ સાહિત્યના એક અંગરૂપ પંચતન્ત્ર ( બીજું અંગ તે હિતોપદેશ ) કે જેની રચના કેટલાક વિદ્વાનોની માન્યતા મુજબ ગુજરાતના કોઇ જૈનને હાથે થયેલી છે તે પણ મૂળે પાઇય ભાષામાં તો નહિ હોય ?

પૃ. ૮૬ ) અને એને લગતી કૃતિઓનો નિર્દેશ ડૉ. ઘાટગેએ "Didactic works in Prakrit" એ [1]લેખમાં કર્યો છે.

**ઉવએસમાલા**—મહાવીરના સમકાલીન ગણાતા અને કેટલાકને મતે દીક્ષા લીધા પૂર્વે રાજ્ય કરનારા ધર્મદાસે ( ગણિએ ) પોતાના પુત્ર રણસિંહને ઉદ્દેશીને ૫૪૨ ગાથામાં [2]ઉવએસમાલા[3] રચી છે. એના ઉપર અનેક ટીકાઓ રચાઈ છે.[4] ઉવએસમાલાની ગા. ૪૭૧માં 'મા-સાહસ' પક્ષીનો ઉલ્લેખ છે અને ગા. ૪૭૨માં એનું સ્વરૂપ છે.[5]

**ઉવએસપય**—હરિભદ્રસૂરિની ઉવએસપય નામની કૃતિ આ સૂરિની વિદ્વત્તાને અનુરૂપ છે. એના ઉપર મુનિચન્દ્રસૂરિની સંસ્કૃતમાં ટીકા છે. અ૦ જ૦ પ૦ ( ખંડ ૨ )ના અંગ્રેજી ઉપોદ્ઘાત( પૃ. ૨૩–૨૪ )માં મેં આની નોંધ લીધી છે.

**ધમ્મોવએસમાલા**—[6]કૃષ્ણ ઋષિના શિષ્ય જયસિંહસૂરિએ [7]ધમ્મોવએસમાલા વિ સ. ૯૧૩-૯૧૫માં ૧૦૪ ગાથામા રચી છે એની સ્વોપજ્ઞ પાઇય વૃત્તિમા અનેક કથાઓ પાઇયમા અપાઈ છે.

**ધમ્મપરિક્ખા**—હરિસેણની ધમ્મપરિક્ખા ( ઇ. સ. ૯૮૮ ) જેવી કૃતિઓ ઔપદેશિક સાહિત્યના ઉદ્દેશને રીતે પોષે છે આ ધમ્મપરિક્ખામાં જયરામે ગાથામા લખેલી એક કૃતિનો નિર્દેશ છે.

**સીલોવએસમાલા**—આ કૃતિ ઉપર્યુક્ત (?) જયસિંહસૂરિના શિષ્ય જયકીર્તિની છે. આમા ૧૧૬ ગાથામાં શીલ યાને બ્રહ્મચર્ય પાળવા વિષે

---

૧ આ લેખ JUBમા ઇ. સ. ૧૯૩૭મા પ્રસિદ્ધ થયેલો છે. ૨ જુઓ ઉપદેશરત્નાકરની મારી "ભૂમિકા" ( પૃ.૫, ૧૯,૨૭, ને ૪૭ ). ૩ આ જૈ ધ. પ્ર. સ. તરફથી ઇ. સ. ૧૯૧૫મા છપાયેલી છે. ૪ જુઓ જિનરત્નકોશ ( ભા. ૧. પૃ. ૪૯–૫૧ ). ૫ "ભારતી"ના વિ સ. ૨૦૦૫ના વાર્ષિકમા મારો "મા-સાહસ પક્ષી" નામનો લેખ છે. ૬ "કણ્હ (કૃષ્ણ) મુનિ" નામનો પં. લાલચન્દ્રનો લેખ જૈ. સ. પ્ર. (વ. ૭, અં. ૧–૩)મા છપાયો છે. ૭ પં. લાલચન્દ્ર ગાંધીએ ઇ. સ. ૧૯૪૯મા આનું સંપાદન કર્યું છે અને એ સિ. જૈ. ગ્રં. મા.મા છપાયેલ છે.

ઉપદેશ છે. એના ઉપર સંઘતિલકસૂરિના શિષ્ય [1]સોમતિલકસૂરિએ **શીલતરંગિણી** નામની સંસ્કૃતમાં [2]વૃત્તિ વિ. સં. ૧૩૯૪માં રચી છે.[3] **સીલોવએસમાલા** જયવલ્લભસૂરિએ પણ રચ્યાનો ઉલ્લેખ જોવાય છે.

**ઉવએસમાલા ને ભવભાવણા**—સિદ્ધરાજ જયસિંહના સમકાલીન 'મલધારી' હેમચન્દ્રે રચેલી અને સ્વોપજ્ઞ વૃત્તિથી વિભૂષિત ઉવએસમાલા અને ભવભાવણા ઔપદેશિક સાહિત્યમાં વિષય, કવિત્વ અને શૈલીની દૃષ્ટિએ મહત્ત્વનું સ્થાન ભોગવે છે.

**ઉવએસરયણાયર (ઉપદેશરત્નાકર)**—સહસ્રાવધાની [4]મુનિસુન્દરસૂરિની આ પદ્યાત્મક રચના છે. એના અપર તટમાં કેટલાંક પદ્યો સંસ્કૃતમાં છે. આ કૃતિ વિ. સં. ૧૪૭૬ પહેલાંની કૃતિ છે અને એ સ્વોપજ્ઞ વિવરણથી અલંકૃત છે.[5]

**ઉવએસરહસ્સ**—'ન્યાયાચાર્ય' યશોવિજયગણિએ ૨૦૩ ગાથામાં આ કૃતિ રચી એના ઉપર સંસ્કૃતમાં વિવરણ રચ્યું છે.[6]

ઔપદેશિક સાહિત્યના સર્જનનો પ્રવાહ જૂના જમાનાથી અસ્ખલિતપણે વહે છે એમ આજે પણ પાઇયમાં **અજ્ઝત્તતત્તાલોઅ** જેવી 'ન્યાયતીર્થ' 'ન્યાયવિશારદ' મુનિ શ્રીન્યાયવિજયની કૃતિ જોતાં જણાય છે.

---

૧ એમનું અપર નામ વિદ્યાતિલક છે. ૨ આ વૃત્તિ મૂળ સહિત હીરાલાલ હંસરાજે જામનગરથી ઈ. સ. ૧૯૦૯મા છપાવી છે. ૩ અન્વય, સંસ્કૃત છાયા, ગુ. શબ્દાર્થ અને વિશેષાર્થ સહિત મૂળ કૃતિ જૈન વિદ્યાશાલા (અમદાવાદ) તરફથી ઈ. સ. ૧૯૦૦મા છપાઈ છે ૪ આ સૂરિના સંબંધમાં જુઓ ઉ૦ ૨૦ની મારી "ભૂમિકા" (પૃ. ૫૯–૬૨). ૫ વિશેષ માટે જુઓ ઉપર્યુક્ત "ભૂમિકા" (પૃ. ૬–૧૭, ૧૯, ૨૦, ૨૨– ૨૫, ૨૭–૩૦, ૩૧–૩૪, ૩૬– ૪૧, ૪૩–૪૫, ૪૭-૪૯ અને ૫૨–૫૯). ૬ સ્વોપજ્ઞ વિવરણ સહિત મૂળ મનસુખભાઈ ભગુભાઈ તરફથી વિ. સં. ૧૯૬૭મા છપાયું છે. એમા પ્રારમ્ભમા સંસ્કૃતમાં વિષયસૂચી છે અને ત્યાર પછી મૂળની ગાથાઓનો અકારાદિ ક્રમ છે. અંતમાં સાક્ષીભૂત અવતરણોની સૂચી છે.

## રૂપકાત્મક (allegorical) સાહિત્ય

અમૂર્ત ભાવોને મૂર્ત સ્વરૂપે આલેખનારા[1] રૂપકાત્મક કથા-સાહિત્યમાં સંસ્કૃત કૃતિ તરીકે [2]**ઉપમિતિભવપ્રપંચાકથા** જેવી સર્વોત્કૃષ્ટ છે તેવી પાઇયમાં કોઈ કૃતિ હજી સુધી તો મળી નથી. બાકી અ૦ મા૦ સાહિત્યમાં સૂયગડ (સુય. ૧, અ. ૧૧ )નું 'પુંડરીક' દૃષ્ટાંત, ઉત્તરજ્ઝયણના અ. ૧૦માં સુકા પાંદડાનું અને અ. ૭માં ઘેટાનું દૃષ્ટાંત તેમજ અ. ૯માં ઇન્દ્ર અને નમિ વચ્ચેના સંવાદમાંનાં અનેક રૂપકો નોંધી શકાય. જ૦ મ૦ સાહિત્યમાં **આવસ્સયની** નિજ્જુત્તિ (ગા. ૧૨૬૨-૩ )માં ગંધર્વ નાગદત્તના કથાનકમાં ક્રોધાદિનો સર્પો તરીકે ઉલ્લેખ, અને ગા. ૧૩૯ની હારિભદ્રીય વૃત્તિ (પત્ર ૧૦૦આ- ૧૦૧અ )મા મગસળિયા પત્થર અને 'પુષ્કરાવર્ત' મેઘ વચ્ચેનો સંવાદ, **પિંડેસણા** અર્થાત્ પિંડનિજ્જુત્તિ (ગા. ૬૩૧-૩ )મા [3]મત્સ્યે કરેલુ આત્મનિવેદન અને સંચ૦ગત 'મધુબિન્દુ'નુ દૃષ્ટાત રૂપકાત્મક સાહિત્ય પૂરુ પાડે છે.

વિ સં. ૯૩૨માં રચાયાના ઉલ્લેખવાળી પરંતુ ભાષા વિચારતાં [4]અર્વાચીન જણાતી 'અપભ્રંશ' કૃતિ [5]મદન-જુજ્જ અને લુચ્ચરાવની વિ. સં.૧૫૮૯ની આ જ નામની 'અપભ્રંશ' કૃતિ મનોરમ રૂપકાત્મક પ્રબંધ છે.

---

૧ આ માટેના ઉપકરણો તે રૂપક, ઉપમા, અતિશયોક્તિ તેમજ સારોપા અને સાધ્યવસાના લક્ષણા છે ૨ આના પીઠ-બન્ધ (શ્લો ૮૧-૮૨ )મા **આવસ્યક, પિણ્ડૈષણા** અને **ઉત્તરાધ્યયનનો** ઉલ્લેખ છે ૩ મહર્ષિ મનુ અને મત્સ્યનો સ વાદ **શતપથ** બ્રાહ્મણ (૯, ૫, ૧, ૧૨-૧૮)મા છે. ૪ જુઓ " મદન-પરાજય "ની હિન્દી પ્રસ્તાવના ( પૃ ૪૪ ) આ પ્રસ્તાવનામા આખ્યાન-સાહિત્યના ધર્મ-કથા, નીતિ-કથા, લોકકથા અને રૂપકાત્મક એમ ચાર વિભાગો પાડી એના વૈદિક, બૌદ્ધ અને જૈન એમ ત્રણ દૃષ્ટિએ વિચાર કરી રૂપકાત્મક સાહિત્ય વિષે વિસ્તારથી ઊહાપોહ કરાયો છે. ૫ આ નામ કલ્યાણસાગરસૂરિના શિષ્ય હેમ મુનિએ વિ. સ. ૧૭૭૨મા બરાનપુરમા રચેલા **મદનયુદ્ધ** નામના કાવ્યનુ સ્મરણ કરાવે છે. એમા મદન અને રતિનો સ વાદ છે અને એક રીતે એ ભક્તિપ્રધાન સ્તોત્ર છે. કલ્યાણસાગરસૂરિ વગેરેને લગતા વક્તવ્યપૂર્વક આ કાવ્ય "આચાર્ય આનંદશંકર ધ્રુવ સ્મારક ગ્રંથ" ( પૃ. ૨૩૯-૨૫૫ )મા છપાયું છે.

એમા એકદર ૫૬૨ આસાસઅ (આશ્વાસક) છે એમા વાનરસેનાના પ્રસ્થાનથી માડીને રાવણના વધ સુધીની રામની કથા છે ૧૫ આસાસઅ પૈકી ત્રણમા સેતુના બધનનુ અદ્દ્ભુત વર્ણન છે એથી આ કૃતિનુ નામ 'સેઉબધ' છે આનુ પ્રેરક તત્ત્વ અનુરાગ છે અને એ વાત આ કાવ્યની મુદ્રા અણુરાઅ ( સં અનુરાગ ) સૂચવે છે આ કાવ્યના પ્રારભમા પ્રથમ વિષ્ણુનુ અને પછી શિવનુ સ્મરણ કરાયેલ છે એના કર્તાનુ નામ પરપરા પ્રમાણે [1]પ્રવરસેન છે આ ૧ના નવમા પદ્ય પ્રમાણે કોઈ રાજાની પ્રાર્થના ઉપરથી આ કૃતિ રચાયેલી છે પ્રવરસેન બીજાએ 'વિતસ્તા' યાને 'જેલમ' ઉપર મોટો પૂલ બધાવ્યો તે અવસરે આ રચાયેલી છે એમ રાજતરંગિણી ( ૩-૩૫૪ ) ઉપરથી ફલિત થાય છે એમ ડૉ સ્ટેન કૉનોએ પોતે સપાદિત કરેલ [2]"કર્પૂરમજરી" (પૃ ૧૯૫)મા સૂચવ્યુ છે [3]દડીએ આ રાવણવહનો 'સેતુબધ' તરીકે અને [4]બાણે "સેતુ' તરીકે ઉલ્લેખ કર્યો છે એ ઉપરથી આ કૃતિનો સમય ઈ સ ના છઠ્ઠા સૈકા કરતા અર્વાચીન હોઈ શકે નહિ અકબરના સમયમા થઈ ગયેલા રામદાસે આના ઉપર ટીકા રચી છે અને તેમા એના કર્તા તરીકે કાલિદાસનુ નામ સૂચવ્યુ છે, પણ તે અસ્થાને છે સીગફ્રીડ ગોલ્ડશ્મિટ્ટ (Sieg fried Goldschmidt) દ્વારા ઈ સ ૧૮૮૦-૮૩મા સેઉબધનુ સપાદન થયુ છે અને જર્મન અનુવાદ પણ થયો છે [5] સેઉબધના

બન્ધ" એવુ નામ ગૂથાયેલુ છે એ ઉપરથી આ સેઉબન્ધના કર્તા પ્રવરસેનનો સમય જો પીટર્સનના મત મુજબ જો ઈ સ ૪૭૨નો માનીએ તો સારૂમ-પચાશિકા ત્યાર પછીની કૃતિ ગણાય

૨ મૈત્રીની મુદ્રિકાના ઉપોદ્ઘાત ( પૃ ૨૭ )મા સ્વ કેશવ હ૦ ધ્રુવે કહ્યુ છે કે "અભિનવરાજ પ્રવરસેને મૂર્તિમાન પ્રાકૃતના અનુરાગથી અકિત સેતુબન્ધ રચી હિમાચલથી સુવેલાચલ સુધી સ્થાયી કીર્તિસેતુ વિસ્તાર્યો હતો" ૨ મે આ સટ્ટકનો ગુ મા અનુવાદ કર્યો છે અને એમા આવતા પદ્યોનો સમશ્લોકી અનુવાદ કર્યો છે આ અપ્રસિદ્ધ છે ૩ જુઓ કાવ્યાદર્શ (પરિ૦ ૧, શ્લો ૩૪) ૪ જુઓ હર્ષચરિત ( પીઠિકા, શ્લો ૧૪ ) ૫ મૂળ કાવ્ય રામદાસની સંસ્કૃત ટીકા સાથે "કાવ્યમાલા ૪૭" તરીકે ઈ સ ૧૮૯૫મા પ્રસિદ્ધ થયુ છે

ત્રણ રૂપાન્તર ( recension ) ઉપરાત ચોથા તરીકે **સેતુસરણિ** નામના સસ્કૃત અનુવાદનો નિર્દેશ થઇ શકે.[1] કે હ **ધ્રુવે** પ. ઍ૦ આ૦ ( પૃ. ૨૭૩ )મા રાવણવહનો નિર્માણકાળ ઇ. સ. ૪૧૪નો કલ્પ્યો છે

**ગલિતક—**રાવણવહમાં ૧૨૯૦ છદોમાથી ૧૨૪૬ સ્કધક છે; બાકીના ૪૪ ગલિતક છે **અવન્તિસુન્દરીકથા** પ્રમાણે ૫૬ યમક-કવિઓએ ૫૬ ગલિતકો રચ્યા છે આ હિસાબે આ રાવણવહમાથી ઓછામા ઓછા બાર ગલિતકો નાશ પામ્યા છે ગલિતકો પ્રક્ષિપ્ત છે અને એ ઇ. સ ના પાચમા સૈકા જેટલા પ્રાચીન છે. આ ગલિતકોની દુર્બોધતા જોઇને **સેતુપ્રદીપ**ના કર્તાએ આને 'કટક' કહેલ છે

પદ્યરચનાની આલોચનામા આ પ્રક્ષિપ્ત ગલિતકો ઉપયોગી છે અને એને લઇને રાવણવાહ઼ ઉપયોગી છે ગલિતક વર્ગને ઉદ્દેશીને પ ઐ આ ( પૃ ૨૭૬ )મા નીચે મુજબ વિધાન છે—

"ગલિતકવાહ઼ પ્રાકૃતમા એક નવી કલામય ઘટના છે..સાદા ૨૨ અને ૨૪ માત્રાના પદ્યબધમાથી અત્ય યમકવાળા વિવિધ ગલિતક ઉત્પન્ન થયા છે . પદ્યબધમા અત્ય યમક કિવા પ્રાસના કલામય પ્રયોગનુ પ્રથમ દર્શન ગલિતક-વર્ગમા થાય છે અત્ય યમકને બદલે અંત્ય અનુપ્રાસનો પ્રયોગ આજકવર્ગમા દેખા દે છે, પણ છેવટે અત્ય યમક જ ફાવી જાય છે."

રાવણવહમા સાત પ્રકારના ગલિતક છે ( ૧ ) ઉગ્ર-ગલિતક, ( ૨ ) ગ૦, ( ૩ ) માલા-ગ૦, ( ૪ ) મુખ-ગ૦, ( ૫ ) લલિત-ગ૦, ( ૬ ) વિલમ્બિત-ગ૦ અને ( ૭ ) સુન્દર-ગ૦.[2]

[3]**ગઉડવહ—**વાક્પતિરાજ ( પા બપ્પઇરાય ) દ્વારા લગભગ ઇ સ ૭૫૦મા ગઉડવહ કાવ્ય મરહટ્ટી ભાષામા રચાયુ છે આ કવિના

---

૧ જુઓ PLOIC ( pp. 23-24 ) ૨ આના પ્રકાર પ્રયોગ, સખ્યા, માત્રા અને પદાત માટે જુઓ પ. ઐ આ ( પૃ ૨૯૭-૮). ૩ આની એક આવૃત્તિ એસ એસ પંડિતને હાથે ઇ સ. ૧૮૮૭મા અને બીજી ઉત્તરીકરને હાથે ઇ સ ૧૯૨૭મા તૈયાર થઇ પ્રકાશિત થયેલી છે એમા જૈન (?) હરિપાલની સસ્કૃત ટીકા, SPPની સહીવાળી અગ્રેજીમા વિસ્તૃત પ્રસ્તાવના ( પૃ. ૧૩-૧૩૦ ), પાઠાતરો, કાવ્યગત શબ્દોની રચના ઇત્યાદિ છે.

ચૂડામણિ( પૃ ૧૭૧ ને ૪૬૧ )મા તેમજ વિવેક( પૃ ૪૫૮ ને ૪૫૯ )મા હગ્ગિવિજયનો ઉલ્લેખ છે તે આ જ કૃતિ હશે

રાવણવિજય—અલકારચૂડામણિ( પૃ ૪૫૬ )મા આ કૃતિમાથી એક પદ્ય અવતરણરૂપે અપાયું છે સમગ્ર કૃતિ કોઇ સ્થળે છે ખરી ?

વિસમબાણલીલા—આના કર્તા આનન્દવર્ધન છે એમણે ધ્વન્યાલોકના ઉ ૨, પૃ ૧૧૧મા તેમજ ઉ ૪, પૃ ૨૪૧મા આ કૃતિના ઉલ્લેખપૂર્વક એકેક પાઇય પદ્ય આપ્યુ છે અલંકારચૂડામણિ (પૃ ૮૧ )મા મધુમથનવિજયની સાથે સાથે જે વિષમબાણલીલાનો ઉલ્લેખ છે તે આ જ કૃતિ હશે, કેમકે એમાથી એક પાઇય પદ્ય જે અવતરણરૂપે પૃ ૭૪મા અપાયેલુ છે તે આમા પૃ ૧૧૧મા છે

ગોવિંદભિસેય યાને સિરિચિન્ધ—વરરુચિકૃત પ્રાકૃતપ્રકાશગત નિયમો સમજાવવા માટે ગોવિંદભિસેય યાને સિરિચિન્ધ નામનુ કાવ્ય રચાયુ છે અને એ રીતે એ ભટ્ટિકાવ્યની અનુકૃતિરૂપ છે એમા એકદર બાર સર્ગોમા ગોવિંદનો અભિષેક વર્ણવાયો છે પહેલા આઠ સર્ગોની રચના બિલ્વમગલ ઉર્ફે કૃષ્ણલીલાશુકને હાથે થયેલી છે, જ્યારે બાકીના ચારની રચના એના શિષ્ય દુર્ગાપ્રસાદયતિને હાથે થયેલી છે એ શિષ્યે એની ટીકા પણ રચી છે આ બને ગુરુ અને શિષ્યનો દેશ 'કેરલ' છે એમના સમય વિષે વિદ્વાનોમા મતભેદ છે કેટલાક એમને ઇ સ ના ૧૧મા સૈકામા થઈ ગયેલા માને છે તો કેટલાક એમના સત્તાસમય તરીકે છેક પદરમો સૈકો જણાવે છે, ડૉ ઉપાધ્યે તેરમો સૈકો માને છે

મઉરિચરિય—શ્રીકંઠે આ યમક-કાવ્ય રચ્યુ છે એમનો સમય રંગમપાણિવાદ કરતા—ઇ સ ૧૭૦૭ કરતા પ્રાચીન છે આ કૃતિનો વિષય શૌરિ ઉર્ફે કૃષ્ણનુ ચરિત્ર છે

---

૧ એમણે આ કાવ્યનો પહેલો સર્ગ સપાદિત કર્યો છે અને એ ભા૦ વિ૦ (પુ ૩, અ ૧, પૃ ૬૭–૭૨ )મા ઇ સ ૧૯૪૧મા પ્રસિદ્ધ થયેલો છે આને અંગે પૃ ૬૦–૬૭મા તેમજ પૃ ૭૨–૭૬મા કેટલીક બાબતો અંગ્રેજીમા અપાઇ છે ૨ એમણે મદનકેતુચરિત (પ્રહસન ) અને સીતારાઘવ ( નાટક ) તેમજ ભાગવતચપૂ રચેલા છે

**ઉસાણિરુદ્ધ**—ઈ. સ. ૧૭૦૭માં જન્મેલા **રામપાણિવાદે** આ કાવ્યની રચના કર્યાનું મનાય છે. એમાં ચાર સગ્ગ(સર્ગ) છે. એનું આદ્ય પદ્ય **કપ્પૂર-મંજરીનુ** સ્મરણ કરાવે છે, અને એનું છઠ્ઠું પદ્ય તો **કપ્પૂરમંજરીના** પ્રથમ જવનિકાંતરના આઠમા પદ્ય સાથે બરાબર મળતું આવે છે. વિવિધ છંદોમાં રચાયેલા આ કાવ્યમાં ૭૭+૫૮+૬૩+૮૨=૨૮૦ પદ્યો છે. બીજો સગ્ગ અપૂર્ણ છે ઉષા ને અનિરુદ્ધના લગ્ન એ આ [1]કાવ્યનો વિષય છે.

**કંસવહ**—આ પણ **રામપાણિવાદની** કૃતિ છે એ ચાર સગ્ગમાં વિભક્ત છે અને એમા વિવિધ છંદોમા ગૂથાયેલા એકંદર **૨૩૩** પદ્યો છે. વાસુદેવ કૃષ્ણનુ જીવન અને કંસનો વધ એ એનો વિષય છે.[2]

**પૃથ્વીરાજ રાસામાં પાઇય ગાથાઓ**—કાશીની "નાગરી પ્રચારિણી સભા"એ **પૃથ્વીરાજ-રાસો** પ્રસિદ્ધ કર્યો છે. એના ૧૬૧૨મા પૃષ્ઠ ઉપર એક પાઇય ગાથા નીચે મુજબ ભ્રષ્ટ સ્વરૂપમા રજૂ થઇ છેઃ—

"दीसै विविह चरिय जनिज्जै सज्जन दुज्जन ।
अप्पानं चक लिज्जै हिंडिज्जै तेन पुहवीए ॥"

---

૧ અંગ્રેજી પ્રસ્તાવના અને પાઇય સંસ્કૃત કોશ સાથે ડૉ. ઉપાધ્યેએ આ સંપાદિત કર્યું છે અને તે JUB (પુ. ૧૦, ભા. ૨, ઇ સ ૧૯૪૧)મા પ્રસિદ્ધ થયુ છે પંડિત એસ સુબ્રહ્મણ્ય શાસ્ત્રી અને ડૉ. સી કુન્હન રાજા દ્વારા સંપાદિત અને The Adyar Library Series No 42 તરીકે ઇ. સ. ૧૯૪૩મા પ્રસિદ્ધ થયેલ "ઉષાનિરુદ્ધ"ની આવૃત્તિમા મૂળ, એની સંસ્કૃત છાયા, શ્લોકસૂચી, શબ્દકોશ, તાડપત્રીય પ્રતિના આધારે પાઠાંતરો અને અંગ્રેજી પ્રસ્તાવના છે. આ કાવ્યનો મે અંગ્રેજીમા અનુવાદ કર્યો છે વિશેષમા મેં એના ગદ્યાત્મક અને પદ્યાત્મક એમ બે પ્રકારે ગુ.મા અનુવાદ કર્યા છે આ ત્રણે અપ્રસિદ્ધ છે. ૨ ડૉ. ઉપાધ્યેએ આનું સંપાદન કર્યું છે, અને સાથે સાથે ગ્રન્થકર્તાની કે અન્ય કોઇની રચેલી સંસ્કૃત છાયા આપી છે વિશેષમા એમણે અંગ્રેજી અનુવાદ અને પ્રસ્તાવના તેમજ શબ્દકોશ આપી આ કૃતિને સમૃદ્ધ બનાવી છે. આ આવૃત્તિ "હિન્દી ગ્રન્થરત્ન કાર્યાલય" (મુંબઈ) તરફથી ઇ સ. ૧૯૪૦મા પ્રકાશિત થઈ છે. આ કૃતિનો મારો રચેલો પદ્યાત્મક ગુજરાતી અનુવાદ નામે કંસવધ ઇ. સ. ૧૯૪૪મા છપાયો છે.

આશ્રયદાતા અને કનોજના રાજા યશોવર્માની ઉજવણી ( celebration ) અર્થે યોજાયેલું કાવ્ય છે. આ ઉત્પ્રેક્ષાના મહામૂલ્યશાળી ભંડારરૂપ છે. દસસુહવહ ઉપરથી સૂચિત થયેલું મનાતું [1]આ કાવ્ય ૧૨૦૯ પદ્યમાં આર્યામાં રચાયું છે. એમાં કુલકો અને મહાકુલકો છે, પણ આસાસઅ કે એવા કોઇ વિભાગ નથી. યશોવર્માએ ગૌડનો—મગધના રાજાનો વધ કેવી રીતે કર્યો ઇત્યાદિ મુખ્ય બાબતો માટેની ભૂમિકારૂપ આ કવ્ય જણાય છે એટલે કાં તો કવિને હાથે આ કાવ્ય પૂરું રચાયું નથી અથવા રચાયું હોય તો એ આજે મળતું નથી. પ્રારંભમાં મંગલાચરણરૂપે ૬૧ પદ્યો છે[2] શ્લો. ૬૨–૯૮માં કવિઓની પ્રશંસા છે.[3] શ્લો. ૯૯–૧૬૬માં કાવ્યનો પ્રારંભ છે. યશોવર્માનો મહિમા વર્ણવાયો છે. શ્લો. ૧૬૭–૧૮૧માં પ્રલય-કાળનું વર્ણન અને ત્યાર બાદ યશોવર્માના વિજય-યાત્રા માટેના શરદ ઋતુમાંના પ્રયાનનું વર્ણન છે. શ્લો. ૨૮૫–૩૩૮માં વિન્ધ્યવાસિની દેવીનો અધિકાર છે. શ્લો. ૩૫૫–૩૮૨માં ગ્રીષ્મ ઋતુનું અને શ્લો. ૩૮૩–૪૧૩માં વર્ષા ઋતુનું વર્ણન છે. શ્લો. ૪૧૭માં ગૌડરાજનો વધ અને શ્લો. ૪૧૮–૪૭૧માં યશોવર્માનું અન્યાન્ય દેશોમાં ગમન નિરૂપાયેલ છે. શ્લો ૫૧૩–૬૪૮માં યશોવર્માના સૈન્યે જોયેલાં દશ્યો, મંદિરો, સરોવરો, વનો, નદીઓ, વૃક્ષો ઇત્યાદિનું વર્ણન છે. શ્લો ૭૯૭–૮૦૪મા વાક્‌પતિના—કવિના ચરિત્રનો પ્રસ્તાવ છે. શ્લો.

---

૧ આ કાવ્યની પ્રશંસા તિલકમંજરી ( શ્લો. ૩૧ )માં ધનપાલે કરી છે. વિશેષમાં એમણે વાલ્મીકિ, કાનીન ( વ્યાસ ), બૃહત્કથા, પ્રવરસેન, તરંગવતી, જીવદેવકૃત પ્રાકૃત પ્રબંધ, કાલિદાસ, બાણ, કાદંબરી, હર્ષાખ્યાયિકા, માઘ, ભારવિ, સમરાદિત્ય( કથા ), ભવભૂતિ, ભદ્રકીર્તિ, તારાગણ, યાયાવર, મહેન્દ્રસૂરિ, રુદ્ર, ત્રૈલોક્યસુંદરી, અને કર્દમરાજની સૂક્તિની નોંધ લીધી છે.
૨ આમા બ્રહ્મા, હરિ, નરસિંહ, મહાવરાહ, વામન, કૂર્મ, અને મોહિનીસ્વરૂપ હરિ, કૃષ્ણ, બલભદ્ર, મધુમથ, શિવ, ગૌરી, સરસ્વતી, ચંદ્ર, સૂર્ય, અહિવરાહ, ગણપતિ, લક્ષ્મી, કામ અને ગંગા એમ વિવિધ દેવ-દેવીઓની સ્તુતિ છે.
૩ ૬૯મા પદ્યમાં કવિએ પોતાની કૃતિ મહુમહવિજયનો ઉલ્લેખ કર્યો છે.

૧૦૭૫–૧૧૨૦માં પ્રદોષનું વર્ણન છે. શ્લો. ૧૧૮૪–૧૨૦૯માં યશોવર્માના ચરિત્રનો પ્રારંભ છે. આ કાવ્યના ૮૦૦મા પદ્યમાં ભાસ, કાલિદાસ અને [1]હરિચન્દ્રનાં નામની સાથે સાથે [2]સુબન્ધુનો ઉલ્લેખ છે.

ગઉડવહનો વ્યાપક છંદ આર્યા છે. એના ૫૯મા પદ્ય પછી ચાર પંક્તિનો—પચ્ચીસ માત્રાનો છંદ છે અને તે એક જ પદ્ય છે અને એ 'સમગલિતક' છંદ છે[3]

**વાયુવિકારની કૃતિ**—હર્ષચરિત ( પૃ ૪૧ )માં બાણભટ્ટે 'પાઇય' કવિ વાયુવિકારનો નિર્દેશ કર્યો છે. આ કવિએ કઈ કૃતિ પાઇયમાં રચી છે?

**ત્રિપુરુષચરિત્ર**—કુવલયમાલામાં દેવગુપ્તે આ કૃતિ રચ્યાનો ઉલ્લેખ છે, પણ એ કઈ ભાષામાં છે તે તેમજ આ દેવગુપ્ત તે કોણ તે પણ જાણવામાં નથી.

**મહુમહવિજય**—વાક્પતિરાજે મહુમહવિજય રચ્યું છે[4] એમ બપ્પભટ્ટિચરિત્ર ઉપરથી પણ જાણી શકાય છે. વિશેષમાં **કાવ્યાનુશાસન**-( અ ૧, સૂ ૨૪ )ની સ્વોપજ્ઞ વૃત્તિ નામે **અલંકારચૂડામણિ**(પૃ ૮૧)માં હેમચન્દ્રસૂરિએ **મધુમથનવિજયનો** જે ઉલ્લેખ કર્યો છે તે આ જ હોય એમ જણાય છે. આના ઉપરના વિવેકમાં આ કૃતિમાંથી એક પાઇય પદ્ય અવતરણરૂપે રજૂ કરાયેલું છે

**હરિવિજય**—સર્વસેને **હરિવિજય** રચેલ છે. આ કૃતિનો ઉલ્લેખ આનંદવર્ધને ધ્વન્યાલોક( ઉ. ૩, પૃ. ૧૨૭ )માં કરી એક પાઇય અવતરણ આપ્યું છે, પણ આ કૃતિ મારા જોવામાં આવી નથી. **અલંકાર**-

---

૧ બાણભટ્ટે ભટ્ટાર હરિચન્દ્રનો ઉચ્ચ પ્રકારની ગદ્યાત્મક કૃતિના પ્રણેતા તરીકે હર્ષચરિત( શ્લો. ૧૨ )માં નિર્દેશ કર્યો છે તો એ કૃતિ કઈ? ૨ **A Volume of Studies in Indology** નામના પ્રો. પી. વી. કાણેને અર્પણ કરાયેલા ગ્રન્થમાંના ડૉ. એસ. કે. ડેના "The prose Kāvyas of Dandin, Subandhu and Bāna" નામના લેખ ( પૃ. ૧૨૮ )માં એમ કહ્યું છે કે સુબન્ધુના સમય માટે ચોક્કસ આધાર રાખી શકાય એવો ઉલ્લેખ ગઉડવહનું ૮૦૦મું પદ્ય છે. આ ઉપરથી પાઇય કૃતિઓની શી કિંમત છે તે સહેજે સમજાશે. ૩ જુઓ પ૦ ઐ. આ૦ (પૃ. ૨૭૭). ૪ જુઓ પૃ. ૧૩૪, ટિ. ૩.

ખરી રીતે આ ગાથા નીચે પ્રમાણે જોઇએ —

' दीसइ विविहचरियं जाणिज्जइ सज्जणदुज्जणविसेसो ।
अप्पाणं च कलिज्जइ हिंडिज्जइ तेण पुहवीए ॥ "[1]

વિવિધ દેશોમા પર્યટન કરવાથી શા શા લાભ થાય છે એ અહીં દર્શાવાયુ છે

પુરાતન-પ્રબન્ધ-સગ્રહમા પૃથ્વીરાજ-રાસામાના ત્રણ ચાર પદ્યો છે

વર્ણનસાગર—જૈન ગ્રંથાવલી (પૃ ૩૪૩)મા આ નામની એક પાઇય કૃતિની ૨૪ પત્રની હાથપોથીની નોધ છે શુ એમાં આગમોમા આવતા વર્ણકો એકત્રિત કરાયેલા છે કે આ કોઇ કાવ્ય છે? વિશેષમા એની ભાષા શી છે?

ભાસ(?)ની કૃતિ—મમ્મટે રચેલા કાવ્યપ્રકાશ (ઉ ૪, શ્લો ૬૭)મા નીચે મુજબનુ પદ્ય છે —

' जा थेरं व हसंती कइवअणम्बुरुहवद्धविणिवेसा ।
दावेइ भुअणमण्डलमण्णं विअ जअइ सा वाणी ॥ "[2]

કાવ્યપ્રકાશની કોઇ વૃત્તિમા આ પદ્યના કર્તાનુ નામ જણાતુ નથી સાયણાચાર્યકૃત અલકારસુધાનિધિની એક હાથપોથીમા 'महाकविना भासेनाप्युक्तम् " એવો ઉલ્લેખ છે એમ કે કૃષ્ણમૂર્તિ એમના લેખ[3] નામે ' Bhasa as a Prakrit poet "મા

1 જુઓ ભા૦ વિ૦ (વ ૧, અ, ૩, પૃ ૩૨૩-૪) 2 આનો અર્થ એ છે કે કવિઓના વદનરૂપ કમળને વિષે નિવાસ કરનારી જે વાણી અર્થાત્ સરસ્વતી સ્થવિર(બ્રહ્મા)ને હસતી જાણે અન્ય કોઈ એવા ભુવનમડળને દર્શાવે છે તે જય વતી વર્તે છે આમ કવિ દ્વારા કલ્પાયેલુ જગત્ બ્રહ્માના જગત્ કરતા ચડિયાતુ છે એ વાત, સરસ્વતીનુ નિવાસસ્થાન પણ બ્રહ્માના નિવાસસ્થાન કરતા વધારે સારુ છે એ બાબ તેમજ બ્રહ્માના વૃદ્ધત્વનો ઉપહાસ એ ત્રણ બાબતોનો વાદરા ચિતાર અહીં અપાયો છે 3 આ લેખ IHQ ( Vol. XXII, No 1 )મા છપાયો છે

કહે છે. વિશેષમાં એઓ કહે છે કે ભાસે રચેલા કોઈ કાવ્યનું આ મંગલાચરણ હોય તો ના નહિ. ગઉડવહ( શ્લો. ૮૦૦ )માં ભાસનું નામ કાલિદાસ, સુબન્ધુ અને હરિચન્દ્ર કરતાં પહેલું નિર્દેશાયું છે એને સૂચક ગણીએ તો ભાસે કોઇ કાવ્ય પાઇયમાં રચ્યું હોય એમ મનાય.

## સ્તુતિ-સ્તોત્રો

**વિશિષ્ટ કૃતિઓ**—જૈ૦ મ૦માં પુષ્કળ સ્તોત્રો રચાયાં છે, અને એમાંનાં કેટલાંક છપાયાં પણ છે. આ બધાંનો પરિચય આપવા માટે આ સ્થળ નથી.[1] આથી અહીં તો હું અમુક અમુક વિશિષ્ટતાવાળાં થોડાંકનો જ ઉલ્લેખ કરીશઃ—

( ૧ ) નંદિષેણકૃત વિવિધ છંદોમાં રચાયેલ [2]**અજિયસંતિથવ.**

( ૨ ) જિનપ્રભસૂરિકૃત નવગ્રહશ્લેષાત્મક [3]**પાસનાહલહુથવ.**

( ૩ ) ભદ્રબાહુસ્વામીએ રચેલું ચાર અર્થવાળું [4]**ઉવસગ્ગહરથોત્ત.**

( ૪ ) અજ્ઞાતકર્તૃક આભાણક( પા ઓહાણય )ગર્ભિત [5]**જિણથોત્ત.**

---

૧ ડૉ. ઘાટગેએ "Hymns in Prakrit" એ નામના લેખમાં કેટલાંક સ્તોત્રોનો પરિચય આપ્યો છે. આ લેખ JUB ( Vol. III, pt. 3, pp. 45-50 )માં છપાયો છે. સ્તોત્રોની સૈકા દીઠ નોંધ મેં "ભક્તામર, કલ્યાણમંદિર અને નમિઊણ સ્તોત્ર" ની આવૃત્તિની મારી પ્રસ્તાવના ( પૃ ૬-૭)માં લીધી છે. **જૈનસ્તોત્રસંદોહ** ( ભા. ૧ )માં ક-પરિશિષ્ટ તરીકે ઇ. સ ૧૯૩૨ સુધીમાં પ્રસિદ્ધ થયેલા સ્તુતિ-સ્તોત્રોના પ્રતીક, નામ અને પદ્યોની સંખ્યા અપાયાં છે અને એની પહેલાના પૃષ્ઠો ઉપર જે જે ગ્રન્થમાં સ્તોત્રાદિ છપાયા છે તેના નામ અને મુદ્રિત સ્થાનો અપાયા છે. ૨ આ "પંચપ્રતિક્રમણસૂત્ર"ની અનેક આવૃત્તિમાં જોવાય છે. ૩ આ જૈ૦ સ્તો૦ સં૦ ( ભા. ૧, પૃ. ૨૨૮-૨૩૪ )માં છપાયેલ છે ૪ આના પ્રત્યેક ચરણની પાદપૂર્તિરૂપ સ્તોત્ર નામે **પાર્શ્વસ્તોત્ર** તેજસાગરે રચ્યું છે. આ મેં સંપાદિત કરેલી **પ્રિયંકરનૃપકથા**ના અંતમાં પરિશિષ્ટરૂપે પૃ. ૪૫-૪૮માં છપાયેલું છે ૫ જુઓ જૈ૦ સ્તો૦ સં૦ ( ભા. ૧, પૃ. ૭૮-૮૧ ).

( ૫ ) માનદેવસૂરિકૃત ¹સમતિશતયંત્રાળુ ²માયાવી ચોરસવાળું તિજયપહુત્તથોત્ત.

( ૬ ) ³ધર્મઘોષસૂરિકૃત ' ભત્તિભર 'થી શરૂ થતું ૨૦૯ પદ્યનું ઇસિ-મંડલ-થોત્ત ( મહરિસિગુણસંથવ )⁴

૧ ગા રહું એ યંત્ર—

| | | | |
|---|---|---|---|
| ૨૫ | ૮૦ | ૧૫ | ૫૦ |
| ૨૦ | ૪૫ | ૩૦ | ૭૧ |
| ૭૦ | ૩૫ | ૬૦ | ૫ |
| ૫૫ | ૧૦ | ૬૫ | ૪૦ |

૨ "માયાવી ચોરસો અને જૈન સ્તોત્રો" એ નામનો મારો લેખ બે હપ્તે "જૈન"ના તા ૧-૧-૩૩ અને ૮-૧ ૩૩ના અંકમા છપાયો છે, જ્યારે A Note on Jaina Hymns and Magic Squares નામનો મારો લેખ IHQ ( Vol \, No 1, pp 148-153)મા ઇ સ ૧૯૩૪મા છપાયો છે આ લેખમા મે ધર્મનંદનકૃત ચઉસટ્ઠિજોગિણી-ચઉસટ્ઠીમંડલ નામની સ્તુતિની નોધ લીધી છે એને બ ગેનો આઠ આઠ ખાનાવાળો અને એકથી ૬૪ અંકવાળો માયાવી ચોરસ મે આપ્યો છે વિશેષમા અહીં મે શુભસુંદરે ૨૫ ગાથામા જ મમા રચેલા અને પાચ જાતના માયાવી ચોરસોનુ સૂચન કરનારા એક સ્તોત્રના પ્રથમ અને અંતિમ પદ્ય અને પાચે માયાવી ચોરસો આપ્યા છે આ સ્તોત્રના ઉપર સંસ્કૃતમા અવચૂરિ છે અહીં એ ઉમેરીશ કે ચતુ ષષ્ટિયોગિની-સ્તુતિ નામની એક સંસ્કૃત કૃતિમા ૬૪ યોગિનીના નામ છે તે આ૦ પ્રુ૦ સ્મા૦ ગ્ર૦ ( ભા. ૩ )મા શ્રી ઉમાકાન્ત શાહે Supernatural Beings in the Jain Tantras નામના પોતાના લેખ ( પૃ ૭૮-૭૯ )મા આપ્યા છે

૩ આ સૂરિને 'તપ' ગચ્છના દેવેન્દ્રસૂરિના શિષ્ય માનવા કરતા 'અંચળ' ગચ્છના જયસિંહસૂરિના પટ્ટધર માનવા કેટલાક પ્રેરાય છે આ પટ્ટધરનો જન્મ વિ સ ૧૨૦૮મા અને સ્વર્ગવાસ વિ સ ૧૨૬૮મા થયેલ છે એમ તે સમયે રચી છે પણ એ મળતી નથી શીલભદ્રસૂરિના શિષ્ય ધર્મઘોષસૂરિના શિ ષ ધવલ શ્રાદ્ધે ૮૪ ગાથામા વિ સ ૧૧૮૬મા પરિગ્ગહપરિમાણ રચેલ છે શું આ ધર્મ-ઘોષસૂરિ પ્રસ્તુત હોઇ શકે અને વિ સ. ૧૧૮૬મા ધમ્મકપ્પદ્દુમ રચનાર પણ એઓજ છે ? ૪ આને ઇસિમંડલપયરણ પણ કહે છે ( જુઓ પૃ ૧૨૨) એમા

( ૭ ) નન્નસૂરિકૃત અને ' સર્વતોભદ્ર '[1] યન્ત્રથી અન્કૃત સત્તરિસયથોત્ત.[2]
( ૮ ) અભયદેવસૂરિકૃત ' જયતિહુયણ 'થોત્ત '

કપ્પ (ઉ ૪)ના સંઘદાસગણિકૃત [3]લઘુ ભાસ (ભા. ૫ ગા ૫૫૪૯)મા જે અજિયસંતિથયનો ઉલ્લેખ છે તે જ ઉપર્યુક્ત પ્રથમ સ્તવ હશે.

માંડણે ભક્તિ, પાખંડ, હાસ્ય, મૂર્ખ, મજ્જન વગેરે બત્રીસ વિષયો ઉપર વીસ વીસ કડીની એક એક વીસી રચી છે આ પ્રબોધબત્રીસીમા કડી કડીએ એકેક આભાણક આપ્યું છે અને તેમ કરવામા અજબ કુશળતા દાખવી છે શું એણે ઉપર્યુક્ત ચોથું સ્તોત્ર જોઇને તેમ કર્યું હશે ?

' જયતિહુયણ ' સ્તોત્રને ચમત્કારની દૃષ્ટિએ જોવામા આવે છે ' ખરતર ' ગચ્છમા એનો વિશેષ પ્રચાર છે. ગુ ભા ઉ ( પૃ ૩૪૯–૩૫૨, ૨૨૯, ૨૨૫, ૨૧૯–૨૨૦ )મા આ ' અપભ્રંશ ' ( ઊગતી ગુ )ની કૃતિ એના કેટલાક ભાગના અર્થ ઇત્યાદિ સહિત અપાઈ છે

---

૨૦૮, ૨૧૦ અને ૨૧૮ ગાથા પણ જોવાય છે આના ઉપર ગુણરત્નસૂરિના શિષ્યલવ વાચનાચાર્ય પદ્મમન્દિરગણિએ પાંચ વિશ્રામથી વિભૂષિત જે કથાર્ણવાંક નામની વૃત્તિ રચી છે એ સહિત મૂળની છપાયેલી આવૃત્તિમા ૨૧૮ ગાથાઓ છે. વજ્રસ્વામીના અધિકારમા આવસ્સય-નિજ્જુત્તિ ઇત્યાદિની ગાથાઓ છે તે ન ગણીએ તો ૨૦૮ ગાથા થાય

૧ આ યન્ત્ર નીચે પ્રમાણે સ્તોત્રમા સૂચવાયેલું છે —

| | | | | |
|---|---|---|---|---|
| ૪૩ | ૨૪ | ૩૦ | ૩૬ | ૩૭ |
| ૩૫ | ૪૧ | ૪૨ | ૨૩ | ૨૯ |
| ૨૨ | ૨૮ | ૩૪ | ૪૦ | ૪૬ |
| ૩૯ | ૪૫ | ૨૬ | ૨૭ | ૩૩ |
| ૩૧ | ૩૨ | ૩૮ | ૪૪ | ૨૫ |

૨ આ સ્તોત્ર જૈ૦ સ્તો૦ સ૦ ( ભા ૨, પૃ ૩૦૪ )મા છપાયેલું છે.
૩ જુઓ DCJM ( Vol. XVII, pt. 2, p. 236 )

## સુભાષિત-સંગ્રહો

સુભાષિત એ સમાજરંજની કવિતાનું વિશિષ્ટ લક્ષણ છે પ્રાચીન સમયમાં એનું સ્થાન મહત્ત્વનું હતું અને એના જાણકાર 'વિદ્વાન્' ગણાતા આથી [1]સંસ્કૃતમાં અને પાઇયમાં અનેક સુભાષિતસંગ્રહો આપણને મળે છે

[2]ગાહાસત્તસઈ—આના કર્તા [3]હાલ છે એમની આ કૃતિ (anthology) ડૉ વેબરના કહેવા મુજબ ગાવા માટે મગદૂરી

---

૧ શાર્ઙ્ગધરની પદ્ધતિ, શ્રીધરદાસનું સદુક્તિકર્ણામૃત, અમિતગતિનો સુભાષિતરત્નસંદોહ, સકલકીર્તિની સુભાષિતરત્નાવલી, વલ્લભદેવની સુભાષિતાવલિ, રામચન્દ્રનો સુધાકલશ ઇત્યાદિ સંસ્કૃત કૃતિઓ છે ૨ સૌથી પ્રથમ વેબરે ઇ સ ૧૮૭૦માં આનું સંપાદન કર્યું હતું, પણ તેમાં ૩૭૦૪ પદ્યો હતાં. એમાં ઇ સ ૧૮૭૪માં એમણે થોડાક ઉમેરો કર્યો, અને સંપૂર્ણ આવૃત્તિ ઇ સ. ૧૮૮૧માં બહાર પાડી એમાં અનેક પદ્યોનો જર્મન અનુવાદ અને વિસ્તૃત ટિપ્પણો છે વિશેષમાં પરિશિષ્ટ તરીકે અલંકારના ગ્રંથોમાં એમાંથી જે અવતરણ અપાયાં છે તે એકત્રિત કરાયાં છે નિર્ણયસાગર મુદ્રણાલય તરફથી "કાવ્યમાલા ૨૧' તરીકે આ કૃતિની ત્રીજી આવૃત્તિ સંસ્કૃત છાયા, મથુરાનાથ શાસ્ત્રીકૃત સંસ્કૃત-ગાથા-સપ્તશતી અને એની સ્વોપજ્ઞ વ્યઙ્ગ્યસર્વઙ્કષા નામની વ્યાખ્યા, મૂળ સ્થળોના નિર્દેશપૂર્વકની ગાથાનુક્રમણિકા અને સંસ્કૃત ભૂમિકા ( પૃ ૧-૧૮ ) સહિત ઇ સ. ૧૯૩૩માં છપાઈ છે આ સં ( શતક ૪-૬, શ્લો. ૩૯૮-૭૦૦ ) સંસ્કૃત છાયા અને સાહિત્યાચાર્ય પીતાંબરકૃત ગાથાસપ્તશતી પ્રકાશિકા નામની વૃત્તિ તેમજ જગદીશલાલ શાસ્ત્રીની અંગ્રેજી પ્રસ્તાવના ( પૃ ૫-૧૯ ) તથા અંતમાં મૂળના ઉલ્લેખપૂર્વકની અકારાદિ અનુક્રમણિકા સહિત જગદીશલાલ શાસ્ત્રી તરફથી લાહોરથી ઇ સ ૧૯૪૨માં 'ગાથાસપ્તશતી-પ્રકાશિકા' એ નામથી પ્રસિદ્ધ કરાઈ છે ૩ પુરાણોની રાજવંશોની નોંધ પ્રમાણે 'સાતવાહન' વંશના આ સત્તરમા રાજા છે એમનું બિરુદ 'કવિવત્સલ' છે ( જુઓ પૃ ૧૪૪ ) આ હાલ રાજા શ્રીપાલિત્તના કે પાલિત્તના ( અર્થાત્ પાદલિપ્તસૂરિના ) આશ્રયદાતા હતા એમ અભિનન્દે રચેલા રામચરિત ( સ. ૩૨ )ના અંતિમ પદ્યના નિમ્નલિખિત આદ્ય ચરણ ઉપરથી જણાય છે —

" हालेनोत्तमपूजया कविवृषः श्रीपालितो लालितः "

ભાષામાં રચાયેલી છે. એ સુભાષિતોની દૃષ્ટિએ કેવળ પાઇય સાહિત્યમાં જ અજોડ છે એમ નહિ, પરંતુ સંસ્કૃત સાહિત્યમાં પણ એના જેટલી પ્રાચીન આવી કોઇ કૃતિ નથી.[1] બાણભટ્ટે **હર્ષચરિત**( પીઠિકા, શ્લો. ૧૩ )માં એની પ્રશંસા કરી છે.

ગા૦ સ૦નું બીજું નામ **સત્તસઈ** છે, કેમકે એ સાત શતકોમાં વિભક્ત છે. આ દરેક શતકમાં સો નહિ પણ એકસો એક પદ્ય છે અને એ બધાં 'આર્યા' છંદમાં છે. આ કૃતિમાં [2]ભારોભાર શૃંગાર ભરેલો છે. એ કેટલીક વાર તો મર્યાદા ઓળંગી જાય છે. એમા ગામડાનું જીવન, પ્રાકૃતિક દૃશ્યો, 'વિન્ધ્ય' પર્વત અને 'નર્મદા' તેમજ 'ગોદાવરી' નદીનાં વર્ણન, અમુક જાતની કાંચળીનો ઉલ્લેખ, કેટલીક ચીજોનાં અને વ્રતોનાં નામ, 'મદનોત્સવ' તરીકે કોઈ કોઈ વાર ઓળખાવાતા હોળીના ઉત્સવને પ્રસંગે છંટાતા રંગ અને ગુલાલ જેવા વર્ણ-ચૂર્ણના પ્રક્ષેપ વિષેની હકીકત, કેટલાક [3]રીતરિવાજોનો નિર્દેશ, વિક્રમાદિત્યના દાનની પ્રશંસા[4], જ્યોતિષ અને વૈદ્યક શાસ્ત્રની વાતો, નીતિમય સૂક્તો ઇત્યાદિ દૃષ્ટિગોચર થાય છે. એમાં શ્લેષનો ચમત્કાર અનુભવાય છે. હાલ એ પ્રણેતા ન હોઇ પ્રણેતાના આશ્રયદાતા સમાહક-સંપાદક છે એ રીતે વિચારતા આ કૃતિ પાઇય સાહિત્યની વિપુલતા અને એમા સ્ત્રીઓના મહત્ત્વના ફાળાની દ્યોતક બને છે.

ગા૦ સ૦માં [5]ગુણઢ્યની મુદ્રાવાળી એક ગાથા, પવરસેણની મુદ્રા-

---

૧ જુઓ સ્ટેન કોનો દ્વારા સંપાદિત "કર્પૂરમંજરી" (ભા ૩, પૃ. ૧૯૨). ૨ શ્રી દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકરે **જીવન અને સંસ્કૃતિ** (પૃ. ૫૭)મા જે નીચે મુજબ ઉલ્લેખ કર્યો છે તેના એક ઉદાહરણની આ ગરજ સારે તેમ છે —

"શાસ્ત્રના બંધનો તોડી સ્વાભાવિક ભાવનાઓ લખવા માટે પ્રાકૃત ભાષાનો ઉપયોગ થવા માંડ્યો. સંસ્કૃતમા પણ ન છાજે એવો શૃંગાર પ્રાકૃત ભાષાઓમા આવ્યો."

૩ અણુઓગદ્દાર( ગા. ૭૩, પત્ર ૧૬૭આ )મા મીંઢણના ઉદાહરણમા નિર્દેશેલો રિવાજ અહીં ઉલ્લેખાયેલો છે. ૪ જુઓ ગા૦ સ૦ (૫, ૬૪). ૫ પ. ચૈ. આ (પૃ. ૨૬૯)મા કહ્યું છે કે "ગુણઢ્ય નામ સં. ગુણાઢ્યનું પ્રાકૃત

ભોગવે છે. એનું ધ્વનિની દૃષ્ટિએ[1] અનુપમ મહત્ત્વ જોઇ સંસ્કૃતના પક્ષપાતી સાહિત્યકારોએ—નિબંધકારોએ પણ ઉદાહરણ આપતી વેળા ગા૦ સ૦નો આશ્રય લીધો છે. આ ગા૦ સ૦ ઉપર ઓછામાં ઓછી ૧૮ પ્રાચીન ટીકાઓ હતી. આમાં મથુરાનાથ શાસ્ત્રીએ રચેલી વ્યંગ્ય-સર્વંકષા નામની વ્યાખ્યા વધારો કરે છે. આ શાસ્ત્રીએ ગા૦ સ૦ની સંસ્કૃત છાયા આપવા ઉપરાંત લગભગ એ જ શબ્દોમાં સંસ્કૃતમાં **ગાથાસપ્તશતી** પણ રચી છે. સ્વ. દલાલે એવો ઉલ્લેખ કર્યો છે કે ગા૦ સ૦ ઉપર મહાચન્દ્રના પુત્ર ગંગાધરદેવે જે ટીકા રચી છે એની એક તાડપત્રીય પ્રતિ છે તેમજ એના ઉપર એક જૈન ટીકા છે.

**વજ્જાલગ્ગ**—ગા૦ સ૦ની હમે શ્વેતાંબર મુનિ જયવલ્લભે મરહટ્ટીમાં રચેલ વજ્જાલગ્ગ એ પણ એક સુભાષિતસંગ્રહ છે.[2] એ ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરુષાર્થને સ્પર્શે છે એના ઉપર વિ. સં. ૧૩૯૩માં રત્નદેવગણિએ ટીકા રચી છે એ ટીકામાં ડૉ. **ભાંડારકરના** કહેવા મુજબ

---

નથી. ઔપચારિક ભાષામા બોલિયે, તો મુક્તક તે સૂત્રકલ્પ પ્રબંધ છે. તેમા સૂત્રની દુર્બોધતા વગર પ્રબંધનો પ્રસાદ છે. જેટલે દરજ્જે મુક્તકમા પ્રબંધનૂ સ્વરૂપ ઉતરે તેટલે દરજ્જે પ્રબંધે અપનાવેલા કાવ્ય નામને તે લાયક લેખાય છે પ્રબંધનૂં અને મુક્તકનૂ લક્ષણ એક જ છે. જે પાચ સંધિએ પ્રબંધનૂ કલેવર બધાય છે, તે મુક્તકના બંધારણમા પણ છૂ છે એ બેમા હાથી અને હાથીના દર્પણગત પ્રતિબિંબ જેવો પરિમાણકૃત ભેદ છે. મુક્તકસાહિત્ય સંસ્કૃતમા બહોળું છે. સુભાષિતસંગ્રહોમા નવે રસના અનેક મુક્તકો સંગ્રહેલા હોય છે."

૧ આથી તો ધ્વનિ-કાવ્ય ( lyric poem ) તરીકે આને ઘણું ઊંચુ સ્થાન અપાય છે. હર્ષચરિત( શ્લો. ૧૩ )મા આ સ.ની પ્રશંસા છે, કુવલયમાલામા ઉલ્લેખ છે. ૨ આ સુભાષિતોનો પહેલો ભાગ પ્રો. જ્યુલિયસ લેબર ( Julius Laber ) દ્વારા કલકત્તાથી ઇ. સ. ૧૯૧૪મા, બીજો ભાગ ૧૯૨૩માં અને ત્રીજો ઇ. સ. ૧૯૪૪મા છપાયો છે. એમા સંસ્કૃત છાયા, રત્નદેવની ટીકામાથી કેટલોક ભાગ, પવાનુક્રમણિકા અને પ્રસ્તાવના છે. પહેલા ૯૦ પદ્યનાં પાઠાતર પણ અપાયા છે પ્રો. એન. એ ગોરેએ ઇ. સ. ૧૯૪૫મા પહેલા ૩૦૦ પદ્યો સંપાદિત કરી છપાવ્યા છે. ને ઇ. સ. ૧૯૪૭મા પહેલા ૨૦૦ પદ્યો અંગ્રેજી અનુવાદ સહિત છપાવ્યા છે.

ગઉડવહમાંના કેટલાક પદ્યો છે આ ઉપરથી એની રચના-સમયનો કંઇક ખ્યાલ આવી શકે છે '[1]વજ્જા' એ 'દેશ્ય' શબ્દનો અર્થ પ્રસ્તાવ, અધિકાર થઇ શકે વજ્જાલગ્ગ(ગા ૪)મા 'વજ્જા' શબ્દનો અર્થ 'પદ્ધતિ' કરાયો છે આ કૃતિ ૯૫ પ્રકરણોમા વિભક્ત છે ગાથાની કુલ સખ્યા ૭૯૫ની છે. આની મોટી વાચનામા ૧૩૩૦ ગાથા છે એમાની ૩૮૯ ગાથા તો બધી હાથ-પોથીમા છે આમા 'અપભ્રંશ'ની છાટ કોઇ કોઇ સ્થળે જોવાય છે.

**વિસમબાણલીલા**—ધ્વન્યાલોકમાના અવતરણ ઉપરથી આપણે આ કૃતિ જાણી શકીએ છીએ એટલુ જ નહિ, પણ એ સુભાષિતોનો સગ્રહ હશે એમ લગે છે

**સુભાસિયસ ગહ**—ભાનુચન્દ્રગણિના શિષ્ય 'શતાવધાની' સિદ્ધિચન્દ્રગણિએ સુભાષિતોના સગ્રહરૂપે કોઈ કૃતિ પાઇયમાં રચી છે એમ વાચવામા આવ્યુ છે, પરતુ એ કૃતિ જોયા વિના એ વિષે શુ કહેવાય ?

**સુભાસિયબત્તીસી**—આમા ૩૨ પદ્યો છે આ અપ્રસિદ્ધ છે[2]

જૈ ગ્ર (પૃ ૩૪૧)મા નીચે મુજબના સુભાષિતના ગ્રથોની સામે 'પ્રા' લખી એ પાઇય કૃતિ હોવાનુ જણાવાયુ છે—

રસાલય, સુનિય દકૃત રસાઉલ યાને રસાઉલગાથાકોશ, વિદ્યાલય, સાહિત્યશ્લોક અને સુભાષિત

આ પૈકી વિદ્યાલય તે વજ્જાલગ્ગ હોવુ જોઇએ

આ પ્રમાણેની સુભાષિતોના સંગ્રહરૂપે પૃથક્ પૃથક્ કૃતિઓ ઉપરાત અનેક પાઇય ગ્રંથોમા સુભાષિતો છૂટાછવાયા જોવાય છે આવા સુભાષિતો ભવભાવણાની સ્વોપજ્ઞ વૃત્તિમાથી તારવી એ કૃતિના

---

૧ કાવ્યાનુશાસન (અ ૮, સૂ ૧૨)ની અલકારચૂડામણિ વૃત્તિમા જે 'પર્યા' શબ્દ નીચે મુજબની પક્તિઓમા જોવાય છે તેની નોધ લઇશુ —

"मुक्तकानामेकप्रघट्टकोपनिबन्ध पर्या । अवान्तरवाक्यसमाप्तावपि वसन्तादेर्वर्णनीयोद्देशेन मुक्तकानामुपनिबन्ध पर्या ।"

૨ આની હાથપોથી માટે જુઓ પ જૈ ભા. સૂ (પૃ ૪૨૦)

વાળી ચાર અને પાલિત્તની મુદ્રાવાળી [1]નવ ગાથા છે. પરક્કમ અને કઇરાઅની મુદ્રાવાળી ગાથા પણ છે. ગા૰સ૰ની પીતાંબરે રચેલી **રત્નાવલી** નામની ટીકામાં ગાથાઓનાં કર્તાઓનાં નામો છે, પણ આ ટીકાની એક હાથપોથીમાં ૪૩૨ ગાથા સુધીનાં જ નામો મળે છે.[2] આટલા ભાગમાં હાલના નામવાળી ૪૫ ગાથાઓ છે. ગા. સ૰ની નિમ્નલિખિત ત્રીજી ગાથામાં સૂચવાયા મુજબ હાલે અલંકારની ધમકવાળી એક [3]કરોડ ગાથાઓમાંથી સાતસોની રચના કરીઃ—

" सत्तसआइं कइवच्छलेण कोडीअ मज्झआरम्मि ।
हालेण विरइआइं सालंकाराण गाहाण ॥ १-३ ॥ "

પ. એ. આ. ( પૃ ૨૩૭ )માં ' મુક્તક કવિ ' તરીકે ખ્યાતિ મેળવનારા ચાર સાહિત્યકારો ગણાવાયા છે. એમાં હાલ કિંવા સાતવાહનનું નામ પ્રથમ છે. ત્યાર બાદ અમરુ, ભર્તૃહરિ અને ગોવર્ધનનાં નામ છે. વિશેષમાં અહીં નીચે મુજબ ઉલ્લેખ છેઃ—

" એઓમાં જેના મુક્તક રસથી ઊભરાઇ જઈ [4]પ્રબંધની બરાબરી કરનારા

રૂપ છે એ જૂના તદ્ભવ ઉપરથી નવો તદ્ભવ ગુણ્ડું ઊપજ્યો છે. એને નવો સંસ્કાર આપી સં. ગુણાઢ્ય બોલ ઊપજાવી કાઢ્યો લાગે છે. "

૧ આ ગાથાઓ પાદલિપ્તસૂરિકૃત તરંગવઈની હશે. ૨ જુઓ પ. એ. આ ( પૃ. ૨૭૦ ) ૩ આ ઉપરથી એમ કહેવાય કે હાલના સમયમાં મરહટ્ઠીમા રચાયેલા ગાથાસાહિત્યનું લાખે લેખું થતું હતું (એજન, પૃ. ૨૧૩). ૪ પ. એ. આ. ( પૃ. ૨૫૮ )મા કહ્યું છે કે " સંસ્કૃતમા પ્રથમ પ્રબંધકવિ જયદેવ છે. " ' સેન ' વંશના રાજા લક્ષ્મણસેનના દરબારમા ઉમાપતિધર, ગોવર્ધનાચાર્ય, ધોયી અને શરણ એ ચાર કવિઓ અને પાચમા આ ભક્તકવિ જયદેવ વિક્રમની તેરમી સદીના સમર્થ બંગાળી જ્યોતિર્ધર ગણાય છે એમનું સુપ્રસિદ્ધ ' ગેય ' કાવ્ય ગીતગોવિંદ છે. એની પદાવલિ કોમળ, કમનીય અને મધુર છે. એ ગીતગોવિંદના એક પદ્યને વિ. સં. ૧૩૪૮ના ગુજરાતના સારંગદેવ વાઘેલાના શિલાલેખમા મંગલાચરણ તરીકે સ્થાન અપાયું છે. એ ઉપરથી તેમજ આ કાવ્યના અનેક અનુકરણો થયા છે એ ઉપરથી એની પ્રસિદ્ધિ અને વ્યાપકતા સમજી શકાય

મનાય છે, તે તો અમરુ જ છે. એણે રચેલા મુક્તકોની [1]શતશ્લોકી [2]અમરુ-શતકના નામે પ્રસિદ્ધ છે "

વિદ્વાનોનું માનવું છે કે આ [3]ગાહાકોસ યાને ગા. સ. ઉપરથી અમરુ કવિએ અમરુશતક, ગોવર્ધન આચાર્યે આર્યાસપ્તશતી ને વિહારિએ સતસઇ (જે વ્રજભાષામાં છે) તે રચ્યાં છે.[4] વિશેષમાં મથુરાનાથ શાસ્ત્રીએ તો આના સમર્થનાર્થે ગા૦ સ૦નાં કેટલાંક પદ્યોના આ કૃતિઓમા દર્શાવેલા ભાવાર્થની સાથે સતુલના પણ કરી છે. એમ લાગે છે કે [5]' મુક્તક ' કાવ્યોની સૃષ્ટિમા ગા. સ વિશિષ્ટ સ્થાન

---

છે વિશેષ માટે જુઓ આ પ્રુ. રમા. ગ્ર. (pt 3, pp 183-196)મા છપાયેલ ડૉ. સુનીતિકુમાર ચેટરજીનો લેખ "Jayadeva Kavi" નારાયણનો નવરસ-વર્ણન ગ્રન્થ રાધાકૃષ્ણવિહાર નવે રસોના દૃષ્ટાન્તરૂપે વર્ણવે છે

૧ આ કૃતિના પ્રત્યેક મુક્તકોમા એના કર્તાના વતનનુ સૂચન છે. ' આલ-મ્બ્યાહ્નગ ' પ્રતીકના શ્લોક ઉપરની વેમ ભૂપાલની શૃંગારદીપિકા ટીકામા નાયિકાના ઉત્તરીયના છેડાને ' સવ્ય ' વિશેષણ લગાડાયુ છે ( જુઓ પ૦ ઐ૦ આ૦નું પૃ. ૨૩૭ ) ૨ "અમરુશતકની અપૂર્વતા કવિની હયાતીમા તેના નિર્માણ-કાળે અકાદ ને સત્કારાઇ હતી." કાવ્યમીમાંસા (અ. ૧૦, પૃ ૫૫)મા ભારવિ, મેંઠ અને કાલિદાસ ( દ્વિતીય )ના જેટલો જ અમરુનો સત્કાર થયાનો ઉલ્લેખ છે. ૩ જુઓ ૧૯૪૬ની નાગપુરની ૧૩મી All India Oriental Conference માટેનો પ્રો. વી. વી મિરાશીનો નિબન્ધ "The Original name of the Gāthāsaptasatī". IHQ ( XXIII, 4, 300-310 )મા સમય વિષે એમનો લેખ છે ૪ ડિંગળના કવિ સૂર્યમલ્લે વીરરસથી તરબોળ ૭૦૦ દુહાઓ-વાળી વીરસતસઈ રચી છે. આ રાજસ્થાની સાહિત્યની ઉત્તમ કૃતિ ગણાય છે. ગુજરાતીમા દયારામે સતસયા અને દલપતરામે દલપતસતસઈ રચેલ છે. સમયસુન્દરકૃત ગાથાસહસ્રીની રચના ગા. સ.ને આભારી હશે એમ લાગે છે. ૫ ૫૦ ઐ૦ આ૦(પૃ. ૨૩૬-૭)મા ' મુક્તક ' વિષે એ ઉલ્લેખ છે કે " શાસ્ત્રમા સૂત્ર અને કાવ્યમા મુક્તક તે સંસ્કૃત સાહિત્યની વિશિષ્ટ સૃષ્ટિ છે. પૃથ્વી પરની બીજી પ્રૌઢ ભાષાઓમા વાઙ્મય અનેક શાખાએ વિસ્તાર પામ્યું છે; પણ તે પૈકી એકેમા સૂત્રની અને મુક્તકની કોટિનો સદર્ભ પાંગર્યો કે પાંગર્યો

સંપાદકે એ જ્યૂ કરેના છે એવી રીતે મહેશ્વરસૂરિના પંચમીમાહાત્મ્ય માંનાં સુભાષિતો ભા૦ વિ૦ (વ ૨, અ. ૨)માં છપાયા છે વિશેષમા [1]સૂક્તમુક્તાવલિમાં પણ સંસ્કૃત સુભાષિતોની સાથ સાથે કેટલાક પાઇય સુભાષિતો પણ છે. આ ઉપરાંત શ્રી ગોપાળદાસ પટેલે ચાર આગમોના એમના અનુવાદાત્મક પુસ્તકોમાં સુભાષિતો જુદાં તારવીને આપ્યા છે [2] આધુનિક સમયમાં પણ પાઇય સુભાષિતોનો સંગ્રહ કેટલાક કરે છે અને આવી ત્રણ કૃતિઓ પ્રસિદ્ધ પણ થઈ છે એક કૃતિ નામે પ્રાકૃતસૂક્તરત્નમાલા સ્વ પૂરણચંદ નાહરે તૈયાર કરી વીરસંવત્ ૨૪૪૫મા પ્રસિદ્ધ કરી છે એમા ૨૨૭ પદ્યો છે એની સંસ્કૃત છાયા અને એનો અંગ્રેજી અનુવાદ પણ અપાયા છે અંતમા પદ્યોનો અકારાદિ ક્રમ છે બીજી કૃતિ નામે પ્રાકૃત–સુભાષિતસંગ્રહ પ્રો વી એમ શાહે તૈયાર કરી છે સં ૧૯૩૫માં પ્રસિદ્ધ કરી છે[3] ત્રીજી કૃતિ તે આગમીયસૂક્તાવલ્યાદિ છે[4] આમા આગમોદ્ધારકે આગમોમાથી તારવેલા પાઠ વિષયો પૈકી આગમીય–સૂક્તાવલી છે

---

૧ આના સંપાદક મહારાજે પાઇય સુભાષિતોની સંસ્કૃત છાયા આપેલી છે
૨ જુઓ ' મહાવીરસ્વામીનો આચારધર્મ' [ જૈન આચારાંગ નો છાયાનુવાદ ] ના પૃ. ૧૯૩–૨૦૩, ' મહાવીરસ્વામીનો સંયમધર્મ [ જૈન આગમ 'સૂત્રકૃતાગ નો છાયાનુવાદ ] ના પૃ ૨૪૧–૨૫૦, 'મહાવીરસ્વામીનો અંતિમ ઉપદેશ [ શ્રીઉત્તરાધ્યયનસૂત્રનો છાયાનુવાદ ] ના પૃ ૨૭૩–૨૮૧ અને ' સમીસાજનો ઉપદેશ [ શ્રીદશવૈકાલિકસૂત્ર ] ' ના પૃ ૧૩૮–૧૪૬ ૩ આમા ૫૦૧ પદ્યો અનુવાદ સહિત અપાયેલા છે એ પદ્યો એની પ્રસ્તાવનામા સૂચવાયા મુજબ પઉમચરિય, સમરાઇચ્ચકહા, સુરસુંદરીચરિય, સુપાસનાહચરિય, કુમારવાલપડિબોહ, ઉત્તરજ્ઝયણ, દમયંતીચરિય, ગઉડવહ, સેઉબંધ, કુમ્માપુત્તચરિય, સિરિવાલકહા, કપ્પૂરમંજરી, ઉપદેશરત્નકોશ, સંબોધસિત્તરી, વૈરાગ્યશતક, જૈન આગમોની ટીકા અને નાહરકૃત પ્રાકૃતસૂક્તરત્નમાલામાથી પસંદ કરાયા છે ૪ આ આગમોદ્ધારસંગ્રહ ભા ૮ તરીકે જૈન પુસ્તક પ્રચારક સંસ્થા તરફથી વિ સં ૨૦૦૫મા પ્રસિદ્ધ થયેલ છે આમા પહેલા ૪૯ પત્રોમા આગમીય સૂક્તાવલી છે, પત્ર ૪૯–૫૦મા આગમીય સુભાષિત, પત્ર ૫૦–૫૧મા આગમીય સંગ્રહશ્લોક અને પત્ર ૫૧–૭૪મા આગમીય લોકોક્તિ છે

રાજનીતિ—જૈ. ગ્ર. (પૃ. ૩૩૯)માં દેવીદાસે રચેલી રાજનીતિ નામની એક પાઇય કૃતિનો ઉલ્લેખ છે. એના નામ ઉપરથી એ રાજાની નીતિ ઉપર પ્રકાશ પાડનારી કૃતિ હશે. કદાચ એમાં પણ સુભાષિત હશે.

વિજ્જાપરિવાડી—આ નીતિને અંગેની કૃતિ છે કે કેવળ સુભાષિતોને તે જાણવું બાકી રહે છે. આની એક હાથપોથી પાટણના ભંડારમાં છે.

## અનેકાર્થી સાહિત્ય

**આવસ્સયનિજ્જુત્તિ** (ગા. ૩૩૬)—જૈન માન્યતા મુજબ જૈન આગમોનું પ્રત્યેક સુત્ત ચરણકરણાનુયોગ, ધર્મકથાનુયોગ, ગણિતાનુયોગ અને દ્રવ્યાનુયોગ એમ ચચ્ચાર અનુયોગોથી અલંકૃત હતું એટલે કે પ્રત્યેક સુત્તના ચચ્ચાર અર્થો થતા હતા, પરંતુ આર્યરક્ષિતસૂરિએ અમુક સુત્તને અમુક અનુયોગ સાથે જ સંબદ્ધ ગણવું એવું પ્રતિપાદન કર્યું ત્યારથી દરેકના ત્રણ ત્રણ અનુયોગો ધીરે ધીરે વ્યુચ્છિન્ન થયા. પૂર્વે પ્રત્યેક સુત્તના ચાર ચાર અનુયોગ હતા એ માન્યતાના સમર્થનાર્થે આવસ્સયની નિજ્જુત્તિ (ગા. ૩૩૬)ની ચાર અનુયોગપૂર્વકની વ્યાખ્યા[1] જિનપ્રભસૂરિએ આપી છે તેનો નિર્દેશ થઈ શકે.

**દસવેયાલિય** (ગા. ૧)—દસવેયાલિયની આદ્ય ગાથાનો પ્રચલિત અર્થ ઉપરાંત એ [2]સુવર્ણસિદ્ધિ પર પ્રકાશ પાડનારી ગાથા છે એમ એના અન્ય અર્થ ઉપરથી જોઈ શકાય છે.[3]

**નમો અરિહંતાણં**—પંચમંગલસુયક્ખંધના આ આદ્ય પદના ૧૧૦ અર્થો ગુણરત્ન મુનિએ દર્શાવ્યા છે.[4]

---

આગમીય સૂક્તાવલી વગેરેમાં જે સંસ્કૃત વાક્યો છે તે આગમોના વિવરણાત્મક સાહિત્યમાંથી ઉદ્ધૃત કરાયેલાં છે. કેટલીક લોકોક્તિ પણ સુભાષિતરૂપ છે.

૧ જુઓ મેં સંપાદિત કરેલી અર્થરત્નાવલી (પૃ. ૧૨૭-૧૩૩) ૨ આ સંબંધમાં જુઓ ઉ૦ ૨૦ની મારી ભૂમિકા (પૃ. ૧૯-૨૦) તેમજ અહીંના "પ્રભાકર" (સાપ્તાહિક)ના તા. ૨૦-૧૧-૪૯ના અંકમાં છપાયેલો મારો લેખ નામે "સુવર્ણ-સિદ્ધિ અને સુવર્ણ-પુરુષ". ૩ જુઓ ચતુર્વિંશતિપ્રબન્ધનો મારો ગુજરાતી અનુવાદ (પરિશિષ્ટ ૩, પૃ. ૨૪૧) ૪ જુઓ અ૦ ૨૦ (પૃ. ૧૦૩-૧૧૮). ૧૧૮મું પૃષ્ઠ જોતાં આના કર્તા હર્ષકુલગણિ હોય એમ જણાય છે. આમ એક જ કૃતિના કર્તા તરીકે બે ભિન્ન ભિન્ન વ્યક્તિઓનો ઉલ્લેખ મળે છે.

'સવ્વત્થ'ના અર્થ—ગુણવિનયગણિએ 'सव्वत्थ' શબ્દના ૧૧૭ અર્થો કર્યા છે.[1]

'[2]પરવાયા'ના અર્થ—રત્નશેખરસૂરિએ અર્થદીપિકામાં મંત્રીની પુત્રી નિપુણતાની કથામાં વાદીએ પૂછેલા ૫૬ અર્થો નીકળે એવો ચાર અક્ષરનો શબ્દ જણાવવા (પત્ર ૧૨૭આ–૧૨૮અ) કહ્યું અને નિપુણાએ વાદી તરફથી સૂચવાયેલા ૫૬ અર્થોનો દ્યોતક परवाया શબ્દ રજૂ કર્યો.[3]

ઉવસગ્ગહરથોત્ત—પાર્શ્વનાથ, પાર્શ્વ યક્ષ, પદ્માવતી અને ધરણ ઇન્દ્ર એમ ચારેને ઉદ્દેશીને આ એક જ સ્તોત્રના ચચ્ચાર અર્થો જિનપ્રભસૂરિએ અર્થકલ્પલતા નામની વૃત્તિમાં સૂચવ્યા છે.[4]

ઉવએસમાલા (ગા. ૫૧)—ધર્મદાસગણિએ રચેલી ઉવએસમાલાની ૫૧મી ગાથાના ૧૦૧ અર્થો લાવણ્યધર્મના શિષ્ય ઉદયધર્મગણિએ દર્શાવ્યા છે. પાંચ પરમેષ્ઠી, છ કાયની રક્ષા, આઠ પ્રવચનમાતા, મુનિધર્મના દસ પ્રકારો, ગણધરો વગેરેને ઉદ્દેશીને આ અર્થો યોજાયા છે.

'[5]તત્તી સીઅલી'વાળું પદ્ય—બપ્પભટ્ટિસૂરિપ્રણીત तत्ती सीअली-વાળા પદ્યના ૧૦૮ અર્થો થાય છે એમ પ્રભાવકચરિત (પૃ. ૯૦)માં પ્રભાચન્દ્રસૂરિએ કહ્યું છે અને એમણે ચાર અર્થો કરી પણ બતાવ્યા છે.[6]

---

૧ જુઓ અ૦ ૨૦ (પૃ. ૯૧–૯૮). ૨ એજન, પૃ. ૯૯–૧૦૨. ૩ સોમવિમલસૂરિએ વિ. સં. ૧૬૩૨માં રચેલા 'ચસિમા'–શબ્દ-શતાર્થી–સ્વાધ્યાયમાં 'ચસિમા'ના સો ભિન્ન ભિન્ન અર્થો છે. એમાં એક અર્થ તે 'ચશ્મા' (spectacles) છે. આ કૃતિ "બુદ્ધિપ્રકાશ" (વ. ૮૮, અં. ૩)માં ઇ. સ. ૧૯૪૧ના સપ્ટેમ્બરના અંક (પૃ. ૨૭૯–૨૮૪)માં છપાયેલી છે. ૪ જુઓ અ૦ ૨૦ના અંતમાં અપાયેલ सप्त स्मरणानि (પૃ. ૭–૨૪). ૫ આ પદ્ય નીચે મુજબ છે :—

" तत्ती सीअली मेलावा केहा, धण उत्तावली प्रिय मंदसिणेहा ।
विरहिहिं माणुसु जं मरइ तसु कवण निहोरा, कंनि पवित्तडी जणु जाणइ दोरा ॥"

અન્યાન્ય અર્થ કરવા માટે આ પદ્યના પદચ્છેદ ભિન્ન ભિન્ન રીતે કરવાના છે.
૬ જુઓ પ્રભાવકચરિત (પૃ. ૮૯–૯૦)

**સિદ્ધત્થવની અંતિમ ગાથા**—આ ચત્તારિ અટ્ઠથી શરૂ થાય છે. એના વિવિધ અર્થો દેવેન્દ્રસૂરિએ દર્શાવ્યા છે[1] તેમજ વિનયવિજય-ગણિએ પણ ચૌદ પરિપાટીરૂપે દર્શાવ્યા છે.[2]

**વીરથુઈ**—પાદલિપ્તસૂરિની ગાહાજુયલેણથી શરૂ થતી આ સ્તુતિ સુવર્ણસિદ્ધિસૂચક પણ છે.[3]

## ચરણકરણાનુયોગ ઇત્યાદિ

**દસવેયાલિય**—આ શય્યંભવસૂરિએ અ૦ મા૦માં રચેલું સુત્ત સાધુઓની [4]અહિંસક જીવન-ચર્યા ઉપર વેધક પ્રકાશ પાડે છે

**પંચસુત્ત**—જૈન દૃષ્ટિએ વૈરાગ્યનું સેવન—દીક્ષા એ મોક્ષનો માર્ગ છે. આ વિષય અ૦મા૦મા ગદ્યમા રચાયેલા **પંચસુત્ત**મા પાચ અધિકાર દ્વારા દર્શાવાયો છે. પાપનો નાશ કરી ગુણરૂપ બીજને ધારણ કરવું એ પ્રથમ અધિકાર છે, સાધુ-ધર્મની ભાવના ભાવવી એ બીજો અધિકાર છે; દીક્ષા ગ્રહણ કરવાનો વિધિ એ ત્રીજો અધિકાર છે; દીક્ષા રૂડી રીતે પાળવી એ ચોથો અધિકાર છે; અને એ દીક્ષા બરાબર પાળવાથી મળતુ ફળ એ પાચમો અધિકાર છે આ **પંચસુત્ત**ના કર્તાનું નામ જાણવામા નથી એના ઉપર યાકિની મહત્તરાના ધર્મસૂનુ તરીકે

૧ જુઓ જૈનધર્મવરસ્તોત્રાદિની મે સંપાદિત કરેલી આવૃત્તિ (પૃ. ૧૪૩-૮). ૨ એજન, પૃ. ૧૩૯-૧૪૩. ૩ જુઓ ચતુર્વિંશતિપ્રબન્ધનો મારો ગુજરાતી અનુવાદ (પરિશિષ્ટ ૧, પૃ. ૨૨૩-૨૨૮). ૪ અહિંસા એ જૈન જીવનની સાથે ઓતપ્રોત છે. એને તેમજ પ્રસ્તુત નીતિવિષયક અન્ય સદ્ગુણોને લક્ષીને કઇ કઇ કૃતિઓ, લેખો ઇત્યાદિ અંગ્રેજી, પાઇય, સં., ગુ., અને હિંદીમા છપાયાં છે તેની વિસ્તૃત સૂચી મેં મુંબઈ વિદ્યાપીઠ તરફથી સંશોધન-દાન મળતા તૈયાર કરાયેલ "The Doctrine of Ahimsā in the Jaina Canon" નામની મારી લેખમાળાના ત્રીજા પરિશિષ્ટરૂપે આપી છે. એ JUB (Arts No. 24)મા છપાઇ છે. એમા પૃ. ૧૦૧-૩મા અહિંસાને લગતી અ૦ મા૦, મ૦ અને શૌ૦ કૃતિઓની નોંધ છે.

સુવિખ્યાત હરિભદ્રસૂરિએ સંસ્કૃતમાં [1]ટીકા રચી છે [2]

ભગવઈ આરાહણા—શિવાર્ય ઉર્ફે શિવકોટિએ જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ એ નામની ચાર આરાધના તેમજ સલેખના, સમાધિમરણ અને શ્રાવકનાં વ્રતો એ બાબતો જ૦ સો માં ૨૧૫૦ ગાથામાં આઠ પ્રકરણોમાં આલેખી છે. આ સંગ્રહ-ગ્રંથ છે અને એના કર્તા ( યોજક ) કુન્દકુન્દ, ઉમાસ્વાતિ અને સમન્તભદ્ર અને સંભવતઃ કાર્તિકેયની પછી થયા છે એમ પ પરમાનન્દે કહ્યું છે [3] આ કૃતિ ઉપર એક પાઇયમાં [4]ટીકા છે.

[5]મૂલાચાર—બાર અધ્યાયમાં વિભક્ત અને જ. સો.માં પદ્યમાં રચાયેલ આ કૃતિના કર્તા વટ્ટકેર છે અને કેટલાકને મતે કુન્દકુન્દ છે. આ સાધુઓના જીવન ઉપર પ્રકાશ પાડે છે. આને કેટલાક 'આચારાંગસૂત્ર' કહે છે. એનુ સંતુલન નિયાદિની દૃષ્ટિએ નિજ્જુત્તિઓ સાથે થવુ ઘટે.

પંચવત્થુ—હરિભદ્રસૂરિએ આ પદ્યાત્મક કૃતિ દ્વારા દીક્ષા અને

---

૧ આ મૂળ સહિત જૈ. આ સ તરફથી ૨૦મા ગ્રન્થ તરીકે વિ. સં. ૧૯૭૭મા છપાઇ છે મૂળ અગ્રેજી અનુવાદ, ટિપ્પણો, પ્રસ્તાવના અને શબ્દકોશ સહિત ડૉ. ઉપાધ્યે તરફથી ઇ સ. ૧૯૩૪મા છપાયુ છે. પ્રો વી એમ. શાહ તરફથી મૂળ સસ્કૃત છાયા, અંગ્રેજી અનુવાદ, ટિપ્પણ અને પ્રસ્તાવના સહિત ઇ. સ. ૧૯૩૪મા છપાયુ છે. પંચસુત્ત છાયા, ગુ. શબ્દાર્થ અને ભાવાર્થ સાથે જૈ ધ પ્ર. સ. તરફથી વિ. સં. ૧૯૮૩મા છપાયું છે. ૨. ડૉ. ઉપાધ્યેએ અગ્રેજી ટિપ્પણોમા હરિભદ્રસૂરિના કેટલાક કથનોની વિરુદ્ધ મત ઉચ્ચાર્યો છે કેટલાક ટિપ્પણોમાં એમણે જૈન પારિભાષિક શબ્દોની વિલક્ષણ સમજણ આપી છે. ૩ જુઓ "અનેકાન્ત" ( વ ૨, કિ. ૬ )મા છપાયેલો એમનો લેખ "ભગવતી આરાધના ઔર શિવકોટિ." ૪ વિજયોદયા અને મૂલારાધનાદર્પણ એ બે ટીકાઓ મૂળ સહિત "દેવેન્દ્રકીર્તિગ્રન્થમાલા"મા પ્રસિદ્ધ થઈ છે. ૫ વસુનન્દિની સં. ટીકા સહિત આ કૃતિ માણિકચન્દ્ર દિગંબર ગ્રન્થમાલામા ગ્રન્થાક ૧૯ અને ૨૩ તરીકે વિ સ. ૧૯૭૭ અને ૧૯૮૦મા અનુક્રમે છપાયેલ છે અનન્તકીર્તિ દિગબર જૈન ગ્રન્થમાલામા ઇ સ. ૧૯૧૯મા આ મૂળ કૃતિ હિન્દી અનુવાદ અને મૂળની ગાથાના અકારાદિ ક્રમ સહિત છપાયેલ છે. "અનેકાન્ત" ( વ. ૨, કિ. ૫ )માં ૫૦ પરમાનંદનો "મૂલાચાર સગ્રહ ગ્રન્થ હૈ" એ નામનો લેખ છે.

સાધુના આચારની મીમાંસા રજૂ કરી છે.[1]

## સાગાર-ધર્મ

**વંદિત્તુસુત્ત, સાવયપણ્ણત્તિ અને સાવગધમ્મ( વિહિ )**—જૈન દૃષ્ટિએ ધર્મના બે પ્રકારો છે: (૧) અગાર-ધર્મ અને (૨) અનગાર-ધર્મ. જૈન સાહિત્યની અને ખાસ કરીને આગમિક સાહિત્યની પ્રૌઢ અને પ્રાચીન કૃતિઓ રચનારા અનગારો યાને મુનિવરો છે. એમણે પ્રાયઃ સાધુજીવનને અંગે લખ્યુ છે. જૈન ગૃહસ્થો યાને અગાર-ધર્મીઓ માટે તો છૂટીછવાઇ કૃતિઓ જ. મ માં છે. એ સોમાં [2]વંદિત્તુસુત્ત સૌથી પ્રાચીન હોય એમ લાગે છે. એમ ન જ હોય તો હરિભદ્રસૂરિકૃત **સાવયધમ્મસમાસ** યાને **સાવયપણ્ણત્તિ** પ્રાચીનતમ ગણાય ( કેમકે વ૦ હિંડીમા નિર્દેશાયેલી **સાવયપણ્ણત્તિ** તો મળતી નથી ). એમા ૪૦૧ પદ્યો છે. આ કૃતિમા શ્રાવકના બાર વ્રતો અને એના અતિચારોનુ [3]નિરૂપણ છે. આ જ વિષય આ હરિભદ્રસૂરિએ ૧૦૨ ગાથામા જ૦ મ૦મા રચેલી **સાવગધમ્મ(વિહિ)**માં આલેખ્યો છે આ કૃતિને માનદેવસૂરિએ આ ઉપરની પોતાની સ [4]વૃત્તિમા **શ્રાવકધર્મતન્ત્ર** કહેલ છે

**પંચાસગ**—૧૯ પચાસગોમા પદ્યમા રચાયેલી આ કૃતિના કર્તા ઉપર્યુક્ત હરિભદ્રસૂરિ છે. આમા શ્રાવકધર્મ, દીક્ષા, ચૈત્યવંદન, પૂજા ઇત્યાદિ બાબતો છે. ઉત્તરાર્ધમા સાધુઓને લગતી હકીકત છે આ કૃતિના

---

૧ દે. લા. જૈ પુ. સસ્થા તરફથી સ્વોપજ્ઞ સ વૃત્તિ સહિત મૂળ ઇ સ. ૧૯૩૨મા છપાયુ છે ૨ અહી જે "શ્રીવર્ધમાન જૈન તામ્રપત્રાગમ-મંદિર" બધાયુ છે તેમા આ સુત્તને તામ્રપત્રમા કોતરાવી સ્થાન અપાયુ છે. ૩ આ નિરૂપણ **તત્ત્વાર્થસૂત્ર** ( અ. ૭, સૂ. ૨૦-૩૧ )ના ભાષ્યથી ભિન્ન પ્રકારનું છે આને ઉમાસ્વાતિની કૃતિ તરીકે ન ગણવાનુ આ એક કારણ છે. જુઓ **પ્રશમરતિ અને સંબંધકારિકાની** મારી "ઉત્થાનિકા" (પૃ ૩૨) ૪ આ વૃત્તિ મૂળ સહિત "કેશરબાઇ જ્ઞાનમંદિર" તરફથી "શ્રાવકધર્મવિધિપ્રકરણ" એ નામથી ઇ. સ. ૧૯૪૦મા છપાવાઇ છે. એમા ગુ.મા નિવેદન ને વિષયોની નોંધ છે. મૂળની ગાથાનો તથા વૃત્તિગત પદ્યોના અકારાદિ ક્રમ તેમજ સ. છાયા પણ અપાયેલા છે

પ્રથમ પંચાસગ ઉપર યશોદેવસૂરિએ વિ. સં. ૧૧૭૨માં જ. મ.માં ચુણ્ણિ રચી છે, અને એમાં એમણે અભયદેવસૂરિએ વિ. સં. ૧૧૨૪માં રચેલી સં. વૃત્તિનો ઉપયોગ કર્યો છે.

[1]**સંબોહપયરણ**—તત્ત્વપ્રકાશ એવા અપર નામે ઓળખાવાતી આ કૃતિ હરિભદ્રસૂરિએ પ્રાય ૭૦ મ૦માં પદ્યમાં રચી છે. એમાં શ્લો. ૧-૩૭૫માં દેવનું સ્વરૂપ, શ્લો. ૧-૧૭૧માં કુગુરુ વિષેનું વક્તવ્ય, શ્લો. ૧-૩૫૨માં [2]ગુરુનો અધિકાર, શ્લો ૧-૧૦૨માં સમ્યક્ત્વની સમજણ, શ્લો ૧-૪૧માં અવિરત શ્રાવકનું સ્વરૂપ, શ્લો ૧-૧૧૫માં શ્રાવકોની ૧૧ પ્રતિમાઓ, શ્લો ૧-૧૫૫માં શ્રાવકના વ્રતો, શ્લો. ૧-૩૯માં સંજ્ઞા, શ્લો ૧-૨૦માં લેસ્યા, શ્લો. ૧-૧૦૯માં ધ્યાન, શ્લો. [3]૧-૫૧માં મિથ્યાત્વનો અધિકાર અને શ્લો ૧-૧૪૦માં આલોચનાનો વિષય એમ બાર બાબતોનું અહીં નિરૂપણ છે

**અણુવ્વયવિહિ**—જે ભા ગ્ર સૂ. (પૃ ૩૫)માં વિ સં ૧૧૬૯માં લખાયેલી અણુવ્વયવિહિનાં આદ્ય તેમજ અંતિમ પદ્યની નોંધ છે. એમાં શ્રાવકોના ધર્મનું અર્થાત્ અણુવ્રતોના સ્વરૂપનું નિરૂપણ છે. દેવગુપ્તસૂરિએ શ્રાવકાનન્દકારિણી નામની ટીકા( પત્ર ૧૫આ )માં જે અણુવ્રતવિધિ નામની પોતાની કૃતિની ભલામણ કરી છે તે આ જ હશે

**સાવયવિહિ**—જિનપ્રભસૂરિએ દોહા છંદમાં ૩૨ પદ્યમાં 'અપભ્રંશ'માં આ કૃતિ રચી છે.

**સાવયવય**—દેવસૂરિના શિષ્ય મુનિચન્દ્રસૂરિએ આ પાઇય કૃતિ રચી છે એમાં શ્રાવકોના વ્રત વિષે અધિકાર છે

---

૧ "જૈન ગ્રન્થ પ્રકાશકસભા" તરફથી ઇ. સ ૧૯૧૬માં આ પ્રસિદ્ધ થઈ છે
૨ યશોવિજયગણિએ ૪ મ.માં પદ્યમાં ગુરુતત્ત્વવિણિચ્છય રચી એને સ્વોપજ્ઞ સં. વૃત્તિથી અલંકૃત કરેલ છે આ મૂળ તેમજ વૃત્તિ જૈ આ. સ. તરફથી વિ સં. ૧૯૮૨માં છપાયેલ છે. ૩ શ્લો. ૫-૧૨ સંસ્કૃતમાં છે

[1]**નવપયપયરણ**—દેવગુપ્તસૂરિએ આ પ્રકરણ ૧૩૭ ગાથામાં રચ્યું છે એમાં એમણે મિથ્યાત્વ, સમ્યક્ત્વ, શ્રાવકનાં બાર વ્રતો અને સંલેખના એ પંદર બાબતો અંગે સ્વરૂપ, ભેદ, ઉત્પત્તિ, દોષ, ગુણ, યતના, અતિચાર, ભંગ અને ભાવના એમ નવ નવ વિગતો વિચારી છે.[2]

**ધમ્મવિહિપયરણ**—નન્નસૂરિએ મનુષ્ય-ભવની દુર્લભતા દર્શાવનાર દસ દૃષ્ટાંતો તેમજ જ્ઞાન અને દર્શન એ ગુણોની શુદ્ધિ એ બે મુખ્ય વિષયોને આમાં ગૂંથી લીધા છે. આના આદ્ય અને અંતિમ પદ્યો જે ભા. પ્ર. સૂ. (પૃ ૪૧)માં વિ સં ૧૧૯૦ની હાથપોથી ઉપરથી અપાયા છે.

[3]**ધમ્મરયણપગરણ**—વિક્રમની બારમી સદીમાં થયેલા શાન્તિસૂરિએ ૧૪૫ પદ્યોમાં શ્રાવકની યોગ્યતા કેળવવા માટેના ૨૧ ગુણો, ભાવ-શ્રાવકના ક્રિયાગત ૬ અને ભાવગત ૧૭ લક્ષણો તેમજ ભાવ-સાધુના ૭ લક્ષણો નિરૂપ્યા છે

[4]**સડ્ઢદિણકિચ્ચ**—આ નામ જ સૂચવે છે તેમ આ ૩૪૧ ગાથાની કૃતિમાં શ્રાવકોના સવારથી રાત સુધીના વર્તનને અંગેની ૨૮ બાબતો

---

૧ આના ઉપર **શ્રાવકાનન્દકારિણી** નામની સ્વોપજ્ઞ સં. વૃત્તિ છે આ વૃત્તિ સહિત મૂળ દે. લા જૈ પુ સંસ્થા તરફથી ઈ સ ૧૯૨૬માં છપાવાયું છે ૨ યશોદેવ ઉપાધ્યાયકૃત સં. બૃહદ્વૃત્તિ સહિત મૂળ દે. લા જૈ પુ સંસ્થા તરફથી ઈ સ ૧૯૨૭માં છપાવાયું છે આ બૃહદ્વૃત્તિમાં જ૦ મ૦માં કેટલીક કથાઓ છે આના સંપાદકે મૂળની ગાથાનો અકારાદિ ક્રમ આપ્યો છે તેમજ સં માં ઉપોદ્ઘાત લખ્યો છે ૩ આ કૃતિ દેવેન્દ્રસૂરિકૃત જ. મ માં રચાયેલી કેટલીક કથાઓવાળી **સુખબોધા** નામની સં. ટીકા તેમજ એ બંનેના ગુ અનુવાદ સહિત "જૈનધર્મવિદ્યાપ્રસારકવર્ગ (પાલીતાણા)' તરફથી ત્રણ ભાગમાં ઈ સ ૧૯૦૫, ૧૯૦૬ અને ૧૯૦૬માં અનુક્રમે પ્રસિદ્ધ થઈ છે, તેમજ શાન્તિસૂરિએ પોતે રચેલી સં વૃત્તિ સહિત મૂળ જૈ આ સ તરફથી વિ સં. ૧૯૩૦માં છપાયેલું છે ૪ આ કૃતિ રામચન્દ્રના શિષ્ય આનન્દવર્ધને વિ સં ૧૮૮૨માં કરેલ હિન્દી બાલાવબોધ (અનુવાદ) સહિત "બનારસ જૈન પ્રભાકર છાપખાના"માં ઈ. સ ૧૮૭૬માં છપાઈ છે અંતમાં સોળ ભાવના અને **પ્રતાપસિંઘરાસ** છપાયેલા છે.

એના કર્તા દેવેન્દ્રસૂરિએ વિચારી છે. એમણે એને સ્વોપજ્ઞ વૃત્તિથી વિભૂષિત કરેલ છે

[1]સડ્ઢવિહિ—રત્નશેખરસૂરિએ વિ સ. ૧૫૦૬મા આ કૃતિ પદ્યમા રચી અને એ જ વર્ષમા એને વિધિકૌમુદી નામની સ ટીકા વડે વિભૂષિત કરી છે આની બીજી ગાથામા સૂચવાયા મુજબ આમા શ્રાવકને અગે દિવસ, રાત્રિ, પર્વ, ચાતુર્માસ, સવત્સર અને જન્મને લગતા કૃત્યોનુ નિરૂપણ છ દ્વાર(દ્વાર) દ્વારા કરાયુ છે

[2]સડ્ઢચરિય [વર્ધમાનદેશના]—શુભવર્ધનગણિએ દસ હજાર સમા પદ્યમા ઉવાસગદસામા નિર્દેશાયેલા આનન્દ વગેરે દસ શ્રાવકોનુ આ આગમ અનુસાર નિરૂપણ કર્યું છે, અને એ દ્વારા આદર્શ-શ્રાવકનુ ચિત્ર ખડુ કયુ છે આ કૃતિની ઔપદેશિક સાહિત્યમા ગણના થઇ શકે તેમ છે

ન્યાય[3]

સમ્મઇપયરણ—પ્રમાણ નય અને સપ્તભગી એ ન્યાયના વિવિધ અગોની છૂટીછવાઇ પ્રરૂપણા નદી વિયાહ૦ વગેરે આગમોમા જોવાય છે સિદ્ધસેન દિવાકરે જ મ.મા ત્રણ કાડમા રચેલુ [4]સમ્મઇપયરણ

૧ આ કૃતિ ટીકા સહિત જૈ આ સ તરફથી વિ. સ. ૧૯૭૪મા પ્રસિદ્ધ થઇ છે આ અનેનુ હિંદી ભાષાંતર 'જૈનામૃતસમિતિ (ઉદયપુર) તરફથી ઈ સ ૧૯૩૦મા છપાયુ છે અને ગુ ભાષાંતર જૈન વિદ્યાશાળા (અમદાવાદ) તરફથી વિ સ ૧૯૫૫મા છપાયુ છે ૨ આ કૃતિ (આધુનિક) છાયા સહિત જૈ ધ પ્ર સ તરફથી બે ભાગમા વિ સ ૧૯૮૪ ને ૧૯૮૮મા અનુક્રમે છપાવાઈ છે આ કૃતિની સ પુષ્પિકામા વર્ધમાનદેશના એ નામ છે ૩ ન્યાયને લગતી જૈન કૃતિઓની સક્ષિપ્ત રેખા મે DCJM (Vol XVIII, pt I)ની પ્રસ્તાવનામા આલેખી છે ૪ મૂળ જૈ ધ પ્ર સ તરફથી ઇ સ ૧૯૦૯મા છપાયુ છે મલ્લવાદીની રચેલી ટીકા મળતી નથી. દિગબર સન્મતિએ મૂળ પર વિવરણ રચ્યુ છે પ્રદ્યુમ્નસૂરિના શિષ્ય અભયદેવસૂરિની વાદમહાર્ણવ યાને તત્ત્વબોધવિધાયિની નામની સ વૃત્તિ સહિત આ મૂળ પુરાતત્ત્વ મદિર (અમદાવાદ)થી પાચ ભાગમા વિ સ ૧૯૮૦, '૮૨, '૮૪, '૮૫ ને '૮૭મા અનુક્રમે છપાવાયુ છે મૂળ ગુ અનુવાદ, વિવેચન અને પ્રસ્તાવના સાથે "પૂજાભાઈ જૈન

ન્યાય માટે સર્વોત્તમ અને આદ્ય કૃતિ હોય એમ જણાય છે. વીરસેને **ધવલામાં** અને **જિનસેને** જયધવલામાં એનો પુષ્કળ ઉપયોગ કર્યો છે [1] એવી રીતે જડિલે **વરાંગચરિત** (સ ૨૬)માં એનો વિશેષ આશ્રય લીધો છે.

**નયચક્ર**–દિગંબરાચાર્ય દેવસેને ૮૭ ગાથામાં [2]૪ સો.માં નયો સંબંધી કૃતિ રચી છે. આને 'લઘુનયચક્ર' તરીકે ઓળખાવાય છે. એના ઉપર સં મા દેવસેને **આલાપપદ્ધતિ** રચી છે એ આલાપપદ્ધતિને કેટલાક 'નયચક્ર' તરીકે ઓળખાવે છે **માઇલ્લધવલે** વિ. સં. ૯૯૦માં **દવ્વસહાવપયાસ** નામનો ગ્રંથ ૪૫૩ ગાથામાં રચ્યો છે કે જે પૂર્વે દોહામાં હતો. એમાં નયો ઉપરાંત દ્રવ્ય, ગુણ, પર્યાય, દર્શન, જ્ઞાન, ચારિત્ર ઇત્યાદિ અનેક વિષયોનું વર્ણન છે આની સંસ્કૃત ટીકામાં આને 'દ્રવ્યસ્વભાવપ્રકાશકનયચક્ર' કહેલ છે એ ઉપરથી કે અન્ય કોઇ કારણથી આ પાઇય [3]કૃતિ 'બૃહન્નયચક્ર' તરીકે ઓળખાવાય છે

## તત્ત્વજ્ઞાન

અંગમાં રચાયેલા આગમો જૈન તત્ત્વજ્ઞાનના ભંડારરૂપ છે આ પૈકી અહીં વિયાહપ૰ અને પણ્ણવણા એ બેનો જ નિર્દેશ કરવો બસ થશે.

**પવયણસાર ઇત્યાદિ**—દિગંબરાચાર્ય કુન્દકુન્દે ૪ સો.માં [4]પવ-

---

ગ્રંથમાલા" તરફથી "સન્મતિ પ્રકરણ" એ નામથી ઇ સ. ૧૯૩૨માં પ્રસિદ્ધ થયું છે મૂળ અંગ્રેજી અનુવાદ અને પ્રસ્તાવના સાથે જૈન શ્વેતાંબર એજ્યુકેશન બોર્ડ તરફથી ઇ. સ ૧૯૩૯માં છપાવાયું છે

૧ જુઓ વરાંગચરિતની અંગ્રેજી પ્રસ્તાવના (પૃ ૨૧) ૨ પિશેલે 'જૈન શૌરસેની' એવું નામ યોજ્યું છે. જુઓ PLCIC (p 21) અહીં એવો ઉલ્લેખ છે કે આ ભાષાનો વિકાસ દક્ષિણ ભારતમાં થયો હોવો જોઇએ, કેમકે એમાં બીજી પ્રાચ્ય ભાષાના હિસાબે 'દેશી'ની બહુ થોડી અસર છે અને સં તેમજ અ મા.ની વિશેષ છે. ૩ આમાં દેવસેનકૃત **નયચક્ર** સમાઇ જાય છે આ **બૃહન્નયચક્ર** માણિક્યચન્દ્ર દિગંબર જૈન ગ્રંથમાલામાં છપાવાયું છે ૪ આ ૨૭૫ (૯૨+૧૦૮+૭૫) ગાથાની ત્રણ શ્રુતસ્કન્ધમાં વિભક્ત કૃતિ અમૃતચન્દ્રસૂરિકૃત **તત્ત્વપ્રદીપિકા** અને જયસેનાચાર્યકૃત **તાત્પર્યવૃત્તિ** એમ બે સં. વૃત્તિ તેમજ **હેમરાજકૃત**

રયણસાર નામની પદ્યાત્મક કૃતિ રચી એમાં જ્ઞાન, જ્ઞેય અને ચારિત્ર એ ત્રણ તત્ત્વો વિચાર્યાં છે એમની તત્ત્વજ્ઞાનવિષયક અન્ય સો કૃતિ તરીકે [1]પંચત્થિકાય અને (૪૧૫ કે ૪૩૯ ગાથાના) [2]સમયસારની હું નોંધ લઉં છું નેમિચન્દ્રસૂરિકૃત [3]દવ્વસંગહ, [4]ગોમ્મટસાર વગેરે જ સો કૃતિઓ છે [5]હરિભદ્રસૂરિકૃત [6]ધમ્મસંગહણિ, અજ્ઞાતકર્તૃક [7]જીવસમાસ અને નેમિચન્દ્રસૂરિકૃત [8]પવયણસારુદ્ધાર એ તત્ત્વજ્ઞાનના જ મમા

---

બાલાવબોધ-ભાષાટીકા (હિન્દી) સહિત ડૉ. ઉપાધ્યેએ સંપાદિત કરી છે એમણે મૂળનો અંગ્રેજી અનુવાદ આપ્યો છે વિશેષમાં એમણે અંગ્રેજીમાં ૧૨૬ પૃષ્ઠની પ્રસ્તાવના લખી છે, અને એમાં કુન્દકુન્દનો સમય ચર્ચી એમની મનાતી કૃતિઓ તિત્થયર-ભત્તિ વગેરે દસ ભત્તિઓ, દંસણ-પાહુડ ઇત્યાદિ આઠ પાહુડો, બારસ-અણુવેક્ખા, નિયમસાર, પંચત્થિકાય(સાર) અને શુદ્ધ નિશ્ચય દૃષ્ટિને રજૂ કરનાર સમયસારનો સંક્ષિપ્ત અને સમીક્ષાત્મક પરિચય આપ્યો છે આનું પ્રકાશન "પરમશ્રુતપ્રભાવકમંડળે (મુંબઈ) ઈ સ ૧૯૩૫માં કર્યું છે

૧ આ સ્વતંત્ર રચનાને બદલે ઓછેવત્તે અંશે સંગ્રહાત્મક કૃતિ જણાય છે એમાં ૧૭૩ ગાથાઓ છે એ બે સુયક્ખંધ (શ્રુતસ્કંધ)માં વિભક્ત છે આ પ્રો ચક્રવર્તીની અંગ્રેજી પ્રસ્તાવના સાથે ઇ સ ૧૯૨૦માં છપાઈ છે ૨ આને અમૃતચન્દ્રે નાટક કહ્યો છે અને આ કૃતિને અંગે નાટકને અનુરૂપ પૂર્વરંગ, અંક ઇત્યાદિ પરિભાષાનો એમણે ઉપયોગ કર્યો છે કેટલાક આ કૃતિ, પવયણસાર અને પંચત્થિકાયને 'નાટકત્રયી' કહે છે સમયસાર જૈનીના અંગ્રેજી અનુવાદ સાથે SBJમાં ઇ સ ૧૯૩૦માં છપાયો છે, જ્યારે અમૃતચન્દ્ર અને જયસેનની સં ટીકા સાથે "સનાતન જૈન ગ્રન્થમાલા'માં ઇ સ ૧૯૧૪માં છપાયો છે ૩ આ ૫૮ ગાથાની કૃતિ બ્રહ્મદેવની સં ટીકા, તેમજ એસ સી ઘોષાલના અંગ્રેજી અનુવાદ, ટિપ્પણો અને પ્રસ્તાવના સાથે S B Jમાં આરાથી ઇ સ ૧૯૧૭માં પ્રસિદ્ધ થઇ છે ૪ 'પંચસંગહ' એવા નામાન્તરવાળી, જીવ-કંડ (કાંડ) અને કમ્મ(કર્મ)કંડ એવા બે વિભાગોમાં વિભક્ત અને ૧૭૦૫ (૭૩૩+૯૭૨) ગાથાઓમાં રચાયેલી આ કૃતિ સ્વ જગમંદરલાલ જૈનીના અંગ્રેજી અનુવાદાદિ સહિત S B Jમાં ઇ સ ૧૯૨૭માં પ્રસિદ્ધ થઇ છે ૫ જુઓ અ જૈ પ (ખંડ ૨)-નો ઉપોદ્ઘાત (પૃ ૧૦-૭૩ ને ૧૦૩-૪) ૬ એજન, પૃ ૨૫-૬ ૭ ૨૬૭ ગાથાની આ કૃતિ હેમચન્દ્રસૂરિની સં ટીકા સહિત આ. સ. તરફથી ઇ સ ૧૯૨૭માં છપાવાઇ છે ૮ ૧૫૯૯ ગાથામાં રચાયેલી અને ધર્મકથાનુયોગ સિવાયના ત્રણે અનુયોગ સાથે ઓછેવત્તે અંશે સંબંધ ધરાવનારી આ કૃતિ સિદ્ધસેનસૂરિની

રચાયેલા ઉત્તમ ગ્રંથો છે **વિસેસા૦** જૈન તેમજ અજૈન મન્તવ્યોના અદ્ભુત નિરૂપણરૂપ છે જિનભદ્રગણિએ ૪૩૮ ગાથામાં [1]**વિસેસણવઈ** રચી છે એમાં કેટલીક વિસંવાદી બાબતોનો ખુલાસો કરાયો છે જિનેશ્વરસૂરિએ ૧૦૧ ગાથામાં [2]**પંચલિંગી** રચી છે એમાં સમ્યક્ત્વના ઉપશમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિક્ય એ પાંચ લિંગોનું નિરૂપણ છે હરિભદ્રસૂરિકૃત **વીસવીસિયા** જૈન તત્ત્વજ્ઞાન અને આચાર પર પ્રકાશ પાડે છે

## [3]કર્મ-સિદ્ધાન્ત

કર્મનું સ્વરૂપ જૈન ગ્રંથોમાં ખૂબ જ વિચારાયું છે શિવશર્મસૂરિકૃત [4]**કમ્મપયડિ** અને [5]**સયગ**, પાર્શ્વર્ષિના શિષ્ય ચંદ્રર્ષિએ રચેલ [6]પંચ-

સં ટીકા સાથે દે લા જૈ પુ સંસ્થા તરફથી બે ભાગમાં ઇ સ ૧ ૨૨ ને ૧૯૨૬માં અનુક્રમે પ્રસિદ્ધ કરાઇ છે આ કૃતિ સાથે સરખાવવા લાયક અને અમુક અંશે પૂરક એવી કૃતિ તે **પ્રદ્યુમ્નસૂરિએ** ૯૦૦ ગાથામાં રચેલું અને સં છાયા સાથે આ સં તરફથી ઇ સ ૧૯૨૩માં છપાવાયેલું **વિચારસારપયરણ** છે

૧ આ ઋ કે શ્વે સંસ્થા તરફથી **વીસવીસિયા** ઇ સાથ ઇ સ ૧૯૨૭માં પ્રસિદ્ધ થઇ છે ૨ આ કૃતિ જિનપતિસૂરિકૃત સં ટીકા અને જિનપાલગણિકૃત સં ટિપ્પણી સહિત "જિનદત્તસૂરિ પ્રાચીન પુસ્તકોદ્ધાર સંસ્થા તરફથી ઇ સ ૧૯૧૯માં પ્રસિદ્ધ થઇ છે ૩ જૈન આગમોમાં આ સિદ્ધાન્ત વિષે કેટલીક બાબતો છૂટીછવાઇ વિચારાઈ છે એમાં પણ્ણવણાના ૨૩-૨૭ પયમાં અ મ મા કરાયેલું નિરૂપણ નોંધપાત્ર છે ૪ ૪૧૫ ગાથામાં આઠ કરણો ઉપર પ્રકાશ પાડનારી આ કૃતિ ચુણ્ણિ તેમજ **મલયગિરિસૂરિએ** અને યશોવિજયગણિએ રચેલી સં વૃત્તિઓ સહિત શ્રી ખૂબચંદ પાનાચંદે ડભોઇથી ઇ સ ૧૯૨૭માં છપાવી છે મૂળ સં. છાયા તેમજ પં ચંદુલાલકૃત ગુ અન્વયાર્થ અને ભાવાર્થ સાથે શ્રી માણેકલાલ ચુનીલાલ તરફથી ઈ સ ૧૯૩૮માં છપાવાયું છે ૫ **મલયગિરિસૂરિની** સં ટીકા સહિત આ કૃતિ જૈ આ સં તરફથી ઇ સ ૧૯૪૦માં છપાવાઇ છે સાથે સાથે આ જ પુસ્તકમાં દેવેન્દ્રસૂરિકૃત પાંચમો નવ્ય કર્મગ્રંથ નામે **સયગ** અને એની સ્વોપજ્ઞ ટીકા પણ અપાયા છે ૬ **સયગ, સત્તરિ, કસાયપાહુડ, છકમ્મ** અને **કમ્મપયડિ** એ પાંચ પ્રાચીન કૃતિઓના સંગ્રહ કે સારરૂપ અને યોગોપયોગ-માર્ગણા બંધક, બદ્ધવ્ય બંધહેતુ અને બંધવિધિ એ પાંચ દ્વારને ૯૬૩ ગાથામાં રજૂ કરતી આ કૃતિ સ્વોપજ્ઞ સં વૃત્તિ સહિત આ સ. તરફથી ઇ. સ ૧૯૨૭માં

શૂન્યવસ્થિ, શૂન્યયુતિ, ખગોળ વગેરે વિવિધ અંગો છે. આ પૈકી ખગોળ સંબંધી મુખ્યતયા કેટલીક હકીકતો સૂરપણ્ણત્તિ, ચંદપણ્ણત્તિ અને જોઇસકરંડગ એ ત્રણ આગમોમાં જોવાય છે.[1] ગણિતના બીજાં ઘણાં અંગો માટે કોઈ સ્વતંત્ર કૃતિ જાણવામાં નથી. આર્યભટ્ટ પહેલાએ રચેલ આર્યભટીય (ગણિતપદ, શ્લો. ૧૦) ઉપર જે ભાસ્કરકૃત ટીકા છે તેમાં મ.માં ગૂંથાયેલી ત્રણ ગાથાઓ છે. એ ઉપરથી શ્રી બિભૂતિભૂષણ દત્તે એવું અનુમાન દોર્યું છે કે એ કોઈ પાઇયમાં રચાયેલા અંકગણિતની હોવી જોઈએ.[2] સૂયગડનિજ્જુત્તિ (ગા. ૨૮)-ની ટીકા (પત્ર ૯ આ)માં શીલાંકસૂરિએ ભંગો સાથે સંબંધ ધરાવનારાં ત્રણ સૂત્રાત્મક નિયમો (formulæ) આપ્યા છે તે પૈકી એક મ.માં છે.[3] એ કોઈ બીજગણિતનો ગ્રંથ આ ભાષામાં રચાયો હશે એમ સૂચવે છે.

મુનિસુંદરસૂરિકૃત [4]અંગુલસિત્તરિ એ પણ ગણિતનો ગ્રંથ ગણાય તેમ છે. એની ભાષા જ. મ. છે. ધવલામાં ગણિતવિષયક કેટલીક હકીકત છે. આ ધવલાનો કેટલોક ભાગ મ.માં તો કેટલોક જ. શૌ.માં છે.

---

નિજ્જુત્તિની 'गणिय'થી શરૂ થતી ગા. ૭૯ની ટીકા (પત્ર ૩૮૬ અ)માં શીલાંકસૂરિએ 'गणितविषये—बीजगणितादौ'' એમ કહ્યું છે. ઠાણ (સુ. ૭૪૭)ના "गणियस्स य बीयाण"ની વૃત્તિ (પત્ર ૪૪૯ આ)માં અભયદેવસૂરિએ "गणितस्य.. च.. बीजानाम्" એ પંક્તિ દ્વારા બીજગણિતનો ઉલ્લેખ કર્યો છે.

૧ જીવાજીવાભિગમ ને જંબુદ્દીવપણ્ણત્તિમાં પણ ઘણી ખગોળવિષયક હકીકતો છે. ૨ જુઓ એમનો લેખ નામે "A Lost Jaina Treatise on Arithmetic". આ લેખ The Jaina Antiquary (Vol. II, No. 2)માં છપાયેલો છે. ૩. જુઓ ગણિતતિલકની મારી અંગ્રેજી પ્રસ્તાવના (પૃ. ૧૩). ૪. આ ૭૦ ગાથાની કૃતિ "મહાવીર જૈન સભા" (ખંભાત) તરફથી ઇ. સ. ૧૯૧૮માં છપાઈ છે. ૫ કસાયપાહુડના 'પ્રદેશવિભક્તિ' નામના અધિકારમાં એક સ્થળે નીચે મુજબ ઉલ્લેખ છે:—

"ण परियम्मेण विवहिचारो तत्थ कलासंखाए विवक्खाभावादो" અર્થાત્ પરિકર્મ સાથે વ્યભિચાર આવતો નથી, કેમકે એમાં કલાની સંખ્યાની

જ મ મા ગૂથાયેલ [1]જમ્બુદ્દીવકરણચુણ્ણિ, ક્ષમાશ્રમણ [2]જિનભદ્રગણિકૃત [3]ખેત્તસમાસ અને [4]સંગહણિ તેમજ રત્નશેખરસૂરિકૃત [5]ખિત્તવિયારાણુમા ગણિત સબધી કેટલોક વિષય છે. એવી રીતે [6]તિલોયપણ્ણત્તિ ( મહા૦ ૧, ગા ૧૧૭; મહા૦ ૨, ગા ૮૧, ૮૩ ને ૮૪ ) પણ અશતઃ ગણિત સબધી માહિતી પૂરી પાડે છે.

---

વિદ્યમાન નથી આ ઉપરથી જયધવલા ( ભાગ ૧ )ની પ્રસ્તાવના ( પૃ. ૩૪ )માં એવું અનુમાન દોરાયું છે કે આ પરિકર્મ ગણિતશાસ્ત્રનો ગ્રથ છે અને એનો ઉલ્લેખ ધવલામા અનેક સ્થળે છે. એમાથી અવતરણો ધવલામા અપાયેલા છે. ધવલાના ઇ. સ ૧૯૪૨મા પ્રકાશિત ભા ૪મા ડૉ એ એન સિંઘનો "Mathematics of Dhavalā" નામનો ૨૪ પૃષ્ઠનો લેખ છપાયો છે.

૧ આમા જમ્બુદ્દીપને અગેની ગણતરીઓ છે ૨ જીયકપ્પની સિદ્ધસેનસૂરિકૃત ચુણ્ણિ ( શ્લો ૫-૧૦ )મા આ ક્ષમાશ્રમણની પ્રશસા છે એ૦ ૭મા એમને સ્વ-સમય ( આચાર ), પર-સમય, આગમ, લિપિ, ગણિત, છંદ અને શબ્દ(શાસ્ત્ર) ઉપર અનુયોગ અર્થાત્ વ્યાખ્યા કરનારા કહ્યા છે તો પ્રશ્ન એ ઉદ્ભવે છે કે ગણિત, લિપિ વગેરેના કયા ગ્રથ અત્ર પ્રસ્તુત છે અને એમાનો કોઈ ગ્રંથ કે એનો અનુયોગ પાઇયમા છે? ૩ ૬૩૭ ગાથાની આ કૃતિ મલયગિરિસૂરિની સ. ટીકા સહિત જૈ ધ પ્ર સ તરફથી વિ. સ. ૧૯૭૭મા છપાવાઈ છે. ૪ ૪૧૯ ગાથાની આ કૃતિ મલયગિરિસૂરિકૃત ટીકા સહિત જે આ સ. તરફથી વિ. સ ૧૯૭૩મા પ્રકાશિત થઈ છે ૫ આને નરખિત્તવિક્ખપયરણ કહે છે. આને લઘુક્ષેત્રસમાસ તરીકે ઓળખાવાય છે ૨૬૪ ગાથાની આ કૃતિ ભીમસિંહ માણેકે "લઘુપ્રકરણસગ્રહ"મા ઇ. સ ૧૯૦૩મા છપાવી છે. મૂળ ટીકા સહિત જૈ. આ સ વિ. સ. ૧૯૭૨મા છપાવાયુ છે ૬ ડૉ. ઉપાધ્યે દ્વારા સપાદિત આ કૃતિનો ત્રણ મહાહિયાર અને ત્યાર પછીના ૩૦૯ પદ્યો અને ગદ્યાત્મક કડિકા પૂરતો પ્રથમ ભાગ જૈન સિદ્ધાન્ત ભવન ( આરા ) તરફથી ઇ. સ. ૧૯૪૩મા છપાયો છે "જૈન સિદ્ધાન્ત ભાસ્કર" ( ભા. ૧૧, કિ. ૧, પૃ. ૬૨-૮૨ )મા "वर्तमान तिलोयपण्णत्ति और उसके रचनाकाल आदि का विचार" નામનો લેખ છપાયો છે એમા ( પૃ. ૭૪ ) એના લેખક પં. ફૂલચદજીએ કહ્યુ છે કે લગભગ શકસંવત્ ૯૦૦મા થઇ ગયેલા 'સિદ્ધાન્તચક્રવર્તી' નેમિચન્દ્રે વર્તમાન તિલોયપણ્ણત્તિના આધારે

## વિશ્વરચના—ભૂગોળ

જંબુદ્દીવપણ્ણત્તિ ઇત્યાદિ—જગત્ સંબધી પ્રાચીન માન્યતા રજૂ કરનાર પાઇય ગ્રંથો તરીકે જંબુદ્દીવપણ્ણત્તિ અને દીવસાગરપણ્ણત્તિ એ આગમો ઉપરાંત ખેત્તસમાસનો નિર્દેશ કરવો બસ થશે.

તિલોયપણ્ણત્તિ—આ મુખ્યતયા ભૂગોળ ઉપર પ્રકાશ પાડે છે. એની રચના યતિવૃષભે જ. સો.માં કરી છે. એમાં મોટે ભાગે પદ્યો છે. એ ૯ મહાહિયાર( મહાધિકાર )માં વિભક્ત છે. યતિવૃષભનો સમય કેટલાકને મતે શકસંવત્ ૪૦૦ની લગભગનો છે. તિલોયપણ્ણત્તિમાં [1]લોયવિભાગનો ઉલ્લેખ છે. સર્વનંદિએ સો.માં શકસંવત્ ૩૮૦માં લોયવિભાગ રચ્યો છે. કુન્દકુન્દકૃત નિયમસારમાં જે 'લોયવિભાગ'નો નિર્દેશ છે તે આ જ ગ્રંથ છે એમ કેટલાક માને છે.

## તીર્થોનો ઇતિહાસ

જિનપ્રભસૂરિએ લગભગ વિ. સં. ૧૩૬૪થી ૧૩૮૯ના ગાળામાં

તિલોકસારની રચના કરી છે. પૃ. ૮૧મા એ ઉલ્લેખ છે કે વર્તમાન તિલોયપણ્ણત્તિનું સંકલન શકસંવત્ ૭૩૮થી શકસંવત્ ૯૦૦ના ગાળામા થયું છે એનું સંકલન જયધવલાના એક ભાગના પ્રણેતા આચાર્ય જિનસેનને હાથે થયાનો સંભવ છે ( જુઓ પૃ. ૨ ) આ સંકલન થયું તે પૂર્વે એક બીજી તિલોયપણ્ણત્તિ હતી અને તે યતિવૃષભ આચાર્યની હોવાનો સંભવ છે.

જૈ. સિ. ભા. (વ. ૧૧, કિ. ૨, પૃ ૧૦૭–૧૧૨)મા તિલોયપણ્ણત્તિ કી પ્રશસ્તિ નામનો પં. નેમિચન્દ્ર શાસ્ત્રીનો લેખ છપાયો છે. પૃ. ૧૦૮માં એમણે કહ્યું છે કે આમાંનાં કરણસૂત્રો પૈકી બે ચાર ઇ. સની પહેલી સદીના સૂર્યસિદ્ધાન્તાદિ ગણિતગ્રન્થોની સમાન છે, જ્યારે કેટલાક અત્યંત વિકસિત અવસ્થામા બ્રહ્મગુપ્ત અને ભાસ્કરની ગણિતશૈલીનું અનુસરણ કરે છે. કેઇ પણ ગણિતજ્ઞ આટલી મોટી વિષમતા—ગણિત સબંધી સૂક્ષ્મતા અને સ્થૂલતા એક સાથે લખી શકે નહિ. એટલે આ વર્તમાન તિલોયપણ્ણત્તિ વાસ્તવિક રીતે એક સંકલિત ગ્રન્થ છે.

૧ સિંહસૂરિએ ભાષાનું પરિવર્તન કરી સંસ્કૃતમાં 'લોકવિભાગ' રચ્યો છે તે મૂળે કોની કૃતિ છે?

જે નાણાતિત્થિકપ્પ રચ્યું છે અને જેને [1]વિવિધતીર્થકલ્પ ઇત્યાદિ નામે ઓળખાવાય છે તેમાં અનેક તીર્થો સંબંધી હકીકત જ.મ.માં અપાયેલી છે આની સો કૃતિ તરીકે દિગંબરીય ગ્રંથ નિર્વાણકાંડનો ઉલ્લેખ કરાય છે તીર્થો, મન્દિરો, મૂર્તિઓ અને પર્વ ધર્મ પ્રત્યેની સામુદાયિક ભક્તિના બાહ્ય પ્રતીકની ગરજ સારે છે

### પટ્ટાવલી

પજ્જોસવણાકપ્પમાંની થેરાવલી અને નંદીની થેરાવલી અ.મ.માં છે પહેલી ગદ્યમાં છે તો બીજી પદ્યમાં ૪૩ ગાથારૂપે છે

ધર્મઘોષસૂરિએ દુસમમ વથય જ.મ.માં રચેલ છે એમાં ૨૩ ઉદય દર્શાવાયા છે આ કૃતિ પટ્ટાવલીસમુચ્ચય (ભા ૧, પૃ ૧૫-૧૬)માં પ્રસિદ્ધ થયેલી છે આ ભાગ (પૃ ૪૨-૩૭)માં ધર્મસાગરગણિએ જ.મ.માં રચેલ ગુરુપરિવાડી તેમજ એની સ્વોપજ્ઞ વૃત્તિ છપાયેલ છે[2]

દેવસેને વિ સં ૯૩૩માં જ.મ.માં ૫૧ ગાથામાં રચેલ [3]દંસણસાર વિવિધ સંઘોનો અહેવાલ દિગંબર દૃષ્ટિ પ્રમાણે રજૂ કરે છે

### અત્થસત્થ ( અર્થશાસ્ત્ર )

વ હિંડી ( પૃ ૪૫ )માંનો નિમ્નલિખિત ઉલ્લેખ પ્રાચીન સમયમાં પાઇયમાં 'અર્થશાસ્ત્ર' હોવાનું સૂચન કરે છે —

---

1 આ પાઠાન્તરો અને વિશેષનામોના અકારાદિ ક્રમ સહિત સિ. જૈ. ગ્ર.માં ઇ સ ૧૯૩૪માં છપાયો છે 2 જિનદત્તસૂરિએ ગણહરસદ્ધસયગ નામની કૃતિમાં ગૌતમસ્વામી નામના ગણધરથી માંડીને પોતાના ગચ્છપતિ જિનવલ્લભસૂરિ સુધીના મુખ્ય આચાર્યોની સ્તુતિ કરી છે. આમાં ૧૫૦ ગાથાઓ છે પહેલી ૬૨ ગાથામાં પૂર્વાચાર્યોની, ગા ૬૩-૮૪માં વર્ધમાનસૂરિ અને એમના શિષ્યાદિની– પોતાના નિકટ પૂર્વજ ગુરુવર્યોની અને ગા ૮૫-૧૪૭માં જિનવલ્લભસૂરિની સ્તુતિ છે ૨૧ ગાથાના સુગુરુપારતન્તથવમાં આ જિનદત્તસૂરિએ જિનેશ્વરસૂરિ વગેરેની સ્તુતિ કરી છે 3 પં. નાથુરામ પ્રેમીએ ઇ સ. ૧૯૨૦માં આ કૃતિ છપાવી છે ABORI ( Vol XV, pp 194-206 )માં પણ આ છપાઇ છે અને એનું સંપાદન ડૉ ઉપાધ્યેએ અનેક હાથપોથીઓને આધારે કર્યું છે

"अत्थसत्थे य भणियं—'विसेसेण मायाए सत्थेण य हन्तव्वो अप्पणो विवड्ढमाणो सत्तु' त्ति"[1]

ઓહનિજ્જુત્તિ (ગા ૪૧૮)ની દ્રોણસૂરિકૃત વૃત્તિ (પત્ર ૧૫૨આ)માં નિમ્નલિખિત અવતરણ છે —

"जहा चाणक्कए वि भणियं—'जइ काइयं न वोसिरइ ततो अदोसो'"[2]

આ બેમાંથી એકે અવતરણના પૂરેપૂરા ભાવવાળું લખાણ ઉપલબ્ધ અર્થશાસ્ત્રમાં જણાતું નથી એટલે હું પાઇય અર્થશાસ્ત્રની સંભાવના કરું છું

## નિમિત્ત-શાસ્ત્ર

જૈન આગમો પૈકી સમવાય (સુત્ત ૨૯)માં 'પાપશ્રુત' તરીકે ઓળખાવાયેલા વિભાગમાં નિમિત્ત, વૈદ્યક, મંત્ર, સ્વપ્ન વગેરેનો નિર્દેશ છે[3] ઉત્તરજ્ઝયણ (અ ૧૫)ની નિમ્નલિખિત ગાથાઓમાં પણ જે કેટલાક શાસ્ત્રના બોધનો જીવનનિર્વાહ માટે ઉપયોગ ન કરવાની સાધુઓને શીખામણ અપાયેલી છે તેમાં પણ નિમિત્ત, વૈદ્યક વગેરેનો સમાવેશ થાય છે —

---

1 જુઓ અર્થશાસ્ત્ર (અ ૧૪, અ ૩)માં નિમ્નલિખિત પદ્ય —

"मन्त्रभैषज्यसंयुक्ता योगा माङ्गल्याश्च ये ।
उपहन्यादमित्रांस्तैः स्वजनं चाभिपालयेत् ॥"—પૃ ૪૨૫

2 આ ઓઘનિજ્જુત્તિની નિમ્નલિખિત ગાથાનું સ્મરણ કરાવે છે —

'तिण्णि सल्ला महाराय ! अस्सि देहे पइट्ठिया ।
वाय-मुत्त पुरीसाण पत्तेग न धरए ॥ ६२३ ॥'

આ ગાથાનું પ્રતીક આની વૃત્તિ (પત્ર ૧૫૨-આ)માં છે.

3 'एगूणतीसइविहे पावसुयपसंगे ण पन्नत्ते, तं जहा-भोमे १ उप्पाए २ सुमिणे ३ अंतलिक्खे ४ अंगे ५ सरे ६ वंजणे ७ लक्खणे ८, भोमे तिविहे तं जहा-सुत्ते वित्ती वत्तिए एवं एक्केक्कं तिविहं २४, विकहाणुजोगे २५ विज्जाणुजोगे २६ मंताणुजोगे २७ जोगाणुजोगे २८ अन्नतित्थियपवत्ताणुजोगे २९ ।"

"छिन्न सर भोमं अतलिक्ख सुमिण लक्खण दंड वत्थुविज्ज ।
अगवियार सरस्सविजय जे विज्जाहिं ण जीवई स भिक्खू ॥ ७ ॥
मंत मूल विविह विज्जचिंत वमण विरेयण धूम नेत्त सिणाण ।
आउरे सरण तिगिच्छिय च त परिन्नाय परिव्वए स भिक्खू ॥८॥"

દેશાન્તરિત અને કાલાન્તરિત ભવિષ્યના બનાવોને જણાવનારું ચિહ્ન તે 'નિમિત્ત' છે એ નિમિત્ત ઉપર પ્રકાશ પાડનારૂ શાસ્ત્ર તે 'નિમિત્ત-શાસ્ત્ર' છે આ વ્યાખ્યા પ્રમાણે જ્યોતિષનો નિમિત્તમા અતર્ભાવ થાય છે કેટલીક વાર 'જોઇસ-નિમિત્ત' એવો પ્રયોગ જોવાય છે ખરો, પણ એ તો જોઇસનુ પ્રાધાન્ય સૂચવવા માટે છે **નિસીહ** વગેરેમા જૈન સાધુઓને યોગચૂર્ણ, વિદ્યા અને નિમિત્તના પ્રયોગથી ભિક્ષા મેળવવાનો નિષેધ છે, પણ જ્યોતિષ પિડનો નિષેધ કર્યો નથી આ ઉપરથી જ્યોતિષનો નિમિત્તમા સમાવેશ થાય છે એ હકીકતને ટેકો મળે છે, કેમકે નહિ તો ચૂર્ણપિડની પેઠે જ્યોતિષ-પિડનો પણ પૃથક્ ઉલ્લેખ કરાયો હોત **નિમિત્તપાહુડ**ની જે નીચે મુજબની વ્યાખ્યા ભદ્રેશ્વરકૃત **કહા-વલી**મા અપાયેલી છે તે પણ આ વાતનુ સમર્થન કરે છે —

"जत्थ उण केवलियाणोइसमसइणाइनि मत्तं सुत्तिज्जइ त निमित्तपाहुड"

અર્થાત્ જેમા કેવલી, જ્યોતિષ અને સ્વપ્નાદિ નિમિત્ત જણાવવામા આવે તે 'નિમિત્તપાહુડ'

**વિસેસા૦** ( ગા ૨૧૬૩ )મા નિમિત્તનુ લક્ષણ વગેરે સૂચવાયેલા છે. ત્યા કહ્યુ છે કે જેના વડે શુભ અને અશુભ જાણી શકાય તે નિમિત્ત' છે આ નિમિત્ત ભૌમ વગેરે [1]આઠ જાતનુ છે એનો વિષય ત્રણે કાળના પદાર્થો—ભાવો છે અને એ જિનેશ્વરે પ્રરૂપેલુ છે

**સૂયગડ** ( સુય ૧, અ ૧૨ સુ ૯ )મા એમ કહ્યુ છે કે સવત્સર ( જ્યોતિષ્ ) સ્વપ્ન, લક્ષણ વ્યજન તેમજ [2]અષ્ટાગ નિમિત્ત ભણીને લોકમા ( મનુષ્યો ) ભાવિ ભાવોને જાણે છે

---

૧-૨ જુઓ પૃ ૧૬૬, ટિ ૧

નિમિત્તદ્વાર—આ નિમિત્તવિષયક કૃતિની એક હાથપોથી પાટણના ભંડારમાં છે.

ભદ્રબાહુનું નિમિત્તશાસ્ત્ર—ઉપાધ્યાય મેઘવિજયે [1]વર્ષપ્રબોધ યાને મેઘમહોદય (પૃ ૪૨૬–૭)માં કેટલીક પાઇય ગાથા ઉદ્ધૃત કરી છે અને આ ગાથાના કર્તા તરીકે ભદ્રબાહુનો અને મૂળ કૃતિ તરીકે ભદ્રબાહુસંહિતાનો ઉલ્લેખ કર્યો છે આ ઉપરથી એમ અનુમાન કરાય કે ભદ્રબાહુએ નિમિત્તશાસ્ત્રને અંગે કોઈ કૃતિ પાઇયમા પદ્યમા કે ગદ્યમા રચી હશે આ કૃતિ નષ્ટ થઇ કે દુર્બોધ થવાથી એના ઉદ્ધારરૂપે [2]ભદ્રબાહુસંહિતા રચાઈ હશે એમ જિનવિજયજીનુ માનવુ છે [3]

મહાનિમિત્ત (?)—વિવિધ માત્રામય અને રૂપમયમાં રચાયેલા પઉમચરિય (ઉ ૩૪, શ્લો ૩૪)મા મહાનિમિત્તનો ઉલ્લેખ છે શુ એ કોઇ કૃતિ છે અને તેમ હોય તો પણ શુ એ પાઇય કૃતિ છે ? વળી ઠાણ( સુત્ત ૬૦૮ )મા અઠ મહાનિમિત્તનો ઉલ્લેખ છે

નિમિત્તપાહુડ, અંગવિજ્જા અને પણ્હાવાગરણ—નવમા પુવ્વના ત્રીજા ' આયાર ' નામના વત્થુમા ' નિમિત્તપાહુડ ' હતુ એમ સૂયગડની શીલાઙ્કસૂરિકૃત ટીકા જોતા જણાય છે આ નિમિત્તપાહુડ આજે મળતુ નથી, પરંતુ અંગવિજ્જા અને પણ્હાવાગરણ નામના બે ગ્રંથ મળે

૧ આ નામ તેરમા અધિકારના ૧૦૨મા પદ્યમા છે, જ્યારે પ્રારંભમા પ્રથમ ૪ પદ્યમા મેઘમહોદય નામ છે આ કૃતિના ઉપર સ્વ સ્વોપજ્ઞ (?) ટિપ્પણી છે મૂળ પ. ભગવાનદાસ જૈને પોતાના હિન્દી અનુવાદ સહિત ઇ. સ ૧૯૨૬મા પ્રસિદ્ધ કર્યું છે આના પૃ. ૧૩–૧૭મા પાઇય ગાથાઓ છે પૃ. ૧૧મા 'ભડ્ડલી' ના નામે પદ્યો છે કેટલીક વાર મૂળમા ગુજરાતીમા લોકોક્તિ છે (જુઓ પૃ. ૨૩૮, ૨૮૯, ૨૯૬ ઇત્યાદિ). પૃ ૬૨મા હીરવિજયસૂરિકૃત મેઘમાલામાથી બે ત્રણ અવતરણો અપાયા છે પૃ ૭૬મા ચઉક્કમાયના બે પદ્યો છે ૨ આ કૃતિ સિ. જૈ ગ્ર.મા ગ્રન્થાક ૨૬ તરીકે ઇ. સ ૧૯૪૯મા પ્રસિદ્ધ થઈ છે એમા વિ સં. ૧૫૦૪મા લખાયેલી અને ભા. પ્રા સ મં.મા મૂકાયેલી હાથપોથીનો ઉપયોગ કરાયો છે ૩ જુઓ ભદ્રબાહુસંહિતાને અંગેનુ "કિંચિત પ્રાસ્તાવિક" (પૃ. ૪)

છે. અંગવિજ્જા એ પઇણ્ણગ ગણાય છે. એ દૃષ્ટિએ એની ભાષા અ. મા. ગણાય. એમ ન જ હોય તો એની ભાષા જ.મ. તો છે જ. આ ગ્રંથ ગદ્ય તેમજ પદ્યમાં લખાયેલો છે અને એનુ પરિમાણ ૯,૦૦૦ શ્લોક જેટલું છે. એ [1]નિમિત્ત વગેરે વિષયો ઉપર પ્રકાશ પાડે છે.[2]

પણ્હાવાગરણ નામનું દસમું અંગ છે પણ તે અત્ર પ્રસ્તુત નથી. અહીં તો ગાથાબદ્ધ પાઇય કૃતિનો નિર્દેશ છે એમાં જ. મ માં રચાયેલી

---

૧ 'भोम सुमिणंतलिक्खं दिव्व अंगसरलक्खणं तहय।
वंजणमट्ठविहं खलु निमित्तमेव मुणेयव्वं ॥'

અર્થાત્ નિમિત્ત આઠ છે: (૧) ભૌમ—ધરતીકંપ વગેરે પૃથ્વી સબંધી; (૨) સ્વપ્ન; (૩) અતરિક્ષ—આકાશમા ફરતા ગ્રહોનું અન્ય રાશિમા ગમન, ઉદય, અસ્ત વગેરે; (૪) દિવ્ય—ઉલ્કાપાત, ગધર્વનગર વગેરેનુ દર્શન; (૫) આંગ—શારીરિક રચના વગેરે; (૬) સ્વર—કોમળ, કઠોર, ગભીર ઇત્યાદિ સ્વર અથવા ઠાણાંગમાદિ પ્રતિપાદિત સ્વરવિદ્યા; (૭) લક્ષણ—શ્રીવત્સ વગેરે શારીરિક લક્ષણો; અને (૮) વ્યંજન—તલ, મસા વગેરે શારીરિક ચિહ્ન ભૂત, વર્તમાન અને ભવિષ્ય એમ ત્રણ કાળનો આ પ્રત્યેક નિમિત્તને અગે વિચાર કરતા નિમિત્તના ચોવીસ પ્રકારો પડે છે. અન્ય રીતે નિમિત્તના ૭ પ્રકાર પણ ગણાવાયા છે જેમકે (૧) સુખ, (૨) દુઃખ, (૩) લાભ, (૪) હાનિ, (૫) જીવિત અને (૬) મરણ. મંખલિપુત્ત ગોશાલકે આ છ પ્રકારના નિમિત્તના વિષયમા પ્રવીણતા મેળવી હતી.

૨. જૈ. સિ. ભા. (ભા ૧૨, કિ. ૨, પૃ. ૨૪–૨૯)મા પં. નેમિચન્દ્ર શાસ્ત્રીનો "जैनाचार्य ऋषिपुत्र का समय और उनका ज्योतिष-ज्ञान" નામનો લેખ છપાયો છે. પૃ. ૨૪મા ગર્ગાચાર્યના પાશા-કેવલી નામના જ્યોતિષ-ગ્રન્થના અન્તમાના બે પદ્યો અપાયા છે. પૃ ૨૫મા કહ્યુ છે કે શકુનશાસ્ત્ર અને સંહિતાશાસ્ત્રનો પ્રચાર ઇ. સ.ની સાતમીથી ઇ. સ.ની અગિયારમી સદીના વચગાળામાં થયો છે. ઋષિપુત્રનું રચેલું એક નિમિત્તશાસ્ત્ર પં. વર્ધમાન શાસ્ત્રીએ સંપાદિત કરી સોલાપુરથી પ્રકાશિત કર્યું છે વારાહી-સંહિતા અને અદ્ભુતસાગરમાં ઋષિપુત્રના નામના વિપુલ ઉદાહરણો મળે છે એથી એ વાત સ્પષ્ટ થાય છે કે સં. અને પાઇય એમ બને ભાષામા એમણે ગ્રન્થની રચના કરી છે. ઋષિપુત્રનું મહત્ત્વનું ઉદ્ધરણ બૃહત્સંહિતાની ભટ્ટોત્પલી ટીકામા છે. આચાર્ય ઋષિપુત્ર શકસંવત્ ૮૮૮ની પહેલા થઇ ગયા છે.

લગભગ સાડીચારસો ગાથા છે અને એના ઉપર લગભગ ૨,૦૦૦ શ્લોક જેવડી સં. ટીકા છે. એની એક તાડપત્રીય હાથપોથી પાટણના ભંડારમાં છે એના અંતમાં **લીલાવતી** નામની એક પ્રાચીન પાઇય ટીકાનો ભાગ જળવાઇ રહ્યો છે આ પણ્હાવાગરણમાં નિમિત્તનાં સર્વ અંગોનું વર્ણન નથી, પણ એમાં જાતકને મળતી પ્રશ્નવિદ્યાનું નિરૂપણ છે. જેમ રમતમાં સોળ પ્રકારની શિકલોમાંથી અમુક એક શિકલ ઉપર હાથ મુકાવીને કે પાસા નાખીને જાણેલી શિકલ ઉપરથી પ્રશ્નના ફળનો વિચાર કરી નિર્ણય કરાય છે તેમ આ પણ્હાવાગરણથી પ્રશ્ન પૂછનારના મુખમાંથી નીકળેલા પ્રશ્નાક્ષરો ઉપરથી શુભાશુભ ફળનો નિર્ણય કરાય છે. આ ગ્રંથમાં તમામ પદાર્થોને જીવ, ધાતુ અને મૂળ એમ ત્રણ વિભાગોમાં વહેંચ્યા છે અને પ્રશ્ન દ્વારા તેનો નિર્ણય કરવા માટે નવ નવ અક્ષરના પાંચ વર્ગો કલ્પ્યા છે અને એથી તો આ વિદ્યા **વર્ગકેવલી** તરીકે ઓળખાવાય છે. ઉપર્યુક્ત પાંચ વર્ગો નીચે મુજબ છે:—

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| અ | એ | ક | ચ | ટ | ત | પ | ય | શ | ( પ્રથમ વર્ગ ) |
| આ | ઐ | ખ | છ | ઠ | થ | ફ | ર | ષ | ( દ્વિતીય વર્ગ ) |
| ઇ | ઓ | ગ | જ | ડ | દ | બ | લ | સ | ( તૃતીય વર્ગ ) |
| ઈ | ઔ | ઘ | ઝ | ઢ | ધ | ભ | વ | હ | ( ચતુર્થ વર્ગ ) |
| ઉ | ઊ | અં | અઃ | ઙ | ઞ | ણ | ન | મ | ( પંચમ વર્ગ ). |

સ્વ. ક્વાલે પણ્હાવાગરણના નામાંતર તરીકે 'જયપાહુડ' (જય-પ્રાભૃત)નો ઉલ્લેખ કર્યો છે. વિશેષમાં એમણે આ ગ્રંથ ઉપર ત્રણ ટીકા હોવાનું જણાવ્યું છે. એમાની એક તે ચૂડામણિ ટીકા છે. એ તાડપત્ર ઉપર લખાયેલી છે; લીંબડીના ભંડારમાં દર્શનજ્યોતિ નામની બીજી ટીકા છે; અને ત્રીજી જેસલમેરમાં છે.

[1]વગ્ગકેવલી—યાકિની મહત્તરાના ધર્મસૂનુ હરિભદ્રસૂરિ પાસે આ નામનો એક ગ્રંથ વારાણસીનો નિવાસી વાસુકિ નામનો શ્રાવક

[1] જૈ. ગ્રં. (પૃ ૩૫૫)માં માતૃકાકેવલી નામની એક સં. કૃતિનો ઉલ્લેખ છે. પાશ-કેવલી માટે જુઓ પૃ. ૧૬૯, ટિ. ૨.

એક વેળા લાવ્યો હતો. એના ઉપર આ આચાર્યે વૃત્તિ રચી હતી, પણ પાછળથી આવા રહસ્ય-ગ્રંથના પ્રકાશનનો દુરુપયોગ થવાનો ભય જણાવાથી એ વૃત્તિનો નાશ કરાયો આમ **કહાવલી**માં ઉલ્લેખ છે. આ **વગ્ગકેવલી** ગ્રંથ પાઇયમાં હશે એમ લાગે છે. જો તેમ હોય તો આજે પાઇય સાહિત્યનો આ અંશ નાશ પામેલો ગણાય.[1]

સૂયગડ( સુય. ૧, અ. ૧૨ )ની નવમી ગાથાની ટીકા ( પત્ર ૨૧૮ આ )માં જે નિમિત્તશાસ્ત્રનો નીચે મુજબ ઉલ્લેખ છે તે જો પાઇય કૃતિ હોય તો પાઇય સાહિત્યની આ કૃતિ પણ નાશ પામેલી ગણાય:—

" अत्र चाङ्गवर्जितानां निमित्तशास्त्राणामनुष्टुभेन छन्दसा अर्धत्रयोदश-शतानि सूत्र तावन्त्येव सहस्राणि वृत्तिः तावत्प्रमाणलक्षा परिभाषेति । "

કહેવાનું તાત્પર્ય એ છે કે અંગ સિવાયના નિમિત્તશાસ્ત્રોનાં સૂત્રોનું પરિમાણ બત્રીસ અક્ષરના એક શ્લોક લેખે ૧૨૫૦ શ્લોક જેવડું છે, એની વૃત્તિનું પરિમાણ ૧૨,૫૦૦ શ્લોક જેવડું અને પરિભાષાનું ૧૨,૫૦,૦૦૦ જેવડું છે.

**ચૂડામણિ**—ભવિષ્યમાં બનનારા લાભાલાભ ઉપર પ્રકાશ પાડનારા ગ્રંથ તરીકે જેનો નિર્દેશ કપ્પની ટીકામાં 'निमित्त' શબ્દ સમજાવતાં કરાયો છે, જેનો મહિમા **સુપાસનાહચરિય**માં **ચંપકમાલા**ના અધિકારમાં વર્ણવાયો છે, જેનો સાર **ભદ્રલક્ષણે ચૂડામણિસાર**માં રજૂ કર્યો છે અને જેના ઉપર પાર્શ્વચંદ્રે **હરતકાંડ** નામનો ગ્રંથ રચ્યો છે એ **ચૂડામણિ** નામના ગ્રંથો અભિન્ન હોય એમ લાગે છે. એ કોઈ જૈન કૃતિ છે. આ [2]ચૂડામણિ આજે ઉપલબ્ધ નથી. શું એની

---

૧ અહીં મેં જે અંગવિજ્જા, પણ્હાવાગરણ વગેરેને લગતી હકીકત આપી છે તે "જૈન યુગ" (પુ. ૧, અં, ૩)મા મુનિ (હવે પંન્યાસ) કલ્યાણવિજયજીના "આપણા પ્રાભૃતો" નામના લેખને આભારી છે. ૨ ચંદ્રોન્મીલન નામની જૈન કૃતિ ચૂડામણિ સાથે સંબંધ ધરાવતી હોય એમ લાગે છે. દ્રવિડ દેશમાં દુર્વિનીત નામના રાજાએ ૫ મી સદીમા ૯૬,૦૦૦ શ્લોક જેવડો ચૂડામણિ નામનો ગ્રંથ ગદ્યમા રચ્યાનું કહેવાય છે ધર્મપ્રભસૂરિએ

જોઇસચક્કવિયાર—જૈ ગ્ર (પૃ. ૩૪૭)મા જ્યોતિષચક્રવિચાર નામની પાઇય કૃતિનો ઉલ્લેખ છે તે ઉપરથી મેં આ નામ યોજ્યુ છે

[1]જોઇસહીર—આ અજ્ઞાતકર્તૃક કૃતિનુ પ્રથમ પ્રકીર્ણક ગ ધા છ૬મા ૨૮૭ પદ્યોમા છે. આ કૃતિ કોઈ જૈનની છે, કેમકે એના પ્રથમ પદ્યમાં પચપરમેષ્ઠીને નમસ્કાર કરાયો છે જ્યોતિષના ફલિત વિષયની આ નની કૃતિનો જેટલો ભાગ ઉપલબ્ધ છે એ પણ મહત્ત્વનો છે, કેમકે એમા ફલાદેશને લગતી પ્રાયઃ બધી બાબતો છે

૫ જૈ ગ્ર સૂ મા નીચે મુજબની જ્યોતિષની પાઇય કૃતિની નોધ છે

ઉપશ્રુતિદ્વાર, ગણધરહોરા, છાયાદ્વાર, જયોતિર્દ્વાર, નાડીદ્વાર, નાડીવિચાર અને શનૈશ્ચરચક્ર (અપભ્રશ)

સઉણદાર (શકુનદ્વાર) અને સઉણવિયાર-આની એક હાથપોથી પાટણના ભડારમા છે એવી રીતે સઉણવિયારની પણ છે

## સામુદ્રિક શાસ્ત્ર

પ્રાચીન સમયમા સમુદ્ર નામના ઋષિએ પોતાના શિષ્ય ગર્ગને સામુદ્રિક શાસ્ત્રનો અભ્યાસ કરાવ્યો હતો એવી મતલબનો ઉલ્લેખ અગ્નિપુરાણમા જોવાય છે પ્રસ્તુત પક્તિ નીચે મુજબ છે.—

"लक्षण यत् समुद्रेण गर्गायोक्त यथा पुरा"

સમુદ્રે આ શાસ્ત્રનુ નિરૂપણ કર્યાના પ્રઘોષને લક્ષ્યમા રાખી આ વિદ્યાનુ નામ 'સામુદ્રિક શાસ્ત્ર' તરીકે પ્રસિદ્ધ થયુ છે વરાહમિહિરે બૃહત્સહિતામા 'મહાપુરુષલક્ષણ' નામનો સર્ગ રચ્યો છે. એના વૃત્તિકાર ઉત્પલ ભટ્ટે એના ઉપરની વૃત્તિમા "સમુદ્રે કહ્યુ છે" એવા નિર્દેશપૂર્વક અવતરણો આપ્યાં છે જિનસેન આચાર્યે હરિવશપુરાણમાં 'નરલક્ષણ'ના કર્તાનો ઉલ્લેખ કર્યો છે વિશેષમાં એમણે આ લક્ષણો ૨૩મા સર્ગના શ્લો ૫૫-૧૦૭માં વર્ણવ્યા છે એમાના શ્લો ૮૫-૯૭

---

1 આ કૃતિ 'જ્યોતિસ્સારસગ્રહ પ્રાકૃત' એ નામથી પ ભગવાનદાસ જૈન તરફથી પોતાના હિન્દી અનુવાદ સહિત ઇ સ ૧૯૨૩મા પ્રસિદ્ધ થઈ છે

કરલક્ષણ અને એની સાર્થકતાને અગે છે. આ તો સં. કૃતિઓ છે.

[1]કરલક્ખણ—આ જ૦મ૦માં છે. એમાં ૬૧ પદ્યો છે. એ પુરુષ અને સ્ત્રીની હસ્તરેખાનું સક્ષેપમાં નિરૂપણ કરે છે. આ જૈન કૃતિ છે, કેમકે એમાં આદ્ય પદ્યમાં મહાવીરસ્વામીને નમસ્કાર કરાયો છે. ૪૦મા પદ્યમાં વ્રત-રેખા અને ધર્મ-રેખાનું સ્વરૂપ છે. ૬૦મા પદ્યમાં વાચનાચાર્ય, ઉપાધ્યાય અને સૂરિ થનારને કર્યાં 'યવ' હોય તે દર્શાવાયું છે. અન્તમા મનુષ્યની પરીક્ષા કરી, 'જ્ઞાન' આપવાની વાતનો સ્પષ્ટ ઉલ્લેખ છે. આમ આ કૃતિ ધાર્મિક ઉદ્દેશથી રચાઇ છે એની રચના પૂર્વાચાર્યોને આભારી છે. આદ્ય તેમજ અંતિમ પદ્યમા પણ આ કૃતિનું નામ 'કરલક્ખણ' અપાયું છે.

કર્તાએ પોતાના નામનો કે રચના-સમયનો કશો ઉલ્લેખ કર્યો નથી. વિશેષમા એઓ શ્વેતામ્બર છે કે દિગંબર એ પણ જાણી શકાય તેમ નથી. પ્રાચીન હસ્તલિખિત પ્રતિ ઉપરથી આ સપાદિત થયાનો ઉલ્લેખ છે પણ એ પ્રતિ વિષે કશો પરિચય અપાયો નથી. ફક્ત આ પ્રતિમાં આ નાનકડી કૃતિનું નામ 'સમુદ્રક શાસ્ત્ર' હોવાનો ઉલ્લેખ કરાયો છે.

રિટ્ઠસમુચ્ચય—જ૦ સો૦મા ૨૫૮ પદ્યોમા રચાયેલી આ એક નાની કૃતિ છે. એના કર્તા દુર્ગદેવ ધર્મે દિગંબર છે. તેમણે આ કૃતિ 'કુંભનગર'મા લક્ષ્મીનિવાસ રાજાનું રાજ્ય હતું તે દરમ્યાન વિ સ. ૧૦૮૯માં રચી છે આ કૃતિનુ નામ જ કહી આપે છે તેમ આ કૃતિમાં રિષ્ટ એટલે કે મરણસૂચક અનિષ્ટ ચિહ્નો વિષે ઊહાપોહ કરાયેલો છે. આ [2]કૃતિનો થોડોક ભાગ કટકે કટકે ભા૦ વિ૦મા છપાયો છે. એનો

[1] આ કૃતિ સ. છાયા, હિન્દી અનુવાદ અને ક્વચિત્ સ્પષ્ટીકરણ તેમજ પારિભાષિક શબ્દોની અનુક્રમણિકાપૂર્વક પ્રો પ્રફુલ્લકુમાર મોદી દ્વારા સપાદિત કરાઇ છે અને "જ્ઞાનપીઠ મૂર્તિદેવી જૈન ગ્રન્થમાલા"મા (પ્રાકૃત ગ્રન્થાક ૨) તરીકે ઇ. સ. ૧૯૪૭મા પ્રસિદ્ધ થઈ છે. પ્રારભમા બે પૃષ્ઠની પ્રસ્તાવના છે [2] આ સપૂર્ણ કૃતિ સં. છાયા, અ. અનુવાદ ઇ. સાથે સિં જૈ. ગ્રં મા ઇ. સ. ૧૯૪૫મા છપાઇ છે. વિશેષમા પં. નેમિચન્દ્ર જૈન શાસ્ત્રી દ્વારા સંપાદિત અને

રચના પાઇયમાં કરાયેલી હતી? ધનપાલે જે અર્હચ્ચૂડામણિના આધારે ભોજ રાજાને ઉત્તર આપ્યો તે શું આ પ્રસ્તુત ગ્રંથ હશે?

[1]કાલકસંહિતા—આ કાલકસૂરિએ રચેલો નિમિત્તશાસ્ત્રનો ગ્રંથ હશે એમ લાગે છે. એની ભાષા વગેરે જાણવામાં નથી. સં.માં રમલ-શાસ્ત્ર રચનાર ભોજસાગર પોતાના આ ગ્રંથમાં કહે છે કે ભારતમાં આ રમલવિદ્યા લાવનાર કાલકસૂરિ છે.

કાલકસૂરિએ નિમિત્ત સંબંધી કોઈ ગ્રંથ રચ્યો હશે એમ પાટણની એક તાડપત્રીય હાથપોથીમાંના નીચે મુજબના પદ્ય ઉપરથી જણાય છે:—

"पढमणुओगे कासी जिणचक्किदसारचरियपुव्वभवे ।
कालगसूरी बहुयं लोगाणुओगे निमित्त च ॥४३॥ "[2]

જોકે નિમિત્તશાસ્ત્રને 'પાપશ્રુત' તરીકે ગણાવાયું છે, પણ આ ઉપરથી કંઈ આ વિદ્યા અનાદરીય ગણવાની નથી આના સમર્થનાર્થે વિસેસનિસીહચુણ્ણિમાંની નીચેની પંક્તિ હું રજૂ કરીશ:—

'किं वा वेरग्गपत्तणाण जोतिसेण जोणिपाहुडेण वा निमित्तेण वा एवमादि सुयआसायणा "

---

ત્રૈલોક્યપ્રકાશ નામના પોતે રચેલા જ્યોતિષ ગ્રંથમાં અર્ઘકાંડ ચૂડામણિ-સારોદ્ધારના આધારે રચ્યાનું કહ્યું છે હેમપ્રભસૂરિએ વિ સં. ૧૩૦૫માં નષ્ટજાતક, ત્રૈલોક્યદીપક, ભુવનદીપક અને મેઘમાલા એમ વિવિધ નામવાળો ત્રૈલોક્યપ્રકાશ રચ્યો છે અને એ ભીમસિંહ માણેકે પ્રસિદ્ધ કર્યો છે. એમાંનો એક ભાગ 'અર્ઘકાંડ' છે

1 કલ્પલતાની અંગ્રેજી પ્રસ્તાવના (પૃ. ૮)માં સૂચવાયું છે કે વરાહ-મિહિરના બૃહજ્જાતક (૧૬, ૧)ની ઉત્પલ ટીકામાં જે પાઇય પદ્યો બંકાલકાચાર્યકૃત બંકાલકસંહિતામાંથી ઉદ્ધૃત કરાયા છે અહીં બંકાલકસંહિતાનો જે ઉલ્લેખ છે તે કાલકસંહિતા જ હશે, કેમકે હાથપોથીઓની સંજ્ઞા વિચારતાં 'બ'થી એ 'બ' અક્ષરનો લોપ સૂચવાયો હોય એમ લાગે છે. એથી રીતે 'બંકાલકાચાર્ય'થી કાલકાચાર્ય અભિપ્રેત છે

2 જુઓ "જૈનયુગ" (પુ ૧, અં. ૪)માં છપાયેલ "આપણાં પ્રાભૃતો" (પૃ. ૧૩૦).

અર્થાત્ જેમણે વૈરાગ્યને સ્વીકાર્યો છે એવા મુનિવરોને જ્યોતિષ, જોણિપાહુડ કે નિમિત્તની શી જરૂર છે? આમ કહેવું તે શ્રુતની આશાતના છે. વળી નંદી અને પક્ખિયસુત્તની ટીકામા પણ આચાર્યને જ્યોતિષ વગેરેના જ્ઞાનની આવશ્યકતા બતાવી છે. અન્યત્ર પણ કહ્યુ છેઃ

"जोइसनिमित्तनाणं गणिणो पव्वावणाइकज्जेसु ।
उवजुज्जइ तिहिकरणाइजाणणट्ठऽन्नहा दोसो ॥"

**પ્રશ્નલાભ (?)**—ચીજ ખોવાઇ જતા તે ક્યારે મળશે એ જણાવનારી કૃતિ તરીકે આનો ઉલ્લેખ સ્વ દલાલે કર્યો છે, પણ મે આ કૃતિ જોઇ નથી પ. જૈ. ભા સૂ મા **પ્રશ્નલાભાદિ** નામની જે કૃતિની નોંધ છે તે જ આ હશે

**સાગુરુત (શ્વાનરુત)**—કૂતરાના ભિન્ન ભિન્ન [1]અવાજ ઉપરથી ગમન, આગમન, ઇચ્છિત, મરણ ઇત્યાદિનુ સૂચન થાય છે એમ જે મનાય છે તેને લગતી આ કૃતિ છે એની એક હાથપોથી પાટણના ભડારમા છે.

**ભૂમિનાણ ને મેઘમાલા**—પહેલી કૃતિ અપભ્રશમા છે આ બનેની એક હાથપોથી પાટણના ભડારમા છે

## જ્યોતિષ

**હુએનસંગકી ભારતયાત્રા** (પત્ર ૧૨૪) ઉપરથી એ જાણી શકાય છે કે એઓ આ દેશમા આવ્યા ત્યારે એક નિર્ગ્રન્થને–જૈન મુનિને મળ્યા હતા. એ મુનિ જ્યોતિષના સારા જાણકાર હતા

**લગ્નશુદ્ધિ**—આ એક જ્યોતિષનો ગ્રથ છે. એની રચના જ૦ મ૦મા કરાયેલી છે એના કર્તા તરીકે યાકિની મહત્તરાના ધર્મસૂનુ હરિભદ્રસૂરિનો ઉલ્લેખ કરાય છે

---

૧ આ આ પ્રુ સ્મા ગ્ર (ભા ૩)મા ડૉ. એમ. આર મજમુદારનો Gujarati Secular paintings of Kākaruta and Citrapras'na નામનો જે સચિત્ર લેખ છે તેનુ સ્મરણ કરાવે છે વિ સ. ૧૫૮૮ની હાથપોથીમા ગ્રન્થનુ નામ કાગરિતશાસ્ત્ર અપાયુ છે. આમા સં મા પદ્ય અને વચ્ચે વચ્ચે ગુ મા લખાણ છે.

પહેલો હતો વ. ૧, ભા. ૨ ( મે ૧૯૪૦ )ના અંકમાં પ્રસિદ્ધ થયેલો છે. એના ૧૫મા પદ્યમાં સૂચવ્યા મુજબ પરીવહો જીત્યા બાદ જે આરાધના-પતાકાને અદબ કરે છે તેનાં સિરોનું આમાં વર્ણન છે. આ વર્ણન મરણકંડિયાને આધારે હું આપું છું એમ દુર્ગદેવ પોતે એના પછીના પદ્યમાં કહે છે.

રિટ્ઠદાર—આની એક હાથપોથી પાટણના ભંડારમાં છે.

છીંકવિચાર—પ્રબંધકરણ્ડપકથા( પૃ. ૬–૭ )માં અવતરણરૂપે દિશા-વિદિશાદીક છીંકનું ફળ મળ્યા દર્શાવાયું છે તે ઉપરથી કાં તો આ સંબંધી કોઈ સ્વતંત્ર ગ્રંથ હોવાની અથવા તો નિમિત્તશાસ્ત્રની કોઈ પાઇય કૃતિનો એ અંશ હોવાની સંભાવના થાય છે બીજી સંભાવના સ્વીકારતાં નિમિત્તશાસ્ત્રની કોઈ પાઇયમાં-મળમાં કૃતિ હોવી જોઈએ એમ સૂચિત થાય છે.

પિપીલિયાનાણ—જૈ૦ ગ્રં૦ ( પૃ. ૩૩૫ )માં પિપીલિકાજ્ઞાન નામની એક પદ્ય કૃતિનો ઉલ્લેખ છે એ ઉપરથી મેં આ નામ સૂચવ્યું છે એમા આઠ પદ્યો છે. આ કૃતિ ભવિષ્યમાં થનારા બનાવોની માહિતી આપે છે એનુ એક પત્ર ૫ જૈ ભાં સૂ ( ભા ૧, પૃ. ૮૩ )મા અપાયું છે [1]ઉધઈનુ જીવન એ નામના અનુવાદિત પુસ્તકનુ આ સ્મરણ કરાવે છે.

## જીવોત્પત્તિનું શાસ્ત્ર અને વૈદ્યક

જોણિપાહુડ અને જયસુંદરી(યોગ)માલા ( જગત્સુંદરીયોગ-માલા)—એક-તંત્રના ગ્રન્થ તરીકે ઓળખાવાતો જોણિપાહુડ એકે-ન્દ્રિયથી માંડીને પંચેન્દ્રિય સુધીના જીવો કેમ ઉત્પન્ન કરવા તે સૂચવે છે

---

"શ્રી નવલચંદ પૂરચંદ ગોધા જૈન ગ્રન્થમાલા" ( ઇન્દોર ) તરફથી વિ સં ૨૦૦૫-મા પ્રકાશિત ' રિટ્ઠસમુચ્ચય "ની આવૃત્તિમા મૂળ, એની સં. છાયા, હિન્દી અનુવાદરૂપ અર્થ અને હિન્દી વિવેચન તેમ જ હિન્દીમા પ્રસ્તાવના ઇત્યાદિ અપાયેલ છે.

1 આ અનુવાદ શ્રી. કિશોરલાલ ઘનશ્યામદાસ મશરૂવાળાએ કર્યો છે અને એ નવજીવન કાર્યાલય ( અમદાવાદ ) તરફથી ઇ. સ. ૧૯૪૦મા છપાયો છે મૂળ કૃતિના લેખક મેરિસ મેટરલિંક છે.

એમ [1]વિસેસનિસીહચુણ્ણિમાં કહેલું છે વળી આ ચુણ્ણિમાં એક સ્થળે એવો ઉલ્લેખ છે કે જોણિપાહુડના આધારે સિદ્ધસેન આચાર્યે ઘોડા બનાવ્યા હતા. પ્રભાવકચરિતમાં આ ગ્રંથના આધારે માછલાં અને સિંહ ઉત્પન્ન કર્યાની વાત છે. વિસેસા૦(ગા ૧૭૭૫)ની હેમચન્દ્રસૂરિકૃત ટીકામાં એવો નિર્દેશ છે કે યોનિપ્રાભૃત (પા. જોણિપાહુડ)ના આધારે અનેક વિજાતીય દ્રવ્યના સંયોગ વડે સર્પ, સિંહ વગેરે પ્રાણીઓ તેમજ મણિ, સુવર્ણ વગેરે પદાર્થો ઉત્પન્ન થઈ શકે છે [2]

[3]ધવલામાં જોણીપાહુડનો જે [4]ઉલ્લેખ છે એ ઉપરથી એમાં મન્ત્રતન્ત્રોની શક્તિનું વર્ણન હોય અને એ પુદ્ગલાનુભાગ જાણવાનું સાધન હોય એમ લાગે છે. આ પ્રસ્તુત કૃતિ હશે તેમ ન જ હોય તો એ કોઈ દિ૦ની સમાનનામક કૃતિ હશે

નિર્વાણકલિકાની પ્રસ્તાવના(પૃ ૬)માં કહ્યું છે કે ધરસેને ઈ. સ. ૧૩૫માં યોનિપ્રાભૃતની રચના કરી [5] આ ગ્રંથ તે પ્રસ્તુત પાહુડ હોવા વિષે શંકા રહે છે, કેમકે પાહુડ એ પુવ્વનો વિભાગ છે અને કપ્પની વૃત્તિ (પૃ ૪૦૧ અને ૭૫૩) પ્રમાણે તો ઉપર્યુક્ત જોણિપાહુડ પુવ્વનો એક અંશ છે એટલે કે એની રચના તો મહાવીરસ્વામીના સમયમાં થયેલી છે

ભા૦ પ્રા૦ સં. મં માં જે જોણિપાહુડની [6]હાથપોથી છે તે પૃ ૧૭૬માં નિર્દેશેલ જોણિપાહુડ હશે કે કેમ તેનો નિર્ણય કરવો બાકી રહે છે. એનો

---

૧ જુઓ પૃ ૧૭૨. ૨ જુઓ H C L J (p. 249) અને આગમોનું દિગ્દર્શન (પૃ. ૧૯૧-૧૯૨) ૩ આ ટીકા શકસંવત્ ૭૩૮માં પૂર્ણ કરાઇ છે આનો નવમો ભાગ હમણાં (૧૯૪૯માં) પ્રસિદ્ધ થયો છે. ૪ "जोणीपाहुडे भणिदमंततंतसत्तीओ पोग्गलाणुभागो त्ति घेत्तव्वा" ૫ વિ સં. ૧૫૫૬માં લખાયેલી બૃહટ્ટિપ્પણિકા નામની સૂચીમાં તો "योनिप्राभृत वीरात् ६०० धारसेन" એવો ઉલ્લેખ છે ૬ આના પરિચય માટે જુઓ D C J M (Vol XVII, pt 1, pp 383-4) તેમજ "અનેકાન્ત" (વ. ૨, કિ. ૯)ગત લેખ "योनिप्राभृत और जगत्सुन्दरी-योगमाला" (પૃ ૪૮૬-૪૯૦).

લિપિકાલ સંવત્ ૧૫૮૨નો છે અને એ પણ્હપ્રવણ મુનિએ રચી છે આ પોથીમાં અન્યત્ર પણ્હસવણ (સ. પ્રશ્નશ્રવણ)નો ઉલ્લેખ છે કૂષ્માંડી દ્વારા ઉપદેશાયેલી અર્થાત્ જણાયેલી આ પદ્યાત્મક કૃતિની રચના કર્તાએ પોતાના શિષ્ય પુષ્પદંત અને ભૂતબલિ માટે કરી છે આ કૃતિ જ્વર, ભૂત અને શાકિની પ્રતિ સૂર્યસમાન છે, સમસ્ત નિમિત્ત-શાસ્ત્રની ઉત્પત્તિની યોનિરૂપ છે, સર્વે વિદ્યાઓ અને ધાતુવાદના વિધાન માટે છે, લોકવ્યવહારરૂપ ચન્દ્રની ચાંદનીને માટે ચકોર જેવી છે, ને આયુર્વેદના પૂર્ણ સારરૂપ છે આ કૃતિને જે જાણે તે કલિકાલસર્વજ્ઞ અને ચતુર્વર્ગનો અધિષ્ઠાતા બને વળી મન્ત્ર-યન્ત્રો ઇત્યાદિમાં મિથ્યાદૃષ્ટિઓનું તેજ ત્યાં સુધી છે કે જ્યાં સુધી બુદ્ધિશાળીઓએ આ કૃતિ સાંભળી નથી આમ આ કૃતિનો પ્રભાવ પણ વર્ણવાયો છે આ કૃતિમાં એક સ્થળે કહ્યું છે કે પ્રશ્નશ્રવણ મુનિએ બાબતત્ર સંક્ષેપમાં કહ્યું છે ૨૦માં પત્ર પર "योनिप्राभृते बालानां चिकित्सा समाप्ता" એવો ઉલ્લેખ છે

પંડિત હરિષેણે જગત્સુન્દરીયોગમાલાધિકાર રચ્યો છે એની પણ હાથપોથી ઉપર્યુક્ત મંદિરમાં છે એ આ સાથે ભેગી થઈ ગયેલી છે કેમકે આ મળીને એક જ ગ્રન્થ હોય એમ લાગે છે એની રચના વખતે એના પ્રણેતાને જોણિપાહુડ નામનો ગ્રન્થ મળ્યો ન હતો એટલે તેમણે [1]વૈદકના વિવિધ ગ્રન્થોને આધારે જગત્સુન્દરીયોગમાલાધિકાર રચ્યો આને જગત્સુન્દરીયોગમાલા પણ કહે છે આનો પ્રારંભ ઉપર્યુક્ત હાથ-પોથીમાં પત્ર ૨૦થી થાય છે, અને એમાં એનો જયસુંદરીમાલા તરીકે ઉલ્લેખ છે આ કૃતિ જ૦મ૦માં પદ્યમાં રચાઈ છે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આરોગ્યથી મળે છે માટે એનો ઉપાય હું કહું છું એમ ગ્રન્થકાર સૂચવે છે સાથે સાથે એઓ પોતે હારીત, ગર્ગ અને સુશ્રુતના વૈદક ગ્રન્થોથી અપરિચિત હોવાનું કહે છે તેમ છતાં યોગાધારે

1 આ સંબંધી ઇસારવાવાળા ઉલ્લેખો જૈન આગમાદિ સાહિત્યમાં જોવાય છે

એઓ આ કૃતિ રચે છે. આ કૃતિમાં વિવિધ [1]ચિકિત્સા, [2]ગુટિકા, [3]અધિકાર તેમજ સુભિક્ષ, દુર્ભિક્ષ, સોધારી, મોધારી અને માનસજ્ઞાન વગેરે વિષયોનુ નિરૂપણ છે. [4]પંદર પ્રકારનાં યત્રનો અહીં અધિકાર છે. વળી એક મંત્ર પણ છે. કલિકાલમાં વિસ્મયકારક ધાતુવાદ કહું છું એવો ઉલ્લેખ છે. સાથે સાથે ધર્મના વિલાસ ( પ્રભાવના )ને માટે યત્રાધિકાર કહુ છું એવો સ્પષ્ટ નિર્દેશ છે એ બનવાજોગ છે કે આ કૃતિ તે જોણિપાહુડને અંશ હોય, અને જો તેમ જ હોય તો બે કૃતિ ભેગી થઇ ગયાનું અનુમાન ખોટું ઠરે.[5]

**જગસુંદરીપઓગમાલા** ( જગત્સુન્દરીપ્રયોગમાલા )—આ એક વૈદ્યક ગ્રન્થ છે [6] એમાં ૪૪ અધિકારો છે એની રચના મુખ્યતયા જ૦સો૦માં છે. વચ્ચે વચ્ચે કોઇ કોઇ સ્થળે સ. ગદ્ય છે અને મત્ર-ભાગમા કવચિત્ એ સમયની હિંદી કથ્ય ભાષામા લખાણ છે. આ ગ્રંથ [7]યશ કીર્તિ નામના મુનિએ રચ્યો છે. એમા રાવણકૃત **બાલતંત્ર** યાને

૧-૪ આના નામો માટે જુઓ "અનેકાન્ત" ( વ ૨, કિ ૯, પૃ. ૪૮૯ ) ૫ જુઓ "અનેકાન્ત" ( વ. ૨, અ. ૧૨ )ગત પં નાથૂરામજી પ્રેમાનો લેખ "योनिप्राभृत और प्रयोगमाला" ( પૃ ૬૬૭ ). પૃ. ૬૬૮મા સપૂર્ણ ગ્રન્થ હરિષેણે જ સંપાદિત કર્યો હોવો જોઇએ એમ કહ્યુ છે ૬ આની ભા પ્રા.સ મંમાની ૩૫માથી ૪૩મા સુધીના અધિકારવાળી હાથપોથીનો ક્રમાક ૧૨૪૨/૧૮૮૬-૯૨ છે આટલો ભાગ અશુદ્ધ સ્વરૂપે છપાયો છે બાકીના ૧-૩૪ અધિકાર પૂરતા ભાગની એ હાથપોથી મળે છે ૭ "અનેકાન્ત" ( વ. ૨, કિ. ૧૧ )મા પં. દીપચન્દ્ર પાણ્ડ્યા જૈનનો "जगत्सुदरी-प्रयोगमाला" નામનો હિદી લેખ છપાયો છે એમા આ અધિકારોના નામ અને એની ગાથાઓની સંખ્યાનો નિર્દેશ છે. આ લેખ ( પૃ. ૬૧૨ )મા પાંડવપુરાણના કર્તા શુભચન્દ્રના ગુરુ યશ કીર્તિના નામે પાર્શ્વ-ભવાંતર નામના પ્રાકૃત કાવ્યનો ઉલ્લેખ છે સાથે સાથે જસકિત્તિને બદલે 'જયકીર્તિ' છે એમ કહ્યુ છે. ૮ એઓ 'બાગડ સઘના વિમલકીર્તિના શિષ્ય અને રામકીર્તિના પ્રશિષ્ય હાય છે "અનેકાન્ત" ( વ. ૨, કિ. ૧૨ )મા 'સપાદકીય' નામથી "जगत्सुन्दरी-प्रयोगमालाकी पूर्णता" મનો લેખ છપાયો છે. એમા ૧૧ પદ્યમા પ્રશસ્તિ છે વિશેષમા અન્ય ઉપર્યુક્ત

કુમારતંત્ર, સુગ્રીવમત અને જ્વાલિનીમતનો ઉલ્લેખ છે. ૩૩મા અધિકારમાં રસાયન (કીમિયા)ના પ્રયોગ છે તેમજ તોલો, માસ વગેરે માપનાં નામ છે. યશઃકીર્તિએ ગુરુ તરીકે ધનેશ્વરનો નિર્દેશ કર્યો છે.

**સુવર્ણસિદ્ધિ અને સુવર્ણપુરુષ**—સુવર્ણસિદ્ધિને અંગે કોઈ સ્વતંત્ર કૃતિ જોવાજાણવામાં નથી પણ **દસવેયાલિય** (ગા. ૧) ઇત્યાદિ આ બાબત ઉપર પ્રકાશ પાડે છે. જૈન શ્વેતાંબરીય સાહિત્યમાં સુવર્ણપુરુષ વિષે ઉલ્લેખો મળે છે. **આવસ્સયની** નિજ્જુત્તિ (ગા. ૧૦૧૨)ની વૃત્તિ (ભા. ૨, પત્ર ૪૫૨અ)માં નમસ્કારના ફળ અંગેની કથામાં હરિભદ્રસૂરિએ સુવન્નકોડી (સુવર્ણકોટિક) યાને સુવર્ણપુરુષનો ઉલ્લેખ કર્યો છે.

## ચમત્કાર-શાસ્ત્ર

**સિદ્ધપાહુડ**—કહાવલીમાં સૂચવ્યા મુજબ પાદલેપ, અંજન, ગુટિકા વગેરે સંબંધી માહિતી જે ગ્રંથમાં અપાયેલી હોય તે સિદ્ધપાહુડ. આ ગ્રંથના નામના અંતમાં 'પાહુડ' શબ્દ છે એ વિચારતાં એ કોઈ પુવ્વનો અધિકાર હોવો જોઈએ. આજે આ ગ્રંથ કોઈ સ્થળે જણાતો નથી, પરંતુ **યોગરત્નાવલી** અને **નાગાર્જુનનો કક્ષપુટી** ગ્રંથ આ વિષયનાં ઉદાહરણરૂપ છે. પાદલિપ્તસૂરિ અને નાગાર્જુન પગે લેપ લગાડી આકાશમાર્ગે વિહરતા હતા તે આ સિદ્ધપાહુડની સહાયતાથી હશે. આર્યસુસ્થિતસૂરિના બે ક્ષુલ્લક શિષ્યો અંજન આંજી અદશ્ય બની દુષ્કાળમાં ચન્દ્રગુપ્ત રાજાની જોડે જમતા તે પણ આ સિદ્ધપાહુડનો પ્રભાવ હશે. સ૦ ચ૦ (ભવ ૬, પત્ર [1]૫૨૧)મા એવી વાત આવે છે કે ચંડરુદ્દ (ચંડરુદ્ર) ચોર પાસે આંખમાં આંજવાની 'પરદિટ્ઠિમોહિણી'

---

રામકીર્તિ તે વિ. સં. ૧૨૦૭મા વિદ્યમાન દિ. મુનિ હોવાની સંભાવના કરાય છે. સાથે સાથે આ ગ્રંથ તે ભાં પ્રા. સ. મંગલ જગત્સુન્દરીયોગમાલાથી ભિન્ન હોવાનું પણ સૂચન છે.

૧ જુઓ પં. ભગવાનદાસ દ્વારા છાયા સાથે સંપાદિત કરાયેલી આવૃત્તિ (ભા. ૧).

(પરદષ્ટિમોહિની) નામની ચોરગુલિકા હતી એ પાણી સાથે મેળવીને આજતા એ તેમજ લચ્છી (સ લક્ષ્મી) અદૃશ્ય બન્યા હતા.

યોગચૂર્ણ વગેરેનુ સ્વરૂપ પણ સિદ્ધપાહુડમા દર્શાવાયુ હશે. આનો ઉપયોગ આર્યસમિતે કર્યો હતો એમ તેમણે યોગચૂર્ણ વડે નદીનો પ્રવાહ અટકાવી 'બ્રહ્મ'દ્વીપના પાચસો તાપસોને પ્રતિબોધ પમાડ્યાની હકીકત ઉપરથી જાણી શકાય છે

## મ ત્ર વિ દ્યા

સ્ત્રી-દેવતા વડે અધિષ્ઠિત તે 'વિદ્યા' અને પુરુષ-દેવતા વડે અધિષ્ઠિત તે 'મત્ર' એમ વિદ્યા અને [1]મત્રની વ્યાખ્યા જૈન ગ્રથોમા મળે છે [2]વિજ્જાપાહુડમા મત્રસ્વરૂપિણી અને અક્ષરાત્મક એવી અનેક વિદ્યાઓનો ઉલ્લેખ હશે કે જેના જ્ઞાનના ધારકને વિદ્યાધર કે [3]વિદ્યસિદ્ધ કહી શકાય દસમા અગ તરીકે સુપ્રસિદ્ધ પણ્હાવાગરણમા ચમત્કારિક વિદ્યાઓ હતી એમ એના સ્વરૂપના નિરૂપણ પરથી જણાય છે આવસ્સય(અ ૪)ની નિજ્જુત્તિ(ગા ૧૨૬૯)માં સર્વ [4]વિષને દૂર કરનારી વિદ્યા કહુ છુ એવી પ્રતિજ્ઞા કરી એના પછીની નીચે મુજબની ગાથા રજૂ કરાઈ છે —

---

૧ મહાનિસીહના અતમા વર્ણનો વિશ્લેષ કરી 'વર્ધમાન વિદ્યા અપાઈ છે એ આ પુ સ્મા ગ્ર (ભા ૩, પૃ ૭૦)મા છપાઇ છે ૨ જૈન ભડારોમા મત્ર અને વિદ્યાના જે વિવિધ ગ્રથો છે તેની એક યાદી "આપણા પ્રાભૃતો" (જૈન યુગ પુ ૧, અ ૪, પૃ ૧૩૨)મા અપાયેલી છે 'મહામન્ત્ર' નામની નાનકડી કૃતિની નોધ મે DCJM (Vol XVII, pt 4, pp 212-3)મા લીધી છે ૩ પેઢાલગ નામનો પરિવ્રાજક વિદ્યાસિદ્ધ હતો એ હકીકત આવસ્સયની હરિભદ્રસૂરિકૃત ટીકા (પત્ર ૬૮૫આ) ઉપરથી જાણી શકાય છે ૪ ઇ સ ૧૩૬૦ની આસપાસમા થઈ ગયેલા દિ૦ કવિ મગરાજે ખગેન્દ્રમણિ નામનો ગ્રન્થ રચ્યો છે એમા વિષના પ્રકાર, સર્પની જાતો, વિષનો નાશ કરવાની રીતો ઇત્યાદિ વિષયો છે આ ગ્રન્થ મદ્રાસ વિદ્યાપીઠ તરફથી કન્નડ ગ્રન્થમાળામા પ્રસિદ્ધ થયો છે

" सव्वे पाणाइवायं पच्चक्खाई मि अलियवयण च ।
सव्वमदत्तादाणं अब्बंभ परिग्गहं स्वाहा ॥ १२७० ॥ "[1]

અકાલદંતકપ્પ—જૈ૦ ગ્રં૦(પૃ. ૩૬૪)માં અકાલદંતકલ્પ નામની એક પાઇય કૃતિનો નિર્દેશ છે. શું આને મંત્ર સાથે સંબંધ છે?

## વિધિવિધાન (ક્રિયાકાંડ)

[2]વિહિમગ્ગપવા—જૈન શ્રમણોને અને શ્રાવકોને જે ધાર્મિક ક્રિયાઓ કરવાની છે તેની વિધિઓને લગતી કેટલીક કૃતિઓ પાઇયમાં છે. એ સૌમાં જિનપ્રભસૂરિએ જ. મ.માં રચેલી વિહિમગ્ગપવા નોંધપાત્ર છે. એના બીજક ઉપરથી જાણી શકાય છે કે એમાં સમ્યક્ત્વનું આરોપણ, સામાયિક લેવું અને પારવું, ઉપધાન, દીક્ષા, કાલગ્રહણ એમ વિવિધ બાબતો વિચારાઇ છે–એ દરેકની વિધિ દર્શાવાઇ છે. વિશેષમાં આ કૃતિમાં કેટલીક પ્રાચીન કૃતિઓ ઉદ્ધૃત કરાઇ છેઃ

(૧) માનદેવસૂરિએ ૫૪ ગાથામાં રચેલ ઉવહાણવિહિ.

(૨) કહારયણકોસગત અને ૫૦ પદ્યોમાં રચાયેલ ધયારોવણવિહિ.

(૩) અજ્ઞાતકર્તૃક ૫૧ ગાથાનું ઉવહાણપઇટ્ઠાપંચાસય.

જિનવલ્લભસૂરિકૃત પોસહવિહિપયરણનો ૧૫ ગાથામાં સારાંશ અપાયો છે.

જોગવિહિ ઇત્યાદિ—ભાં. પ્રા. સં. મં.માં ૧૩૯૨/૧૮૯૧-૯૫ ક્રમાંકવાળી તાડપત્રીય પ્રતિમા વિવિધ વિધિઓને લગતી કૃતિઓ છે.[3] જેમકે જ. મ માં ૬૪ પદ્યમાં રચાયેલ જોગવિહિ, ૪૧ પદ્યની ઉવહાણવિહિ, ૯ પદ્યની સંખિત્ત-જોગવિહિ ઇત્યાદિ.

૧ આ પ્રસંગ ક્રોધાદિ ચાર સર્પો અને એને અંગેની બંધદત્ત નાગદત્તની કથા-માનો છે. આ કથા હરિભદ્રસૂરિએ ટીકા (પત્ર ૫૬૫ અ-૫૬૯ અ)મા જ. મ.માં આપી છે. ૨ આ 'વિધિમાર્ગપ્રપા' એ નામે જિનદત્તસૂરિ-પ્રાચીનપુસ્તકોદ્ધાર-ફંડ તરફથી ઇ. સ. ૧૯૪૧મા છપાવાયેલ છે. ૩ જુઓ DCJM (Vol. XVII, pt.4).

**સામાયારી**—સમ્યક્ત્વ, વ્રત, પ્રતિમા ઇત્યાદિ ૨૧ બાબતો [1]**આયાર-વિહિ**માં અપાઇ છે. એક અજ્ઞાતકર્તૃક ૪૭ ગાથાની [2]**સુવિહિયસામાયારી** છે. વળી **ધનેશ્વરસૂરિ**ના શિષ્ય **શ્રીચન્દ્રસૂરિ**એ [3]**સુબોહસામાયારી** રચી છે. એમાં થોડોક ભાગ સં.માં છે. આ તેમજ બીજી સામાચારીઓ સાધુજીવનને મુખ્યતયા સ્પર્શે છે એટલે એમની દિનચર્યાને લગતી બે કૃતિ નોંધીશ :

(૧) **ભાવદેવસૂરિ**એ ૧૫૪ ગાથામાં જ. મ માં રચેલ [4]**જઇદિણચરિયા.**

(૨) **દેવસૂરિ**એ ૩૮૯ ગાથામાં રચેલી આ નામની [5]કૃતિ.

**સ્વ પ્ન વિ દ્યા**

**સૂયગડ** ( ૧, ૧૨, ૯ ), **પજ્જોસવણાકપ્પ** વગેરેમાં સ્વપ્નો વિષે હકીકત આવે છે એ ઉપરથી આને અંગે કોઇ પ્રૌઢ ગ્રન્થ રચાયો હશે એમ લાગે છે. **ઉત્તર૦** ( અ ૮, ગા. ૧૩ ) ઉપરની **નેમિચન્દ્રસૂરિ**કૃત ટીકા ( પત્ર ૧૩૦ અ–આ )માં સ્વપ્નના અર્થ ( interpretation ) વિષે પાઇયમાં અવતરણો છે એટલે સ્વપ્ન સંબંધી કોઈ ગ્રન્થ હોવો જોઇએ આ અવતરણો પૈકી કેટલાંક જગદેવકૃત [6]**સ્વપ્નચિન્તામણિ** સાથે મળતાં આવે છે.[7]

**સુવિણવિયાર**—**જૈ૦ ગ્ર૦** ( પૃ. ૩૫૭ )માં **સ્વપ્નવિચાર** નામની એક પાઇય કૃતિની નોંધ છે. આ ઉપરથી મેં આ નામ યોજ્યું છે.

**સુવિણદાર( સ્વપ્નદ્વાર )**—આની એક હાથપોથી પાટણમાં છે.

**પા ક શા સ્ત્ર**

**પોરાગમ**—**વ૦હિંડી**મા પોરાગમ વિષે ત્રણ સ્થળે ઉલ્લેખ છે.

---

૧ આ૦ સ૦ તરફથી ઇ. સ. ૧૯૧૯મા આ કૃતિ **સામાચારીપ્રકરણ** એ નામથી છપાવાઈ છે. ૨ જુઓ D O J M ( Vol. XVII, pt. 4, pp. 244–5 ) ૩ દે. લા. જૈ. પુ. સંસ્થા તરફથી ઇ સ. ૧૯૨૪મા આ છપાવાઈ છે. પ્રારંભમાં સં.મા વિષયસૂચી છે. ૪ ઋ કે. શ્વે. સંસ્થા તરફથી આ કૃતિ મતિસાગરસૂરિકૃત ટીકા સહિત ઇ. સ ૧૯૩૬મા છપાવાઈ છે. ૫ જુઓ D O J M ( Vol. XVII, pt. 4, pp. 264–5 ). ૬ આનું સંપાદન Negelein દ્વારા થયું છે. ૭ જુઓ શાર્પેન્ટિયરના ઉત્તર૦ ઉપરના ટિપ્પણો (પૃ. ૩૧૦ ઇ૦).

શું 'પોરાગમ' એ પાકશાસ્ત્રના પર્યાયરૂપ છે કે એ આ શાસ્ત્રના કોઇ ગ્રન્થનું નામ છે ?

## સંગીત

અ૦મા૦મા રચાયેલા અણુઓગદ્દારમા સગીતવિષયક સામગ્રી પદ્યમા છે એ ઉપરથી સગીતનો કોઇક ગ્રન્થ પાઇયમાં હશે એવી કલ્પના કરવા માટે આધાર મળે છે ?

## કામશાસ્ત્ર

મયણમઉડ—ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમ જે ચાર પુરુષાર્થો ગણાવાય છે તે પૈકી કામને ઉદ્દેશીને મ૦મા કોઈ જૈનેતરે રચેલી એક કૃતિ અમુદ્રિત દશામા બિકાનેરમા છે એનુ નામ મયણમઉડ છે. એના બે પરિચ્છેદો છે અને એની રચના પદ્યમા થયેલી છે એના આદ્ય ભાગના છ પદ્યો તેમજ અતની થોડીક પક્તિઓ ભા૦ વિ૦ ( ભા ૨, અ. ૨, પૃ ૧૯૨)મા છપાયેલી છે એ ઉપરથી આ મયણમઉડની રચના 'સિન્ધુ' નદીને કાંઠે આવેલા માણિક્યમહાપુર( માણપુર )ના નિવાસી ગોસન વિપ્રે કરી છે એમ જોઇ શકાય છે

## શિલ્પશાસ્ત્ર

વત્થુસારપયરણ—ભારતીય સાહિત્ય વિવિધ વિષયોની ખાણ છે એમાં શિલ્પશાસ્ત્રને લગતા પણ ગ્રન્થો છે જેમકે રૂસમરાંગણ, રાજવલ્લભ, મયમત, શિલ્પદીપક. પ્રાસાદમડન, રૂપમડન, વત્થુસારપયરણ ઇત્યાદિ આ પૈકી વત્થુસારપયરણ મ૦માં રચાયેલી કૃતિ છે, જ્યારે

૧ સગીત અને જૈન સાહિત્ય" એ નામનો મારો લેખ જૈ. સ પ્ર (વ ૧૦, અ. ૮, પૃ ૧૪૭-૧૫૦ )મા છપાયો છે આની પૂરવણીરૂપ લેખ આના પછીના અકમા છે ૨ જૈનાચાર્ય નર્મુદે કોકશાસ્ત્ર અને જૈન કવિ દામોદરે રસમોહશૃંગાર બરાનપુરમા રચેલ છે આમ જૈનોએ પણ કામવિષયક કૃતિ રચી છે ૩ ધારાનગરીના ભોજ રાજાએ ઇ સ ના ૧૧મા સૈકામા રચેલો આ ગ્રન્થ બે વિભાગમા ગા. પૌ. ગ્ર.મા ગ્રન્થાક ૨૫ અને ૩૨ તરીકે ઇ સ ૧૯૨૪ અને ૧૯૩૫મા પ્રસિદ્ધ થયેલો છે

બાકીની સં. કૃતિઓ છે. વત્થુસારપયરણના કર્તા જૈન છે એમ એના આરંભિક પદ્ય તેમજ પુષ્પિકા ઉપરથી જાણી શકાય છે. એમનું નામ ઠક્કર ફેરૂ છે અને એમની માતાનું નામ ચંદા ( સં. ચંદ્રા ) છે. એઓ 'ધંધકલશ' કુળમાં થયા છે. એઓ કન્નાણપુરમાં રહેતા હતા. એમણે આ શિલ્પશાસ્ત્ર-વિષયક ગ્રન્થ ૧૩૭૨ની સાલમાં વિજયાદશમીએ પૂર્ણ કર્યો. આ સવત વિક્રમ છે કે શક કે અન્ય કોઇ તે જાણવામાં નથી. પ્રસ્તુત ગ્રન્થ ત્રણ પ્રકરણોમાં વિભક્ત છે. પહેલા 'ગૃહનિર્માણ' પ્રકરણમાં ૧૫૧ પદ્યો છે; બીજા 'બિંબપરીક્ષા' પ્રકરણમાં ૫૩ છે; અને ત્રીજા 'પ્રાસાદ-વિધિ' પ્રકરણમા ૭૦ છે આમ કુલ્લે ૨૭૪ પદ્યો છે—ગાથા છે. પ્રકરણોનાં નામ ઉપરથી વિષય વ્યક્ત થાય છે તેમ છતાં વિશેષ સ્પષ્ટીકરણરૂપે એ ઉમેરીશ કે ભૂમિપરીક્ષા, દિક્સાધન, ભૂમિસાધન, દેવ-દેવીની મૂર્તિઓ અને તેમનાં શસ્ત્રો, પ્રાસાદના પચ્ચીસ પ્રકારો ઇત્યાદિ વિષે આ ગ્રંથમાં ઉલ્લેખ છે. આ ગ્રંથમાથી નવ ગાથા તેમજ આ ગ્રથનો સક્ષિપ્ત પરિચય સ્વ. હિમાંશુ-વિજયે "શિલ્પના બે જૈન ગ્રથો" એ લેખમા આપેલો છે.[1]

માર્કંડ ઋષિએ કોઇ ગ્રંથ પાઇયમા રચ્યો હશે એમ પણ્હાવાગરણની અભયદેવસૂરિકૃત વૃત્તિ( પત્ર ૪૪અ )માના [2]અગ્રતગણાત્મક પદ્યો પાઇયમાં હોવાથી અનુમનાય છે.

---

૧ આ લેખ "બુદ્ધિપ્રકાશ" ( પુ ૮, અ ૧, પૃ. ૨૨–૨૯ )મા છપાયેલો છે. એના આધારે મે અહી આ બાબતો નોધી છે

૨ " पेच्छइ सो तसथावरपणट्ठसुरनरतिरिक्खजोणीय ।
एगण्णव जगमिण महभूयविवज्जिय गुहिरं ॥
एवंविहे जगंमी पेच्छइ नग्गोहपायव सहसा ।
मदरगिरिं व्व तुग महासमुद्दं व विच्छिन्नं ॥
खधंमि तस्स सयणं अच्छइ तहि बालओ मणभिरामो ।
ससिवदो सुद्धहियओ मिउकोमलकुंचियसुकेसो ॥
हत्थो पसारिओ से महरिसिणो एह तत्थ मणिओ य ।
खंध इम विलग्गसु मा परिहिसि उदयबुड्ढीए ॥

## શિલાલેખો

આપણા ભારતવર્ષમાં સૌથી [1]જૂનામાં જૂના શિલાલેખો તરીકે [2]અશોકના [3]ધર્મશાસનોનો—ધર્મલિપિઓનો નિર્દેશ કરાય છે આ ધર્મશાસનો બ્રાહ્મી અને [4]ખરોષ્ઠી લિપિમાં પાઇય ભાષામાં કોતરાયેલા છે. જૂનાગઢ પાસે આવેલા ' ગિરનાર ' ગિરિની તળેટી, દહેરાદુન જિલ્લામાં કાલશી, પેશાવર પાસે શાહબાઝગઢી, પુરી જિલ્લામાં ધવલી, ગંજામ આગળ જૌગડ અને મુંબઇ પાસે સોપારા એ સ્થળોમાં આ ધર્મશાસનો-[5]શિલાલેખો કોતરાયેલા મળી આવે છે આ તેમજ બીજા પણ પાઇયમાં લખાયેલા શિલાલેખો ડૉ દિનેશચન્દ્ર સરકાર તરફથી સંપાદિત થઈ [6]Select Inscriptions bearing on Indian

---

तेण य घेत्तु हत्थे ८ मीलिओ सो रिसी तओ तस्स ।
पेच्छइ उदरंमि जय सच्चेल्वणकाणण सव्व ॥ ”

૧ ભારતીય પ્રાચીન લિપિમાલા (પૃ ૨)માં વીરસંવત્ ૮૪ના એક શિલાલેખનો ઉલ્લેખ છે આ બ્રાહ્મી લિપિમાં છે એને અંગે ' बडलीत्तम स्तंभ लेख ( ई० पू० ४४३ अथवा ३७३ ) ” નામનો લેખ શ્રી બાલચન્દ્ર જૈને લખ્યો છે અને એ “ અનેકાન્ત ” (વ ૧૦, કિ ૪)માં છપાયો છે એમાં લેખકે આ વીરસંવત્ ન હોય તો નન્દસંવત્ હશે એમ કહ્યું છે ૨ ડૉ ત્રિ લ શાહને મતે એમના નહિ પણ એમના પૌત્ર સંપ્રતિના છે હુલ્ત્શ (Hultzsch)ની કૃતિ Inscriptions of As'oka ઑક્સફર્ડથી ઇ સ. ૧૯૨૫માં છપાયેલ છે ૩ આ શિલાલેખગત ધર્મપ્રવચનને અંગ્રેજીમાં ' edict ' કહે છે તેરમી ધર્મલિપિ અશોકના હૃદયપલટાનો ખ્યાલ આપે છે ૪ ખરોષ્ઠી લેખોને અંગે ટી બરો (Burrow)એ The Language of the Kharosthī Documents નામની કૃતિ રચી છે અને એ કેમ્બ્રિજથી ઇ સ ૧૯૩૭માં પ્રસિદ્ધ થઈ છે સ્ટેન કોનોકૃત Kharosthī Inscriptions ઑક્સફર્ડથી ઇ સ. ૧૯૨૯માં છપાયેલ છે ૫ આ શિલાલેખોનું વ્યાકરણ એમ એ મેહેન્ડલે (Mehendale) દ્વારા તૈયાર કરાયું છે એ “ A comparative Grammar of the As'okan Inscriptions ' ના નામે લેખરૂપે BDCRI (3 325-30)માં છપાયું છે ૬ આ પુસ્તક કલકત્તા વિદ્યાપીઠ તરફથી ઇ. સ ૧૯૪૨માં પ્રસિદ્ધ થયું છે

History and Civilization ([1]Vol I)માં રજૂ કરાયા છે આમાંના કેટલાક શિલાલેખની પાઇય ભાષા ઉપર [2]સં॰ અને કેટલાક શિલાલેખની સં॰ ભાષા ઉપર પાઇયની અસર જોવાય છે એમ જણાય છે કે લગભગ ઇ સ ની પહેલી સદી સુધીના તમામ ભારતીય શિલાલેખો 'પાઇય'માં છે.

હાથીગુંફાનો શિલાલેખ [3]'કલિંગ' દેશના નરેશ [4]ખારવેલના રાજ્યના તેર વર્ષની હકીકત પૂરી પાડે છે. જોધપુરની પશ્ચિમે આવેલા ઘટિયલા ગામમા [5]વિ સ ૯૧૮નો [6]શિલાલેખ છે. એની ભાષા

---

૧ આના Book I, Book II એમ વિભાગ પડાયા છે. ૨ જુઓ પુસ્તક બીજું, શિલાલેખ ૧૦, ૨૬, ૪૦, ૪૧, ૪૨, ૪૪, ૪૫ ઇત્યાદિ ૩ આ. પ્ર. સ્મા. ગ્ર. (ભા ૩, પૃ ૮૭-૧૦૦)મા ડૉ. બૂલચંદનો Jainism in Kalinga-Des'a નામનો લેખ છપાયો છે એમા 'કલિંગ'થી શુ સમજવુ એ વિષે પ્રારભમા ઊહાપોહ છે ત્યાર બાદ ખારવેલના શિલાલેખ, રાજ્ય અને સમય વિષે વિચાર કરાયો છે ૪ "અનેકાન્ત" (વ. ૧)મા ખારવેલને અગે હિંદી લેખો છે· બાબુ છોટેલાલનો महाराज खारवेल (કિ ૫, પૃ ૨૮૪-૮) મુનિ કલ્યાણવિજયનો राजा खारवेल और उसका वंश (કિ ૪, પૃ ૨૨૬-૯), કામતાપ્રસાદનો આ જ નામનો લેખ (કિ ૫, પૃ. ૨૯૭-૩૦૧), કલ્યાણવિજયનો राजा खारवेल और हिमवत थेरावली (કિ ૬-૭, પૃ ૩૪૨-૩૫૦) અને કામતાપ્રસાદનો આ જ નામનો લેખ (કિ ૧૧-૧૨, પૃ. ૬૨૧), કાશીપ્રસાદ જયસ્વાલનો चक्रवर्ती खारवेल और हिमवत-थेरावली (કિ ૬-૭, પૃ. ૩૫૨), અને એમનો श्रीखारवेलप्रशस्ति और जैन धर्मकी प्राचीनता (કિ ૪, પૃ ૨૪૧-૨), પુણ્યવિજયનો महाराजा खारवेल सिरिके शिलालेखकी १४ वीं पंक्ति (કિ. ૩, પૃ ૧૪૨-૪) અને કામતાપ્રસાદનો सिरि खारवेल के शिलालेख की १४वीं पंक्ति (કિ. ૪, પૃ. ૨૩૦-૨૩૧) ૫ આ જ વર્ષનો એક શિલાલેખ આ જ ગામમાથી—મ ડોરના પ્રતિહાર રાજા કક્કના ગામમાથી સ.મા લખાયેલો મળે છે એમા ગુજરાત માટે गुर्जरत्रा શબ્દ છે. ૬ આ સમગ્ર શિલાલેખ પૂરનરકૃત પ્રાકૃતપ્રવેશિકા (પૃ. ૨૦૪-૨૦૭)મા છપાયેલો છે એનો હિન્દી અનુવાદ પૃ

ગ૦ મ૦ છે એમા ૧૨૩ પદો છે એમા ' ગુજરાત ' માટે गुज्जरत्ता શબ્દ વપરાયેલો છે લગભગ ઇ સ ના બીજા સૈકામાં થઈ ગયેલા વાસિષ્ઠીપુત્ર પુલુમાવિનો નાસિકનો શિલાલેખ રાજાના ભાટની મનોદશાનો ચિતાર રજૂ કરે છે સાથે સાથે એની શૈલી પણ આકર્ષક છે ' આન્ધ્ર ' વશના કેટનાક શિલાલેખો પાઇયમા મળે છે આમ જે શિલાલેખો પાઇય ભાષામા મળે છે એ આ ભાષાની [2]લોકપ્રિયતા સૂચવે છે

પાલિ અને પેસાઇની પેઠે શિલાલેખોની પાઇય ભાષા પ્રાચીન ગણી શકાય અને સો૦ અને માગહી એના કરતા અર્વાચીન ગણાય કેટનાક પાઇય શિલાલેખો એના વિષયની મહત્તાને લઇને અને શૈલીની મનોહરતાને લઇને સાહિત્યની કૃતિનુ માનવંતુ સ્થાન પામી શકે તેમ છે

## સિ ક્કા ઓ

' નાગ ' વશના ભારશિવોએ ઇ સ ૧૫૦થી ઇ સ ૨૪૮ સુધી રાજ્ય કર્યું છે એ પરમ શિવભક્તોએ દસ અશ્વમેધ યજ્ઞ કર્યા હતા એમણે પાઇય ભાષાને ઉત્તેજન આપ્યુ હતુ એમણે પોતાના સિક્કાઓ ઉપર આ ભાષાનો ઉપયોગ કર્યો હતો [3] ડૉ દિનેશચન્દ્ર દ્વારા સપાદિત

---

૨૦૮-૨૧૦મા અપાયેલો છે. મારવાડનો આ સૌથી પ્રાચીન શિલાલેખ છે એમ "જૈન સાહિત્ય સમેલન "ગત "मारवाडके सबसे प्राचीन शिलालेख "મા સૂચવાયુ છે

૧ આના ૧૯મા અને ૨૨મા પદ્ય નીચે મુજબ છે —

' वरिससएसु अ णवसु अट्ठारहसमग्गलेसु चेतम्मि ।
णक्खत्ते विहुहत्थे बुहवारे धवलबीआए ॥ १९ ॥ "

" तेण सिरिकक्कुएण जिणस्स देवस्स दुरिअणिद्दलण ।
काराविअ अचलमिमं भवण भत्तीए सुहजणय ॥ २२ ॥ "

૨ નાટકોમા સ્ત્રી વગેરે પાઇય ભાષા બોલે છે એ પણ આ ભાષાની લોકપ્રિયતાને આભારી ગણાય છે ૩ જુઓ શ્રી ડુ ગરસી ધરમશી સપટનો ભા. વિ. (વ ૨, અ. ૨ )મા છપાયેલો લેખ નામે "ભારતવર્ષનુ મહાન્ વાકાટક સામ્રાજ્ય ' (પૃ ૧૫૧ )

શિલાલેખોના ગ્રન્થમાં સિક્કાઓને પણ સ્થાન અપાયું છે એટલે આ સમ્બન્ધમાં આ ગ્રન્થ જોવા ઘટે.[1]

આ પ્રમાણે આપણે કયા કયા વિષયને અંગે પાઇયમાં અને ખાસ કરીને જૈ૦ મ૦માં કઇ કઇ કૃતિઓ ઇત્યાદિ છે તેનું વિહગાવલોકન કર્યું. એટલે હવે વિવિધ પાઇય ભાષાઓ પૈકી કઇ ભાષામાં કયા કયા વિષયની કેવી અને કેટલી કૃતિઓ છે એ બાબત વિચારીશું અને સાથે સાથે "અપભ્રંશ" સાહિત્યની આછી રૂપરેખા આલેખીશું

## ભાષાદીઠ સાહિત્ય

**અદ્ધમાગહી સાહિત્ય**—ગદ્ય કરતા પદ્યની ભાષા વધારે પ્રાચીન છે એમ આ સાહિત્યગત આચાર વગેરેને અંગે કેટલાક વિદ્વાનોનું માનવું છે જૈનોના ૪૫ આગમો અને ૫ ચઉસુત્ત એટલું અ૦ મા૦ સાહિત્ય ગણાય છે[2] આ પૈકી [3]આગમોને અંગે મ આ૦ આ૦ અ૦ ( ભા ૧ )માં, HCLJમાં તેમજ આગમોનું દિગ્દર્શન એ કૃતિમાં વિસ્તારથી વિચાર કર્યો છે એટલે અહીં હું એટલું જ કહીશ કે અ૦ મા૦ સાહિત્ય એ ધાર્મિક ( લોકોત્તર ) સાહિત્ય છે અને તે પણ જૈનોની અને તેમાં પણ શ્વેતામ્બરોની એ સર્પાત્ત છે લૌકિક યાને ધર્મનિરપેક્ષ ( secular ) સાહિત્ય આ ભાષામાં હોવું તો જોઇએ પણ એ બહુધા નાશ પામ્યું છે. આમ આજે જે અ૦ મા૦ સાહિત્ય ઉપલબ્ધ છે તેમાં વ્યાકરણ, કોશ, છંદ, અલંકાર કે નાટકને લગતી એકે સળંગ કૃતિ નથી

---

૧ સમુદ્રગુપ્તના સિક્કા પર ચીની રીતિનું સ્મરણ કરાવનાર ઊર્ધ્વાધિલેખન પદ્ધતિએ લખાણ છે  ૨ ડૉ શુબ્રિંગે થોડા વખત ઉપર ઇસિભાસિય ( પા ઇસિભાસિય )નું સંપાદન કર્યું છે  ૩ આગમોને અનુલક્ષીને—જાણે એના વિવરણરૂપ ન હોય તેમ જૈ૦મ૦માં રચાયેલ ઓઘનિર્યુક્ત્યુદ્ધાર કાયોત્સર્ગોદ્ધાર, પ્રતિક્રમણોદ્ધાર, પ્રત્યાખ્યાનોદ્ધાર અને શાલિભદ્રસૂરિકૃત પ્રત્યાખ્યાનવિચાર તેમજ વંદનકચૂર્ણિ, વંદનકવૃત્તોદ્ધાર, ષડાવશ્યકોદ્ધાર અને સામાયિકોદ્ધારની નોંધ પ જૈ ભા સૂ ની પ્રસ્તાવના ( પૃ ૧૫–૭)માં છે

[1]મરહટ્ઠી સાહિત્ય—[2]શ્વે૰ અનાગમિક સાહિત્ય જ૰ મ૰માં છે. આગમોની [2]નિજ્જુત્તિઓ અને એનાં [3]ભાસ તથા [4]ચુણ્ણિઓના અમુક ભાગો તેમજ વ૰ હિંડી અને પઉમચરિય એ જ૰ મ૰ સાહિત્યના પ્રાચીન નમૂના છે. સ૰ ચ૰નો પદ્યાત્મક ભાગ આ ભાષામાં છે અને ગદ્યાત્મક ભાગ સૌ૰ની અસરવાળો છે. ઇ. સ.ના નવમા સૈકામાં રચાયેલી વૃત્તિથી વિભૂષિત ઉવએસમાલા પણ મ૰ સાહિત્યનો ભાગ છે. ઇ. સ.ના બીજા-ત્રીજા સૈકાથી મ૰માં શ્વે૰ વિદ્વાનોએ કૃતિઓ રચી છે અને આજે પણ એ પ્રવૃત્તિ અંશતઃ ચાલુ છે. ગીતો અને પદ્યો માટે [5]મ૰નો અને એજ હેતુ માટે આગળ જતાં [6]અવહટ્ઠ'નો ઉપયોગ કરાતા એ બનેને સાહિત્યની ભાષા તરીકેનું ગૌરવવંતું સ્થાન મળ્યુ.

સોરસેણી સાહિત્ય—દિ૰ પાઇય કૃતિઓ મોટે ભાગે જ૰ સૌ૰માં છે. કુમારકૃત [7]બારસાણુવેક્ખા યાને કત્તિકેયાણુવેક્ખા, દેવસેનકૃત [8]દંસણસાર[9] અને ૭૧૭ ગાથાનો [10]ભાવસંગહ, નેમિચન્દ્ર ( વિ. સં.

---

૧ ધમ્મોવએસમાલાના વિવરણ ( પૃ. ૪ )મા જયસિંહસૂરિએ અટવીનું વર્ણન કરતા આ ભાષાને અંગે કામિની અને અટવીના પક્ષમા પણ ઘટાવી શકાય એવા વિશેષણો વાપર્યા છે પ્રસ્તુત લખાણ નીચે મુજબ છે—

" सललियपयसचारा पयडियमयणा सुवण्णरयणेल्ला ।
मरहट्ठयभासा कामिणी य अडवी य रेहति ॥ "

૨-૪ આની માહિતી માટે જુઓ HOLJ (ch. VI) અને આગમોનું દિગ્દર્શન ( પૃ. ૨૨૨-૨૨૫ ). ૫ જુઓ મૃચ્છકટિકમાના મ૰ પદ્યો. ૬ ગીતગોવિન્દ સૌથી પ્રથમ 'અવહટ્ટ'મા હશે અથવા આ જાતનુ સાહિત્ય 'અવહટ્ટ'મા હોય તેને સ૰ ૩૫ અપાયુ હશે એમ આ મુ. રમા ગ્રં. ( ભા ૩, પૃ. ૧૯૫ )મા ઉલ્લેખ છે. ૭ આ ૪૮૯ ગાથાની કૃતિ નાથારગ ગાંધી તરફથી પ્રસિદ્ધ થયેલી છે. ૮ જુઓ પૃ. ૧૬૫ ૯ આમાં શ્વે૰ વગેરે દસ સપ્રદાયોના મતવ્યોની આલોચના છે. દ્રાવિડ, યાપનીય, કાષ્ઠા, મથુરા અને ભિલ્લક એ દિ૰ સઘો વિષે પણ ઉલ્લેખ છે ૧૦ મા દિ જૈ. ગ્રં.મા વિ. સ ૧૯૭૮મા છપાયો છે

૭૩૫)ની [1]પાંચે કૃતિઓ, કુન્દકુન્દની બધી કૃતિઓ તેમજ આ [2]પૂર્વે નિર્દેશેલી [3]કૃતિઓ પણ જ૦ સો૦માં છે.

નિત્ય પાઠ કરવામાં દિ૦ સો૦માં રચાયેલ 'ભક્તિ'નો ઉપયોગ કરતા હોય એમ લાગે છે. આ એમનું ભક્તિ-સાહિત્ય છે.

સો૦ સાહિત્યની સ્થિતિ વ્યાકરણ વગેરે ( technical ) વિષયોને અંગે અ૦ મા૦ જેવી છે. સો૦નો ઉપયોગ નાટકોમાં થયો છે.

**માગધી સાહિત્ય**—માગધી ભાષામાં રચાયેલી કોઇ પણ વિષયની સ્વતંત્ર એક કૃતિ અત્યાર સુધી તો મળી નથી, પરંતુ આ ભાષાને કેટલાંક નાટકોમાં સ્થાન અપાયેલું છે. ડૉ. પિશેલે કંડિકા ૨૩માં નિમ્નલિખિત પાત્રો આ ભાષા બોલે છે એમ સૂચવ્યું છે:—

| નાટક | પાત્રો |
| --- | --- |
| [4]મૃચ્છકટિક | [5]શકાર, સ્થાવરક, સવાહક, કુંભીલક, વર્ધમાનક, બે ચંડાળ અને રોહસેન. |
| અભિજ્ઞાન-શાકુન્તલ | ધીવર, રાજપુરુષ અને સર્વદમન. |

૧ ખવણાસાર, ગોમ્મટસાર, તિલોયસાર ( વિશ્વરચનાને લગતી કૃતિ, જુઓ પૃ. ૧૬૪), દવ્વસંગહ અને લદ્ધિસાર. ૨ જુઓ પૃ. ૧૫૨, ૧૫૭, ૧૫૮, ૧૬૦, ૧૬૧, ૧૬૪, ૧૬૫ ને ૧૭૫. મૂલાચાર (અ. ૧૦)ની ગા. ૮૭-૯૦ તે મૂળે સમ્મઇ-પયરણ (કંડ ૨)ની ૪૦-૪૩ ગાથા છે ૩ ઇ સ ૧૦૫૦મા સુભાષિતરત્નસંદોહ અને વિ. સ. ૧૦૭૩મા પંચસંગહ યાને સ. ગોમ્મટસાર રચનારા અમિતગતિએ ભગવઈઆરાહણાના પદ્યબદ્ધ સ. અનુવાદરૂપે ભગવતી-આરાધના નામનો ગ્રન્થ રચ્યો છે. આ ગ્રન્થ સોલાપુરથી ઇ. સ ૧૯૩૫મા પ્રસિદ્ધ થયો છે. સ.મા યોગસારપ્રાભૃતના રચનારનુ નામ પણ અમિતગતિ છે, પણ એઓ આ અમિતગતિના દાદાગુરુના ગુરુ હશે એમ જૈ. સિ ભા. ( ભા ૮, કિ ૧, પૃ. ૩૪)મા ઉલ્લેખ છે ૪ આ નાટકમા અર્થશાસ્ત્રના સિદ્ધાન્તો અને રાજદ્વારી ખટપટોનુ નિરૂપણ છે સ્વામી તરફની વફાદારી, મિત્રસ્નેહ ઇત્યાદિ આર્ય સદ્‌ગુણોનો ઉત્કર્ષ અહીં આલેખાયો છે. ૫ શકારના શ્લોકો અને વિનોદોથી એનુ માગધી વક્તવ્ય (ગદ્યમા અને પદ્યમા ) ખાસ ધ્યાન ખેંચે છે. એવી રીતે રુધિરપ્રિય અને મગધાગાધા દ્વારા યુદ્ધનુ વર્ણન પણ આકર્ષક છે.

| નાટક | પાત્રો |
|---|---|
| પ્રબોધચન્દ્રોદય | ચાર્વાકશિષ્ય અને ઉત્કલદૂત. |
| [1]મુદ્રારાક્ષસ | દાસ, જૈન ભિક્ષુ, દૂત, સિદ્ધાર્થક અને સમિદ્ધાર્થક (જ્યારે તેઓ ચંડાળ બને છે ત્યારે). |
| વેણીસંહાર | રાક્ષસ (રુધિરપ્રિય) અને એની પત્ની (વસાગંધા). |
| મલ્લિકામારુત | હસ્તિપાલક. |
| નાગાનંદ | નોકરચાકર. |
| ચંડકૌશિક | ચંડાળ અને ધૂર્ત. |
| ધૂર્તસમાગમ | નાપિત. |
| હાસ્યાર્ણવ | સાધુ હિંસક. |
| લટકમેલક | દિગંબર ભિક્ષુ. |
| અમૃતોદય | જૈન ભિક્ષુ. |

પૈસાઈ સાહિત્ય—પૈસાઈ ભાષામાં રચાયેલી એક પણ કૃતિ પૂરેપૂરી મળતી નથી. ધર્મકથાની જેમ આદર અને લોકપ્રિયતા પામેલી કથા તે વડ્ડકહા યાને બિહક્કહા છે. આ ગ્રન્થ પ્રાચીન ભારતની લૌકિક વાર્તાઓનો એક આકર-ગ્રન્થ હતો. [2]બાણ, [3]સુબન્ધુ, [4]દંડી, [5]જિનસેન, [6]ધનંજય, [7]ધનિક, [8]ધનપાલ, [9]હેમચન્દ્ર વગેરે અનેક સં. કવિઓએ આ કૃતિની સાદર અને સાનંદ નોંધ લીધી છે.[10]

---

૧ પ૦ ઐ૦ આ૦ (પૃ. ૨૧૯)માં વિશાખદત્તની આ કૃતિ છઠ્ઠા શતકથી ચોથા ચરણમાં રચાયાનો અને કિરાતાર્જુનીય એનાથી પહેલાં—છઠ્ઠા શતકથી વહેલા રચાયાનો સંભવ દર્શાવાયો છે. ૨ જુઓ હર્ષચરિત (પીઠિકા, શ્લો. ૧૭). કાદમ્બરીના વસ્તુના પાયારૂપે વડ્ડકહા હશે એમ મનાય છે. ૩ જુઓ વાસવદત્તા. ૪ જુઓ કાવ્યાદર્શ (૧, ૩૮). ૫ જુઓ આદિપુરાણ (૧, ૧૧૫). જિનસેને કહ્યું છે: "पुरातनं पुराणं स्यात् तन्महन्महदाश्रयात्". ૬ આ દશરૂપકના કર્તા છે. જુઓ નિર્ણયસાગરની ચોથી આવૃત્તિ (પૃ. ૩૩-૩૪). ૭ આ ધનંજયના ભાઈ છે એમણે દશરૂપકની ટીકા (પૃ. ૩૪)માં બૃહત્કથાનો મુદ્રારાક્ષસના મૂળ તરીકે નિર્દેશ કર્યો છે. ૮ જુઓ તિલકમંજરી (પૃ ૩). ૯ જુઓ હેમ૦ કાવ્યાનુશાસન (અ. ૮, સૂ. ૮)ની સ્વોપજ્ઞ વૃત્તિ. ૧૦ બાણાદિની કૃતિઓમાંથી પ્રસ્તુત અવતરણો વ૦ હિંદી (પ્રથમ ખંડ)ના ઉપોદ્‌ઘાત (પૃ. ૬)માં અપાયાં છે. જિનસેનની કૃતિ વિષે અહીં ઉલ્લેખ નથી.

**વિસેસનિસીહચુણ્ણિ**માં લૌકિક કામકથા તરીકે **નરવાહણદત્તકહા**નો ઉલ્લેખ છે તે બૃહત્કથાના નાયક [1]**નરવાહનદત્ત**ને જ ઉદ્દેશીને હોવાથી તો આ ચુણ્ણિ પણ વડ્ડકહાને જ નિર્દેશે છે એમ કહેવાય. **ઉદ્યોતન**સૂરિકૃત **કુવલયમાલા**ના મંગલાચરણમાં ગુણાઢ્યની અને એમની આ કૃતિ **વડ્ડકહા( બૃહત્કથા )**ની નીચે મુજબ પ્રશંસા છે:–

" सकलकलागमनिलया सिक्खावियकइयणा सुमुहयंदा ।
कमलासणो गुणड्ढो सरस्सई जस्स **वड्डकहा** ॥ "

અર્થાત્ **વડ્ડકહા ( બૃહત્કથા )** એ સકળ કળાઓના બોધ માટેનો ભંડાર છે, કવિજનોની અધ્યાપિકા છે, [2]સુંદર વદનવાળાને આહ્લાદક છે, અને એ ગુણાઢ્ય નામના બ્રહ્માની **સરસ્વતી** છે.

દક્ષિણ ભારતના ઇ. સ ની છઠ્ઠી સદીના એક તામ્રપત્રમાં અને 'કાંબોડિયા'ના નવમી સદીના એક શિલાલેખમા **બૃહત્કથા**નો ગૌરવપૂર્વક ઉલ્લેખ છે. આ કયારમણીની રાણી આજે આપણાથી રિસાઈ ગઇ છે.

[3]**રૂપાન્તરો**—**વડ્ડકહા**ના ત્રણ સંસ્કૃત રૂપાન્તરો મળે છે: ( ૧ ) પાંચમા કે છઠ્ઠા સૈકામા થઇ ગયેલા બુધસ્વામીએ નેપાલમાં રચેલો **બૃહત્કથાશ્લોકસંગ્રહ**, ( ૨ ) અગિયારમા સૈકાના **સોમદેવ ભટ્ટે** કાશ્મીરમાં રચેલો **કથાસરિત્સાગર** અને ( ૩ ) અગિયારમા સૈકાના **ક્ષેમેન્દ્રે** કાશ્મીરમા રચેલી [4]**બૃહત્કથામંજરી**. [5]બુધસ્વામીના રૂપાન્તરથી

૧ કાલિદાસે મેઘદૂત(પૂર્વમેઘ, શ્લો. ૩૧)મા " બૃહત્કથાના નાયક નરવાહનદત્તના પિતા ઉદયનની કથામા નિપુણ એવા અવન્તિવાસી ગ્રામવૃદ્ધોનો ઉલ્લેખ " કર્યો છે એમ ઉપર્યુક્ત ઉપોદ્ઘાત ( પૃ. ૬ )મા કહેવાયુ છે, પણ ઉદયનને આ નામનો પુત્ર હોવાની સબળ સાબિતી છે એમ કોઈ કોઇ પ્રશ્ન ઉઠાવે છે. ૨ આથી 'સુંદર વચન બોલનાર' એવો અર્થ કરાય. 'सुमुखकन्दा' એનું સમીકરણ કરતા અન્ય અર્થ થઈ શકે છે. ૩ જુઓ પૃ. ૯૫. ૪ દક્ષિણ ભારતમા વામનભટ્ટે બૃહત્કથામંજરી રચી છે. એનો થોડોક જ ભાગ પ્રસિદ્ધ થયો છે. ૫ P L O I C( પૃ. ૨૫ )મા એવો ઉલ્લેખ છે કે લગભગ ઇ. સ.ના આઠમા સૈકામા થઇ ગયેલા બુધસ્વામીએ રચેલો બૃહત્કથાશ્લોકસંગ્રહ એ સૌથી પહેલું સં. રૂપાન્તર ( version ) છે.

બીજાં બે રૂપાન્તરો કેટલીક મહત્ત્વની બાબતમાં જુદાં પડે છે. બંને કાશ્મીરી રૂપાન્તરોમાં અઢાર અઢાર લંબ(ભ)કો છે. બૃહત્કથાશ્લોકસંગ્રહનો જેટલો ભાગ મળે છે તેમાં ૨૮ સર્ગો છે અને ઘણા સર્ગને અંતે 'લાભ' શબ્દ છે.

વિષય—રૂપાન્તરો વિચારતાં એમ લાગે છે કે કૌશાંબીના અધિપતિ વત્સરાજ ઉદયનના પુત્ર નરવાહનદત્તનાં વિવિધ પરિભ્રમણો અને પરાક્રમો તેમજ અનેક માનવ અને વિદ્યાધર કન્યાઓ સાથેનાં એમનાં પાણિગ્રહણો વડ્ડકહામાં નિરૂપાયાં હશે. વંહિંડી જોતાં એમ ભાસે છે કે વડ્ડકહામાં કથાપીઠ તેમજ ઉપસંહાર હોવાં જોઇએ. (૧) કથાપીઠમાં ઉદયન અને એની રાણીઓની કથાઓ, (૨) કથામુખમાં કથા કહેનાર તરીકે નરવાહનદત્તનો પરિચય, (૩) નરવાહનદત્તે વર્ણવેલી 'લંભો'ની શ્રેણિ અને (૪) ઉપસંહાર એ પ્રમાણે વડ્ડકહામાં વસ્તુની આયોજના હશે એમ લાકોતેનું માનવું છે.

રચના-સમય—વડ્ડકહાનાં બે સંસ્કૃત રૂપાન્તરો પ્રમાણે [1]ગુણાઢ્ય કવિ એ 'પ્રતિષ્ઠાન'ના રાજા સાતવાહનના સમકાલીન થાય છે. આ સાતવાહન તે જ શકપ્રવર્તક [2]શાલિવાહન હોય એમ જણાય છે. આ હિસાબે આ અદ્ભુત કથાની રચના ઇ સ ની શરૂઆતમાં થઇ છે એમ કહી શકાય. વંહિડી જેવા બૃહત્કથાના પ્રાચીનતમ રૂપાન્તરનો વિચાર કરતાં ડૉ. આલ્સડોર્ફ નીચે મુજબ કહે છે:

"ડૉ. બુલ્હરની જેમ ગુણાઢ્યને ઇસવી સનની પહેલી કે બીજી શતાબ્દીમાં અથવા લાકોતેની જેમ ત્રીજી શતાબ્દીમાં મૂકવાને બદલે—વધારે પ્રાચીન સમયમાં નહીં—તો ઈસવી સનની પૂર્વે પહેલી અથવા બીજી શતાબ્દીમા આપણે જવું જોઈએ "[3]

---

1 એઓ જૈન હતા કે કેમ એ સંબધી કોઈ નિર્ણયાત્મક ઉલ્લેખ જોવાતો નથી. એઓ ચારણ હતા એવું ચારણી અનુમાન છે. જુઓ ચા૦ ચા૦ સા૦ (પૃ. ૨૧).
2 આને અંગે લીલાવઇકહાની અંગ્રેજી પ્રસ્તાવના (પૃ.૩૬-૫૮)મા ઊહાપોહ છે 3 જુઓ વંહિંડીનો ઉપોદ્ઘાત (પૃ. ૧૦).

વરરુચિએ અને ચંડે પોતપોતાના પાઇયને લગતા વ્યાકરણમાં પેસાઈ ભાષાનાં લક્ષણો સમજાવવા માટે ઉદાહરણો આપ્યા છે, પણ એ તો છૂટાછવાયા શબ્દો પૂરતા છે.

હેમચન્દ્રસૂરિએ સિ. હે. (અ. ૮, પા. ૪, સૂ. ૩૨૬)ની સ્વોપજ્ઞ વૃત્તિમાં ચૂલિયાપેસાઈમાં ગૂથાયેલાં બે પદ્યો આપ્યાં છે. **સરસ્વતી-કંઠાભરણ** (પ્રકાશ ૨, પદ્ય ૧૭)ના વિવેચનમાં ઉદાહરણરૂપે પહેલું પદ્ય છે અને આજડ આ પદ્યની વ્યાખ્યા કરતાં કહે છે કે આ બૃહત્કથાનો આદિ નમસ્કાર છે અને આ પૈશાચી[1] ભાષા છે.

**કુમારવાલચરિય** (સ ૮)માં શ્લો. ૬-૧૧ પેસાઈમાં છે. ઉદ્દ્યોતનસૂરિકૃત **કુવલયમાલા**માનું કેટલુંક લખાણ પેસાઈમા છે. પેસાઈ સાહિત્યના જૂનામાં જૂના નમૂના તે અશોકના શહબાઝગઢી અને મનસેહરામાં કોતરાયેલા શિલાલેખો ગણાય છે

**ચૂલિયાપેસાઈ-સાહિત્ય**—આ ભાષામા આજે એકે કૃતિ ઉપલબ્ધ નથી; બાકી સિ૦ હે૦ (અ ૮, પા. ૪, સૂ ૩૨૬)ની સ્વોપજ્ઞ વૃત્તિમા બે પદ્યો, **કુમારવાલચરિય** (સ ૮)માં શ્લો ૧૨ ને ૧૩, **હમ્મીરમદ-મર્દન**માં ગોરી-ઇસપ અને મીનત્-શ્રીકાર એ બે પાત્રોનુ કથન તેમજ **મોહપરાજય** (અંક ૪)મા શૂના અને મારી એ બે બેનોનુ વક્તવ્ય તેમજ કેટલાક છ અને આઠ ભાષામા રચાયેલા સ્તોત્રગત પદ્યો એ આ ભાષામાં ગૂથાયેલા સાહિત્યના નિદર્શનરૂપ છે. જેમ માગહી અને પેસાઈ સાહિત્યમા એક સ્વતન્ત્ર કૃતિ મળતી નથી તેમ ચૂલિયાપેસાઈ માટે સમજવુ.

**અંશત' પાઇય કૃતિઓ**—પાઇય ભાષામા જેમ અખડિત સ્વતંત્ર કૃતિઓ મળે છે તેમ આ ભાષામાં લખાયેલા અંશો અન્યાન્ય કૃતિઓમાં પણ જોવાય છે. દા૦ ત૦ ના૦ શા૦ (અ ૧૭)મા મ૦મા લખાણ છે.[2]

---

૧ જુઓ ભા૦ વિ૦ (વ. ૩, અ. ૧)ગત "ગુણાઢ્ય કવિની બૃહત્કથાનો આદિ શ્લોક" ૨ આનુ અંગ્રેજી અનુવાદ સહિત સપાદન એમ. એમ. ઘોષે "The date of Bharatīyanāṭyas'āstra" એ લેખમા કર્યું છે. આ લેખ J D L (Calcutta, 1934)મા પ્રસિદ્ધ થયેલો છે.

અહીં વિવિધ છંદનાં ઉદાહરણો પાઇયમાં છે.[1] જૈન આગમોની અનેક ચુણ્ણિઓનો કેટલોક ભાગ પાઇય અને સં૦ એમ ઉભય ભાષાના [2]સંમિશ્રણરૂપ ભાષામાં તેમજ કોઇ કોઇ ભાગ કેવળ પાઇયમાં પણ રચાયેલો છે. ગા૦ પૌ૦ ગ્રં૦માં પ્રસિદ્ધ થયેલી લેખપદ્ધતિના અંતમાં કેટલાંક પાઇય પદ્યો છે. એની સં૦ છાયા એ પુસ્તકના અંતમાં અપાયેલા ટિપ્પણમાં છે.

## અવહટ્ઠ સાહિત્ય

અવહટ્ઠ—આ ભાષાને કવિદપ્પણ( શ્લો. ૫ )માં અને કુવલયમાલામા 'અવબ્ભંસ ' કહી છે.[3] કેટલાક સંસ્કૃતજ્ઞો એને 'અપભ્રંશ' કહે છે. આ ભાષાનો પાઇય ભાષાના એક [4]પ્રકારરૂપે તેમજ એક સ્વતંત્ર ભાષા તરીકે પણ ઉલ્લેખ જોવાય છે. જેમ મ૦, માગહી વગેરે ભાષાઓનાં નામ જે જે દેશમાં એની નિષ્પત્તિ થઇ તેને આભારી છે તેમ 'અપભ્રંશ' એ નામ એને આભારી નથી. આ નામ તો સં૦ના ઉગ્ર પક્ષપાતી વિદ્વાનોએ સં૦ સિવાયની ભાષા માટે—પાઇય માટે સુદ્ધાં યોજ્યું છે.[5] પાઇયના પક્ષપાતી વિદ્વાનોએ પાઇય માટે એ નામ માન્ય ન રાખ્યું પણ પાઇયમાંથી ઉદ્ભવેલી ' અવહટ્ઠ ' ભાષા માટે તેમણે એ નિયત કર્યું હોય તો નવાઇ નહિ આમ અવગણના એ આ ભાષાના નામનું મૂળ હોય એમ લાગે છે કે જે હકીકત આપણા દેશની આધુનિક ભાષાઓ માટે યોજાયેલ અને હવે બહુધા[6] ત્યજી દેવાયેલ "Vernacular languages "નું

---

૧ ઉપર્યુક્ત લખાણ નેપાલની એક પ્રતિના આધારે નિત્તિ ડોલ્સીએ ફરીથી સંપાદિત કર્યું છે અને એનો ફ્રેન્ચ અનુવાદ પણ પોતાની કૃતિ Les Grammariens Prākritsમા આપ્યો છે. ૨ કુમુદચન્દ્રના શિષ્ય માધનંદિકૃત શ્રાવકાચાર સં૦ અને કાનડી ભાષાના મિશ્રણરૂપ ભાષામાં રચાયેલો છે. જુઓ જિનરત્નકોશ (ભા. ૧, પૃ. ૩૯૫). ૩ જુઓ પૃ. ૨૫-૬. ૪ મ૦ અને "અપભ્રંશ "નો શબ્દ-કોશ એક છે, છતા એ બંને એક જ ભાષાની ભિન્ન ભૂમિકાઓ છે. ૫ જુઓ પૃ. ૨૭. ૬ 'બહુધા' કહેવાનું કારણ એ છે કે modern Indian language એવો પ્રયોગ અંગ્રેજીમા અને 'પ્રાન્તીય ભાષા' એવો પ્રયોગ ગુજરાતીમા ચાલૂ થયો છે. ' Vernacular ' વિકૃત ખ્યાલ આપે

સ્મરણ કરાવે છે. ગમે તે હો. 'અવહટ્ટ' એવું નામ આ ભાષા બોલનાર પોતે અને એનો પ્રચાર કરે એ ઘટના તો અસ્વાભાવિક જણાય છે એટલે એવું નામ તો જેઓ આ ભાષાને 'ભ્રષ્ટ' ગણતા હશે તેમણે પાડ્યું હોવું જોઇએ. આ ભાષામાં લખાયેલા સાહિત્ય તરફ દૃષ્ટિપાત કરતાં **અબ્દુલ રહમાન** જેવાની કૃતિ બાદ કરતાં ભાગ્યે જ કોઇ આ ભાષામાં ગૂંથાયેલી પોતાની કૃતિની ભાષાને અવહટ્ટ ( અપભ્રંશ ) એવા નામથી ઓળખાવે છે.[1] [2]**દોહાપાહુડ** જેને કેટલાક **પાહુડદોહા** કહે છે તેની હિન્દી ભૂમિકા( પૃ ૪૫ )માં સૂચવાયું છે કે વૈયાકરણોએ 'અપભ્રંશ' એવું નામ પાડ્યું છે, નહિ કે આ ભાષામાં કૃતિ રચનારાઓએ. '**અબ્દુલ રહમાન** જેવાનું ઉદાહરણ અપવાદરૂપ છે એમ સમજીએ તો આ સૂચન યથાર્થ ગણાય.

'વલ્લભી'ના ગુહસેનની ભાષાવિષયક નિપુણતાને લગતા [3]ઉલ્લેખમાં સં૦, પાઇય અને [4]અપભ્રંશ એમ ત્રણ ભાષાઓનો સ્પષ્ટ નિર્દેશ છે. આ ગુહસેનનો સમય ગુપ્તસંવત ૨૩૫–૨૫૦ ( ઇ સ. ૫૫૪–૫૬૯ ) છે.

---

છે એ સ્વીકારાયા છતાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના નામમાંથી 'વર્નાક્યુલર' કાઢી નાખી એનું નામ 'ગુજરાત વિદ્યાસભા' પાડવામાં કેટલાક વર્ષ નીકળી ગયાં.

૧ વિદ્યાપતિ ઠક્કુરની કીર્તિલતામાનું નીચે મુજબનું પદ્ય હું નોંધું છું:—

" सक्कअवाणी बहुअ न भावइ, पाउअरस को मम्म न पावइ ।
देसिलवअना सब जन मिट्ठा, तें तैसन जम्पओ अवहट्ठा ॥ "

૨ આ ગૂઢવાદ યાને રહસ્યવાદ( mysticism )ની નાનકડી કૃતિ છે એમાં ૨૨૨ પદ્યો છે. આના કર્તા રામસિંહે લગભગ પાંચમા ભાગના પદ્યો જોઇન્દુકૃત પરમપ્પપયાસને આધારે યોજ્યા છે. હેમચન્દ્રસૂરિ વગેરેએ આ કૃતિમાંથી અવતરણ આપ્યાં છે. પ્રો. હીરાલાલ જૈન દ્વારા સંપાદિત આ કૃતિ જૈન પબ્લિકેશન સોસાયટી ( કરંજા ) તરફથી ઇ. સ. ૧૯૩૩માં છપાવાઈ છે. આમાં હિંદી અનુવાદ અને ભૂમિકા તેમજ શબ્દકોશ, ટિપ્પણી અને દોહાની વર્ણાનુક્રમણિકા છે.
૩ જુઓ "Indian Antiquary" ( Vol. X, p. 284 ) ૪ કાવ્યાદર્શ ( પરિ૦ ૧, શ્લો. ૩૬ )માં 'અપભ્રંશ'નો સ્વતંત્ર ઉલ્લેખ છે.

તેમજ આ બંને દિગંબરીય ગ્રંથોના પ્રારંભિક અને અંતિમ પદ્યો જૈન ગૂર્જર કવિઓ ( ભા. ૧, પૃ. ૩૫-૩૬ )માં અપાયેલાં છે.

[1]પરમપ્પપયાસ અને જોગસાર— દિ૦ જોઇન્દુ ( યોગેન્દુ )એ આ બે 'અવહટ્ઠ' કૃતિઓ રચી છે. ડૉ. ઉપાધ્યેએ એમનો સમય ઇ સ નો છઠ્ઠો સૈકો સૂચવ્યો છે પણ એ કેટલાક વિદ્વાનોને માન્ય નથી, જોકે તેઓ એમને હેમચંદ્ર કરતાં તો પ્રાચીન ગણે છે.

પરમપ્પપયાસ બે મહાધિકારોમાં વિભક્ત છે. પહેલામા ૧૨૬ (૧૨૩+૩) અને બીજામા ૨૧૯ (૨૧૪+૫) પદ્યો છે એમાં [2]એકેક પદ્ય [3]સ્રગ્ધરામાં, [4]માલિનીમા અને ચતુષ્પદિકામાં, પાંચ પદ્યો ગાથામાં અને બાકીના ૩૩૭ દોહામા છે. પહેલાં સાત પદ્યોમાં પાંચ પરમેષ્ઠીને નમસ્કાર છે. ત્યાર પછીના ત્રણમાં ગ્રન્થની ઉત્થાનિકા છે. શ્લો. ૯-૧૪માં આત્માના બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્મા એ ત્રણ પ્રકારોનું સ્વરૂપ છે. શ્લો. ૧૫-૨૪માં વિકલ-પરમાત્માનું અને ત્યાર બાદ ૨૪ પદ્યોમાં સકલ-

---

૧ આની રચના ભટ્ટ પ્રભાકરને માટે કરાઇ છે "રાયચન્દ્ર જૈન શાસ્ત્રમાલા"મા આ કૃતિ બ્રહ્મદેવની સ૦ ટીકા સહિત ઇ સ ૧૯૧૫મા છપાઇ છે. આ ઋષભદાસ જૈનના અંગ્રેજી અનુવાદ સાથે S B J મા ઇ સ ૧૯૧૫મા પ્રસિદ્ધ થઈ છે. રા૦ જૈ૦ શા૦મા ઇ સ. ૧૯૩૮ મા બહાર પડેલી આવૃત્તિમા સં૦ છાયા, બ્રહ્મદેવની સ૦ ટીકા, દૌલતરામની હિંદી ભાષા-ટીકા, પાઠાન્તરો અને ડૉ. ઉપાધ્યેની અંગ્રેજી પ્રસ્તાવના તેમજ એનો હિંદી સાર છે. વળી આમા સં૦ છાયા અને પ૦ જગદીશચન્દ્ર શાસ્ત્રીના હિંદી અનુવાદ સહિત જોગસાર છપાયો છે. ઉપર્યુક્ત પ્રસ્તાવનામા સારાંશ, જૈન સાહિત્યમા જોઇન્દુનું સ્થાન, પ૦ પ૦ગત દાર્શનિક મંતવ્ય અને ગૂઢવાદ ( mysticism ), પ૦ પ૦ અને સ૦ હે૦ની અપભ્રંશ ભાષાની તુલના, પ૦ પ૦ની બે કન્નડ ટીકા અને હાથપોથીઓનું વર્ણન, અપભ્રંશાદિ કૃતિની સં૦ છાયાનો તીવ્ર વિરોધ ઇત્યાદિ બાબતો છે. ૨ જુઓ પૃ. ૭૨. ૩ આ છંદમા કોઈ યોગીન્દ્રે સિદ્ધના ગુણોત્કીર્તનરૂપે આઠ પદ્યોની એક કૃતિ પાઇયમા રચી છે, છેલ્લું પદ્ય સ.મા છે. નિજાત્માષ્ટક ( પા. નિયપ્પટ્ઠગ )ને નામે ઓળખાવાતી આ કૃતિ મા દિ. જૈ. ગ્ર.મા ગ્રંથાક ૨૧રૂપે છપાઇ છે ૪ જિનવલ્લભસૂરિકૃત 'ઉલ્લાસિક્કમ'થય યાને લઘુ-અજિત-શાન્તિ-સ્તોત્રના ૧૭ પદ્યો પૈકી પ્રથમ અને અંતિમ પદ્ય સિવાયના ૧૫ પદ્યો માલિનીમા છે

પરમાત્માનું નિરૂપણ છે. પછીનાં ૬ પદ્યોમા જીવના પરિમાણ વિષે નિરૂપણ છે. ત્યાર બાદ દ્રવ્ય, ગુણ, પર્યાય, કર્મ, નિશ્ચય-સમ્યગ્દષ્ટિ, મિથ્યાત્વ ઇત્યાદિ આવતો છે બીજા મહાધિકારમાં શરૂઆતમાં દસ પદ્યોમા મોક્ષનું સ્વરૂપ, એકમાં મોક્ષનું ફળ અને ૨૯માં નિશ્ચય અને વ્યવહારથી મોક્ષ-માર્ગ વિચાર્યાં છે. પછીના આઠ પદ્યોમાં અભેદ-રત્નત્રય, ૧૪માં સમભાવ, ૧૪માં પુણ્ય અને પાપની સમાનતા અને ૪૧માં શુદ્ધ ઉપયોગ વિષે પ્રરૂપણા છે. અંતમા પરમ સમાધિનું કથન છે. કુન્દકુન્દના [1]મોક્ખપાહુડ અને પૂજ્યપાદના [2]સમાધિશતકનો જોઇન્દુએ પુષ્કળ લાભ ઉઠાવ્યો છે.

**જોગસાર**માં ૧૦૪ દોહા, બે સોરઠા ( શ્લો ૩૮ ને ૪૪ ) અને એક ચોપાઇ ( શ્લો ૩૯ ) છે. પ૦ પ૦નો વિષય તે જ આનો વિષય છે. આમાં આત્મજાગૃતિ પર ભાર મૂકાયો છે.

. **નયચક્ર**—વિ. સ ૯૯૦મા **દંસણસાર** રચનારા દિ૦ દેવસેને આ ગ્રંથ 'દોહા' છંદમા અવદ્દહમાં રચ્યો હતો, પણ તે સમયના સમાલોચકને—શુભકરને એ છંદ પસંદ નહિ પડવાથી એ દેવસેનના શિષ્ય **માઇલ્લધવલે** એને 'ગાથા'મા ફેરવી નાખ્યો. આજે આ 'અવદ્દહ' કૃતિ મળતી નથી પણ એનુ પાઇય રૂપાતર મળે છે એમ એના અંતમાંની ગાથાઓ જોતા જણાય છે. આ કે બીજા કોઈ દેવસેને ૨૫૦ દોહામાં **સાવયાયાર** રચ્યો છે

**હરિવંસપુરાણ**—૧૨૨ સંધિમાં ૧૮,૦૦૦ શ્લોક જેવડી આ કૃતિ દિ૦ ધવલે રચી છે એઓ વહેલામા વહેલા ઇ સ.ની ૧૦મી સદીમાં અને મોડામાં મોડા ૧૧મી સદીમા થયા હોય એમ લાગે છે.

---

૧ **દંસણ** ( ગા. ૩૬ ), **સુત્ત** ( ગા ૨૭ ), **ચારિત્ત** ( ગા. ૪૪ ), **બોહ** ( ગા. ૬૨ ), **ભાવ** ( ગા. ૧૬૩ ), **મોક્ખ** ( ગા ૧૦૬ ), **લિંગ** ( ગા. ૨૨ ) અને **સીલ** ( ગા. ૪૦ ) એમ જે આઠ પાહુડ ગણાવાય છે અને જે જયચંદ છાવડાએ વીરસંવત્ ૨૪૫૦મા છપાવ્યા છે તે પૈકી આ છઠ્ઠું પાહુડ છે. પહેલા ૭ પાહુડ શ્રુતસાગરની સં. ટીકા સહિત મા દિ. જૈ. ગ્ર.મા ૪ સ. ૧૯૧૭મા છપાયાં છે. ૨ આમા ૧૦૫ ( ૧૦૧ ? ) સ. પદ્યો છે.

આ વિચારતા આ[1] સમયમા તો 'અવહટ્ટ' સાહિત્ય રચાયુ જ છે, પરતુ અમદિગ્ધપણે ઇ સના આઠમા સૈકાની પૂર્વેની ગણી શકાય તેવી કોઇ સળગ કૃતિ સર્વથા 'અવહટ્ટ'મા રચાયેલી મળતી નથી વિશેષમા જે કોઇ કૃતિઓ હાલમા મળી આવી છે તેમાની લગભગ બધી જૈન કૃતિઓ છે ઇ સ છઠ્ઠામા રચાયેલી કુવલયમાલામા કેટલુક લખાણ 'અવહટ્ટ'મા છે [2]વિક્રમોર્વશીય( અ ૪ )માંના [3]કેટલાક પદ્યો અને સરસ્વતીકઠાભરણમાનાં કેટલાક અવતરણો 'અવહટ્ટ'મા છે. વળી સિ૦ હે૦ની સ્વોપજ્ઞ [4]વૃત્તિમાં, કુમારવાલચરિયમા અને છ દો ડનુશાસનમા પણ 'અવહટ્ટ'માં પદ્યો છે

---

૧ બાણભટ્ટથી જૂના—જ્હૂ રાતકના અતમાના ભામહે કાવ્યાલકાર ( ૧, ૨૮ )મા 'અપભ્રશ 'મા પુષ્કળ કથાસાહિત્ય હોવાનુ કહ્યુ છે જુઓ પ૦ ઐ૦ આ૦ ( પૃ ૨૮૨ ) ૨ વૈદિક કાળની એક પ્રણયકથાને આમા ગૂથી લેવામા આવી છે આ નાટક આધ્યાત્મિક રૂપક પણ ગણાય તેમ છે જુઓ જીવન અને સંસ્કૃતિ ( પૃ ૧૧ ) ૩ એકદર ૩૧ પદ્યો છે એ કાલિદાસના નથી એમ માનનારા વિદ્વાનો નીચે મુજબની દલીલો રજૂ કરે છે—

( ૧ ) એસ પી પડિતે જે આઠ હાથપોથીથી ઉપરથી આ નાટક સપાદિત કર્યું તેમા ફક્ત બેમા જ આ પદ્યો છે ( ૨ ) જૂના ટીકાકાર કાટયવેમે આ પદ્યો ઉપર ટીકા રચી નથી ( ૩ ) ઘણાખરા પદ્યો પુનરુક્તિરૂપ છે ( ૪ ) આ પદ્યો પાઇયમા છે એટલે રાજ જેવુ પાત્ર તે બોલે નહિ ( ૫ ) આમાના અપભ્રશ પદ્યોને કાલિદાસના માનતા અપભ્રશ સાહિત્યનો સમય ઘણો પ્રાચીન માનવો પડે

આની વિરુદ્ધની દલીલો નીચે પ્રમાણે અપાય છે

( ૧ ) આ પદ્યો રાજા બોલતો નથી, પણ પડદા પાછળથી કેટલાક નટો બોલે છે, અથવા તો પશ્ચાદ્ભૂમિકામા રહેલા પાત્રો બોલે છે ગમે તે હો, આ પશ્ચાદ્ભૂમિકાના સગીતની ગરજ સારે છે અને ઉન્મત્ત રાજાની વિવિધ ટીકચાકોને માટે યોગ્ય વાતાવરણ ખડુ કરે છે ( ૨ ) આ પદ્યો 'ધ્રુવા'રૂપ છે ( ૩ ) ચોથા અકના સગીતવિધાનની રમણીયતામા વૃદ્ધિ કરવા કાલિદાસે આ પદ્યો યોજ્યા છે

૪ 'અપભ્રશ મુદ્રાઓમા જે પૌરાણિક અને ઐતિહાસિક દ્દષ્ટાંતો છે તેનુ દિગ્દર્શન Jaina Antiquary ( Vol XI, No 11 )મા છપાયેલ "The Purānic & Historical References in the Apabhramśa

**અભિમંથન**—વાગ્ભટના અલંકારતિલકમાં આ કૃતિનું નામ ડૉ. પિશેલના જોવામાં આવ્યું હતું. કોઇ સળંગ અને સ્વતંત્ર 'અવહટ્ટ' કૃતિના દર્શનનો લાભ એમને મળ્યો ન હતો, જોકે એમની એ જાતની ઉત્કટ ઉત્કંઠા હતી એના પરિણામે તો 'અપભ્રંશ'ના અભ્યાસને ઉપયોગી અને વેગીનો બનાવાય તેવી સામગ્રી એમણે એકત્રિત કરી પોતાના પાઇય ભાષાના વ્યાકરણની[1] પૂર્તિરૂપે 'અપભ્રંશ'નાં અવતરણોને "Materialien zur Kenntnis des Apabhramśa"ના નામથી બર્લિનથી ઇ. સ. ૧૯૦૨માં પ્રસિદ્ધ કર્યાં.

**દોહાકોસ**—ઇ. સ. ૭૦૦ની આસપાસ થયેલ કાણ્હ અને સરહ દ્વારા રચાયેલી આ [2]કૃતિ હરપ્રસાદ શાસ્ત્રીએ પ્રથમ શોધી હતી

**હરિવંસપુરાણ અને પઉમચરિય**—લગભગ ૧૮,૦૦૦ [3]શ્લોકના પ્રમાણવાળું અને ૧૧૨ સંધિમાં વિભક્ત હરિવંસપુરાણ અને ૧૨,૦૦૦ શ્લોકપ્રમાણક અને ૯૦ સંધિવાળું પઉમચરિય સ્વયંભૂએ રચેલાં છે. એ બંને અપૂર્ણ રહેતાં એ એમના પુત્ર ત્રિભુવન સ્વયંભૂએ પૂરાં કર્યાં 'હરિ' વંશ ઉપર પ્રકાશ પાડનારા આ હરિવંસપુરાણમાં ભામહ, દંડી, બાણ, હરિષેણ અને ચઉમુહ વિષે ઉલ્લેખ છે, જ્યારે આ પઉમચરિયમાં રવિષેણ, ભામહ અને દંડી વિષે નિર્દેશ છે આ ઉપરથી આ બંને ગ્રંથો ઇ. સ. ના ૭મીથી ૧૦મી સદીના ગાળામાં રચાયેલા છે એમ આપણે સહજ માની શકીએ આમ આ બાબત

---

stanzas of Hemacandra નામનો" લેખમાં છે Jaina Antiquary (Vol I, No XI, pp 20-26)માં પ્રો સિમેન્દ્રનાથ ઘોસાલનો "Women in Separation (Proṣita-bhartṛkā) in the Apabhrams'a strophes of Hemacandra" નામનો લેખ છપાયેલ છે.

1 Ein Nachtrag zur Grammatik der Prākrit Sprachen.
2 આ ઇ. સ. ૧૯૨૮માં એમ શહિદુલ્લાએ સંપાદિત કરી હતી એની નવી આવૃત્તિ ડૉ. પી. સી. બાગચી (Bagchi)એ હવે ઇ. સ. ૧૯૩૯માં તૈયાર થઈ બહાર પડી છે. 3 જુઓ પૃ. ૨૧૦નું પહેલું ટિપ્પણ.

તેમજ આ બંને દિગંબરીય ગ્રંથોના પ્રારંભિક અને અંતિમ પદ્યો જૈન ગૂર્જર કવિઓ ( ભા. ૧, પૃ. ૩૫–૩૬ )માં અપાયેલાં છે.

[1]પરમપ્પપયાસ અને જોગસાર—દિ૦ જોઇન્દુ ( યોગેન્દુ )એ આ બે 'અવહટ્ટ' કૃતિઓ રચી છે. ડૉ. ઉપાધ્યેએ એમનો સમય ઇ. સ નો છઠ્ઠો સૈકો સૂચવ્યો છે પણ એ કેટલાક વિદ્વાનોને માન્ય નથી, જો કે તેઓ એમને હેમચંદ્ર કરતાં તો પ્રાચીન ગણે છે.

પરમપ્પપયાસ બે મહાધિકારોમાં વિભક્ત છે. પહેલામાં ૧૨૬ (૧૨૩+૩) અને બીજામાં ૨૧૯ (૨૧૪+૫) પદ્યો છે. એમાં [2]એકેક પદ્ય [3]સ્રગ્ધરામાં, [4]માલિનીમાં અને ચતુષ્પદિકામાં, પાંચ પદ્યો ગાથામાં અને બાકીના ૩૩૭ દોહામાં છે. પહેલાં સાત પદ્યોમાં પાંચ પરમેષ્ઠીને નમસ્કાર છે. ત્યાર પછીનાં ત્રણમાં ગ્રન્થની ઉત્થાનિકા છે. શ્લો. ૯–૧૪માં આત્માના બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્મા એ ત્રણ પ્રકારોનું સ્વરૂપ છે. શ્લો. ૧૫–૨૪માં વિકલ–પરમાત્માનું અને ત્યાર બાદ ૨૪ પદ્યોમાં સકલ–

---

૧ આની રચના ભટ્ટ પ્રભાકરને માટે કરાઇ છે "રાયચન્દ્ર જૈન શાસ્ત્રમાલા"મા આ કૃતિ બ્રહ્મદેવની સ૦ ટીકા સહિત ઇ. સ ૧૯૧૫મા છપાઇ છે. આ ઋષભદાસ જૈનના અંગ્રેજી અનુવાદ સાથે S B J મા ઇ. સ. ૧૯૧૫માં પ્રસિદ્ધ થઈ છે. રા૦ જૈ૦ શા૦મા ઇ સ. ૧૯૩૮મા બહાર પડેલી આવૃત્તિમાં સં૦ છાયા, બ્રહ્મદેવની સં૦ ટીકા, દૌલતરામની હિંદી ભાષા–ટીકા, પાઠાન્તરો અને ડૉ. ઉપાધ્યેની અંગ્રેજી પ્રસ્તાવના તેમજ એનો હિંદી સાર છે. વળી આમા સં૦ છાયા અને પં૦ જગદીશચન્દ્ર શાસ્ત્રીના હિંદી અનુવાદ સહિત જોગસાર છપાયો છે. ઉપર્યુક્ત પ્રસ્તાવનામા સારાંશ, જૈન સાહિત્યમા જોઇન્દુનું સ્થાન, પ૦ પ૦ગત દાર્શનિક મંતવ્ય અને ગૂઢવાદ ( mysticism ), પ૦ પ૦ અને હે૦ની અપભ્રંશ ભાષાની તુલના, પ૦ પ૦ની બે કન્નડ ટીકા અને હાથપોથીઓનું વર્ણન, અપભ્રંશાદિ કૃતિની સં૦ છાયાનો તીવ્ર વિરોધ ઇત્યાદિ બાબતો છે. ૨ જુઓ પૃ. ૭૨. ૩ આ છંદમાં કોઈ યોગીન્દ્રે સિદ્ધના ગુણોત્કીર્તનરૂપે આઠ પદ્યોની એક કૃતિ પાઇયમા રચી છે; છેલ્લું પદ્ય સં.માં છે. નિજાત્માષ્ટક ( પા. નિયપ્પટ્ઠગ )ને નામે ઓળખાવાતી આ કૃતિ મા. દિ. જૈ. ગ્ર.મા ગ્રંથાંક ૨૧રૂપે છપાઇ છે ૪ જિનવલ્લભસૂરિકૃત 'ઉલ્લાસિક્કમ'થવ યાને લઘુ–અજિત–શાન્તિ–સ્તોત્રનાં ૧૭ પદ્યો પૈકી પ્રથમ અને અંતિમ પદ્ય સિવાયના ૧૫ પદ્યો માલિનીમા છે.

પરમાત્માનુ નિરૂપણ છે પછીના ૬ પદ્યોમા જીવના પરિમાણ વિષે નિરૂપણ છે. ત્યાર બાદ દ્રવ્ય, ગુણ, પર્યાય, કર્મ, નિશ્ચય-સમ્યગ્દષ્ટિ, મિથ્યાત્વ ઇત્યાદિ આવતો છે બીજા મહાધિકારમા શરૂઆતમા દસ પદ્યોમા મોક્ષનુ સ્વરૂપ, એકમા મોક્ષનુ ફળ અને ૨૯મા નિશ્ચય અને વ્યવહારથી મોક્ષ-માર્ગ વિચારાયા છે પછીના આઠ પદ્યોમા અભેદ-રત્નત્રય, ૧૪મા સમભાવ, ૧૪મા પુણ્ય અને પાપની સમાનતા અને ૪૧મા શુદ્ધ ઉપયોગ વિષે પ્રરૂપણા છે અ તમા પરમ સમાધિનુ કથન છે. કુન્દકુન્દના [1]મોક્ખપાહુડ અને પૂજ્યપાદના [2]સમાધિશતકનો જોઇન્દુએ પુષ્કળ લાભ ઉઠાવ્યો છે

**જોગસારમા** ૧૦૪ દોહા, બે સોરઠા ( શ્લો ૩૮ ને ૪૪ ) અને એક ચોપાઇ ( શ્લો ૩૯ ) છે ૫૦ ૫૦નો વિષય તે જ આનો વિષય છે આમા આત્મજાગૃતિ પર ભાર મૂકાયો છે

• **નયચક્ર**—વિ સ ૯૯૦મા **દંસણસાર** રચનારા દિ૦ દેવસેને આ ગ્રથ ' દોહા ' છદમા અવહટ્ટમા રચ્યો હતો, પણ તે સમયના સમાલોચકને—શુભકરને એ છદ પસદ નહિ પડવાથી એ દેવસેનના શિષ્ય **માઇલ્લધવલે** એને ' ગાથા 'મા ફેરવી નાખ્યો આજે આ ' અવહટ્ટ ' કૃતિ મળતી નથી પણ એનુ પાઇય રૂપાતર મળે છે એમ એના અ તમાની ગાથાઓ જોતા જણાય છે આ કે બીજા કોઈ દેવસેને ૨૫૦ દોહામા **સાવયાયાર** રચ્યો છે

**હરિવ સપુરાણ**—૧૨૨ સ ધિમા ૧૮,૦૦૦ શ્લોક જેવડી આ કૃતિ દિ૦ ધવલે રચી છે એઓ વહેલામા વહેલા ઇ સ ની ૧૦મી સદીમા અને મોડામા મોડા ૧૧મી સદીમાં થયા હોય એમ લાગે છે

---

૧ દંસણ ( ગા ૩૬ ), **સુત્ત** ( ગા ૨૭ ), **ચારિત્ત** ( ગા ૪૪ ), **બોહ** ( ગા ૬૨ ), **ભાવ** ( ગા ૧૬૩ ), **મોક્ખ** ( ગા ૧૦૬ ), **લિંગ** ( ગા ૨૨ ) અને **સીલ** ( ગા ૪૦ ) એમ જે આઠ પાહુડ ગણાવાય છે અને જે જયચદ ચાવડાએ વીરસવત્ ૨૪૫૦મા છપાવ્યા છે તે પૈકી આ છઠ્ઠું પાહુડ છે પહેલા ૭ પાહુડ શ્રુતસાગરની સ ટીકા સહિત મા દિ. જૈ ગ્ર.મા ઇ સ. ૧૯૧૭મા છપાયા છે ૨ આમા ૧૦૫ ( ૧૦૧ ? ) સ પદ્યો છે.

[1]પઉમસિરિચરિય—'શ્રીમાલ' વંશના માઘ કવિના વંશજ અને એમનાથી સાતમી કે નવમી પેઢીના ગાળામાં થયેલા જણાતા અને એ હિસાબે વિક્રમની દસમી સદીમાં થયેલા અને 'પાર્શ્વ' કવિના પુત્ર દિવ્યદૃષ્ટિ ઉર્ફે ધાહિલે ચાર સંધિમાં વિભક્ત પઉમસિરિચરિય (પદ્મશ્રી-ચરિત્ર) રચ્યું છે પહેલી સંધિમાં ૧૮, બીજીમાં ૨૨, ત્રીજીમાં ૧૦ અને ચોથીમાં ૧૬ કડવક છે પ્રારંભમાં કર્તાએ ચન્દ્રપ્રભ જિનેશ્વરને પ્રણામ કર્યા છે

ભવિસયત્તકહા—ડૉ યાકોબી વગેરેને મતે ઇ સ ની [2]બારમી સદીમાં થયેલા ધનપાલે બાવીસ સંધિમાં ભવિસયત્તકહા યાને સુય-પંચમીકહા રચી યાકોબીએ ઇ સ ૧૯૧૮માં આ સંપાદિત કરી એની પ્રસ્તાવનામાં 'અવહટ્ઠ' ભાષાના સ્વરૂપનો અને આધુનિક ભાષાઓના અભ્યાસ માટે એની જનનીરૂપ આ ભાષાના અભ્યાસના મહત્ત્વનો નિર્દેશ કરી એમણે આ ભાષા અને સાહિત્યના વિશિષ્ટ અભ્યાસ માટેનાં પગરણ માંડ્યાં ઇ સ ૧૯૨૧માં ડૉ યાકોબીએ હરિભદ્રકૃત નેમિનાહચરિઅગત સણંકુમારચરિઅ પ્રકાશિત કર્યું [3] સાથે સાથે સંપૂર્ણ અનુવાદ અને કોશ આપવા ઉપરાંત એમણે આ ભાષા વિષે વિશેષ હકીકતો રજૂ કરી

ઇ સ ૧૯૨૩માં ભવિસયત્તકહા સ્વ દલાલે અને સ્વ ગુણેએ [4]ફરીથી પ્રકાશિત કરી અને એની પ્રસ્તાવનામાં એ સમય સુધીમાં બહાર પડેલી 'અવહટ્ઠ' કૃતિઓની એમણે નોંધ લીધી આ

---

૧ મૂળ કૃતિ ગુ૦ ભાષાંતર, શબ્દકોશ ઇત્યાદિ વિવિધ સામગ્રી સહિત ઇ સ ૧૯૪૮માં સિં૦ જૈ૦ ગ્રં૦માં પ્રસિદ્ધ કરાઇ છે ૨ મહેશ્વરસૂરિકૃત નાણપંચમી-કહાની પ્રસ્તાવના (પૃ ૩)માં ડૉ અમૃતલાલ સ ગોપાણીએ કહ્યું છે કે 'મહેશ્વરસૂરિરચિત પ્રાકૃત ગાથામય પંચમીકથાના દસમા કથાનક ભવિષ્યદત્ત ઉપરથી ઇસવી સનની બારમી સદીમાં થયેલ મનાતા ધર્કટવંશના દિગંબર જૈન ધનપાલે ભવિસયત્તકહા અથવા સુયપંચમીકહા અપભ્રંશ ભાષામાં રચી." આ ધનપાલને દિગંબર ન માનતાં 'યાપનીય' માનવાનું મારું વલણ છે. જુઓ પડ્ખંડાગમનો મારો "ઉપક્રમ" (પૃ ૧૨) ૩ જુઓ પૃ ૧૧૭ ૪ ગા૦ પૌ૦ ગ્રં૦માં છપાયેલ છે

[1]ભવિસયત્તકહાનો પદ્યાત્મક ભાગ ધવલ અને પુષ્પદન્તનાં લખાણ સાથે સરખાવી શકાય તેવો છે.

**સંજમમંજરી**—જેસલમેરના ભંડારમાં વિ. સં ૧૧૦૯માં લખાયેલી અને [2]મહેશ્વરે રચેલી પંચમીકહાની હાથપોથી છે. આ મહેશ્વર તે જ જો **સંજમમંજરી**ના કર્તા શ્વે૦ મહેશ્વરસૂરિ હોય તો ૩૫ 'દોહા' છંદમાં રચાયેલી **સંજમમંજરી** ૧૧મી સદીની 'અવહટ્ઠ' કૃતિ ગણાય. આમાં સંયમનો મહિમા વર્ણવાયો છે. ૫ આસ્રવ, ૫ ઇન્દ્રિય, ૪ કષાય અને ૩ દંડ એમ ૧૭ના નિગ્રહરૂપે સંયમના ૧૭ પ્રકારનો ઉલ્લેખ છે. ડૉ. ગુણેએ સં. છાયા સહિત આનું સંપાદન કર્યું છે.[3] **સંજમમંજરી** ઉપર પૂર્ણચન્દ્રસૂરિના શિષ્ય હેમહંસસૂરિના શિષ્ય હેમસમુદ્રે (?) ટીકા રચી છે અને આ પાઇય અને સ૦ કથાઓથી સમૃદ્ધ છે. આમાં અનેક અવતરણો 'અવહટ્ઠ'માં અપાયાં છે એટલે આ ટીકા પણ આ ભાષાના અભ્યાસ માટે ઉપયોગી છે. આ ટીકાકારે મૂળકાર વિષે કશું જ કહ્યું નથી; એઓ તો એમને 'પ્રકરણકાર' કહે છે. શું પ્રકરણકારના નામથી આ ટીકાકાર અજ્ઞાત હશે?

[4]સચ્ચઉરમંડણ-મહાવીરોચ્છાહ—વિ સં. ૧૦૨૯માં પાઇયલચ્છીનામમાલા રચનારા શ્વે૦ ધનપાલે આ કૃતિ 'અવહટ્ઠ' ભાષામાં ૧૫ ગાથાની રચી છે.

---

૧ શ્રીધર નામના કોઇ દિગંબરે સંસ્કૃતમાં ભવિષ્યદત્ત-ચરિત્ર રચ્યું છે. એની એક હાથપોથી વિ સં. ૧૪૮૬મા લખાયેલી છે. જુઓ ડૉ ગોપાણીની ઉપર્યુક્ત પ્રસ્તાવના (પૃ ૩). ૨ જૈ સ પ્ર. (વ. ૧૫, અ. ૬)મા "'મહેશ્વર'નામક સૂરિઓ" નામના મારા લેખમા આ નામના અનેક સૂરિઓની નોંધ છે. ૩ જુઓ ભા. પ્રા. સં મં નું ત્રૈમાસિક (પુ ૧, પૃ. ૧૫૭–૧૬૬). પ્રો. વેલણકર દ્વારા સંપાદિત અને ૭૭ પદ્યમા સુપ્રભાચાર્યે રચેલો વઇરાગસાર (સં. વૈરાગ્યસાર) આ સંસ્થાના ત્રૈમાસિકના પુ ૯, પૃ. ૨૭૨–૨૮૦મા પ્રસિદ્ધ થયેલો છે. આ દિ૦ કૃતિમા અનેક સ્થળે 'સુપ્પઉ ભણઇ' એ પાઠ આવ્યા કરે છે. ૪ આ જૈ સા. સં. (ખંડ ૩, અં. ૩, પૃ. ૨૪૧–૩)માં છપાયો છે. આનો પરિચય પૃ. ૨૪૫–૨૫૧માં છે

[1]તિસટ્ઠિમહાપુરિસગુણાલંકાર યાને [2]મહાપુરાણ દિ૦ કવિ [3]પુપ્ફદંતે ૧૦૨ સંધિમાં ૧૨,૦૦૦ શ્લોકપ્રમાણક શકસંવત્ ૮૮૭ (ઇ સ. ૯૬૫)માં રચ્યું છે અને એને આદિપુરાણ અને ઉત્તરપુરાણ એ નામના બે ભાગમાં વિભક્ત કર્યું છે. આમાં ૬૩ શલાકાપુરુષોનો અધિકાર છે. અત્યાર સુધીમાં પ્રકાશિત થયેલી 'અવહટ્ઠ' કૃતિઓમાં આ સૌથી મોટી છે. આ જ કવિએ ચાર સંધિમાં [4]જસહરચરિય અને નવ સંધિમાં [5]નાયકુમારચરિય રચેલાં છે પશ્ચિમ ભારતના 'અવહટ્ઠ' સાહિત્યની પરાકાષ્ઠા તે આ પુષ્પદંતનો સમય છે.

કહાકોસ—[6]દિ૦ શ્રીચન્દ્ર મુનિએ ૫૩ સંધિમાં આ કૃતિ મૂલરાજ નૃપતિના સમયમાં રચી છે. આ મૂલરાજ તે વિ સં. ૯૯૮થી ૧૦૫૩ સુધી રાજ્ય કરી ગયેલા મૂલરાજ હશે એમ નહિ હોય તો એઓ વિ. સં. ૧૨૩૪થી ૧૨૩૫ સુધી રાજ્ય કરનાર સોલંકી વંશના મૂલરાજ હશે

જંબુસામિચરિય—વિ. સં ૧૦૭૬મા મહાકવિ વીરે આ રચ્યુ છે. આમા એમણે વાદી શાન્તિ કવિ, જય(? જયદેવ) કવિ, સ્વયંભૂદેવ, પુષ્પદંત અને દેવદત્તનો ઉલ્લેખ કર્યો છે આ કૃતિનો પરિચય પ્રે૦ અ૦ ગ્ર૦મા પરમાનંદ જૈન શાસ્ત્રીએ "अपभ्रंश भाषा का 'जम्बूस्वामिचरित' और महाकवि वीर" નામના લેખમાં આપ્યો છે એમા એમણે કહ્યું છે

1 ડૉ. પી એલ. વૈદ્યે આનુ સંપાદન કર્યું છે અને એ અનુક્રમે ઇ સ. ૧૯૩૭, ૧૯૪૦ અને ૧૯૪૧મા ત્રણ ખંડમા પ્રસિદ્ધ થયુ છે ૨ મે આ પુરાણ (ખંડ ૧, પૃ. ૪)ગત શ્રુતદેવતાની સ્તુતિનો "શ્રીપુષ્પદંતે કરેલી સરસ્વતીની સ્તુતિઓ" નામથી ગુ૦ અનુવાદ આપ્યો છે અને એ "દિગંબર જૈન" (વ. ૩૯, અ. ૧૨, પૃ ૩૧૮, '૩૨૦)મા છપાયો છે. અહીં નાયકુમારચરિયમાની સરસ્વતીસ્તુતિ પણ મે સાનુવાદ આપી છે ૩ એમનો વિસ્તૃત પરિચય પં. નાથુરામ પ્રેમીએ જૈન સાહિત્ય ઔર ઇતિહાસ (પૃ. ૩૦૧-૩૩૮)મા આપ્યો છે. ૪ ડૉ પી. એલ. વૈદ્ય દ્વારા સંપાદિત આ કૃતિ ઇ. સ. ૧૯૩૧મા છપાઇ છે ૫ પ્રો. હીરાલાલ જૈન દ્વારા સંપાદિત આ કૃતિ ઇ સ ૧૯૩૩મા પ્રસિદ્ધ થઇ છે ૬ જુઓ PLOIO (p 22)

કે ઉપલબ્ધ સાહિત્યમાં 'અપભ્રંશ' ભાષાનો આ સૌથી પ્રાચીન સ્વતંત્ર ચરિત-ગ્રન્થ છે.

**સુદંસણચરિય**—વિ. સં. ૧૧૦૦ની આસપાસમાં થઈ ગયેલા દિ૦ નયનંદિએ આ ૧૨ સંધિમા રચ્યું છે. ૫૬ સંધિવાળા અને ૫૮ સંધિવાળા એમ બે ભાગમાં વિભક્ત કરાયેલ આરાહણા નામની કૃતિ નયનંદિએ રચી છે તે શું આ નયનંદિની છે?

**પાસનાહપુરાણ**—દિ૦ માધવસેનના શિષ્ય જિનસેનના શિષ્ય પદ્મકીર્તિએ ૧૮ સંધિમાં પાર્શ્વનાથનું ચરિત્ર આ કૃતિમાં ગૂંથ્યું છે.[1]

[2]**કરકંડુચરિય**—કરકંડુ પ્રત્યેકબુદ્ધોમાંના એક છે. આ કૃતિમા તેર ગુફા વિષે ઉલ્લેખ છે. એના કર્તા દિ૦ કનકામર છે.

**ભાવણસંધિ**—શિવદેવસૂરિના શિષ્ય જયદેવ મુનિએ ૭ કડવામાં બાસઠ પદ્યોમા આ રચી છે.[3]

યશોદેવ ઉપાધ્યાયે વિ સં. ૧૧૭૪માં જે **નવતત્ત્વભાષ્ય-વિવરણ** રચ્યું છે તેમા (પત્ર ૫૧ આ) **મુકુટસપ્તમીસન્ધિ** અને **માણિક્યપ્રસ્તારિકાપ્રતિબદ્ધરાસક**નો નિર્દેશ છે. તેમાની બીજી કૃતિ 'અવહટ્ઠમાં' છે.

**સુલસક્ખાણ**—દેવચન્દ્રે આ ૧૭ કડવકમા રચ્યું છે. એની એક હાથપોથી પાટણના ભંડારમા છે અને તે વિ સં. ૧૧૯૧મા લખાયેલી છે.

**સ્તવન**—વાદી દેવસૂરિએ વિ સ ૧૧૭૮માં સ્વર્ગે સંચરેલા પોતાના ગુરુ મુનિચન્દ્રસૂરિ વિષે એક સ્તવન રચ્યું છે.

**જિનદત્તની કૃતિઓ**—વિ સ. ૧૨૧૧માં સ્વર્ગસ્થ થયેલા આ

---

૧ કારંજા ભંડારમા સંવત્ ૧૪૭૩મા લખાયેલી આની હાથપોથી છે. ૨ આ પ્રો. હીરાલાલ જૈન દ્વારા સંપાદિત થઇ ઇ. સ. ૧૯૪૪મા પ્રકાશિત થયું છે. ૩ આનું સં. છાયા, શબ્દકોશ અને પ્રસ્તાવના સહિત સંપાદન શ્રી. મધુસૂદન મોદીએ કર્યું છે અને એ ભા. પ્રા સ. મ.ના ત્રૈમાસિક (વ. ૧૧, અ. ૧)મા છપાયેલ છે. આની નોંધ મેં "બાર ભાવનાનું સાહિત્ય" નામના લેખમા લીધી છે.

સૂરિએ [1]ચચ્ચરી, ૮૦ ગાથામાં [2]ઉવએસરસાયણ અને ૩૨ ગાથામાં કાલસરૂવકુલય એમ ત્રણ [3]કૃતિઓ રચી છે.

નેમિનાહચરિય—રત્ને હરિભદ્રસૂરિએ આ વિ. સં. ૧૨૧૬માં નવ પંક્તિના [4]રડ્ડા(રદ્દા) યાને વસ્તુ છંદમાં ૮,૦૩૨ શ્લોક જેટલું રચ્યું છે. એના પહેલા ભાગમાં જૈનોના બાવીસમા તીર્થંકર નેમિનાથ અને રાજીમતીના નવ ભવોનું વર્ણન છે અને બીજા ભાગમાં જે પહેલા કરતાં નાનો છે તેમાં કૃષ્ણ અને પાંડવોનાં ચરિત્રો પણ છે.

છક્કમ્મુવએસ—અમરકીર્તિએ વિ સં. ૧૨૪૭ કે ૧૨૭૪માં રચ્યો છે.

ભવ્વચરિય ઇત્યાદિ—જિનપ્રભસૂરિએ અનેક કૃતિઓ 'અવહટ્ટ'માં રચી છે.[5] એમણે રચેલ [6]ભવ્વચરિય (ભવ્યચરિત્ર) ફા. ગુ. સ. ત્રૈમાસિક (પુ ૧, અં. ૨)માં છપાયેલ છે આ અંકમાં એમની વિવિધ 'અવહટ્ટ' કૃતિઓની નોંધ છે

---

૧ આ સંબંધમાં તેમજ સોલણની ચર્ચરિકા અને જિનેશ્વરસૂરિની ચાચરી, ચાચરિસ્તુતિ ને ગુરુસ્તુતિચાચરિ વિષે જૈ. સ. પ્ર. (વ. ૧૨, અં. ૫-૬, પૃ. ૧૫૪-૧૬૦)માં છપાયેલ મારા લેખ નામે "ચર્ચરી (ચર્ચરિકા)"માં કેટલીક બાબત છે. વિશેષમાં મેં 'ચર્ચરી' શબ્દ વિષે પણ વિચાર કર્યો છે ૨ આના ઉપર ઉપાધ્યાય જિનપાલે ટીકા રચી છે. તેમાં એમણે ચર્ચરી અને રાસક એ બેને 'પ્રાકૃત-પ્રબંધ' કહ્યા છે. જુઓ મારો ઉપર્યુક્ત લેખ (પૃ. ૧૬૦). ૩ આ ત્રણે કૃતિઓ ગા૦ પૌ૦ ગ્ર૦માં ઇ. સ. ૧૯૨૭માં પ્રસિદ્ધ થઈ છે. એનું સંપાદન પં. લાલચન્દ્ર ગાંધીએ કર્યું છે. એમણે સં૦માં પ્રસ્તાવના લખી છે, અને તેમાં 'અપભ્રંશ' વિષે નિરૂપણ કર્યું છે. ૪ આ છંદમાં હેમચન્દ્રસૂરિએ સુચ્છમજ્જાહૈંથી શરૂ થતું એક અપભ્રંશ-મુક્તક આપેલ છે ૫ જિનપ્રભસૂરિની 'અપભ્રંશ' કૃતિઓની એક કામચલાઉ યાદી મેં DCJM (Vol XVII, pt. 4, p. 14)માં આપી છે ૬ આમાં ખૂંગેરીના રાજા વિષે ઉલ્લેખ છે અને એ અહીંની (સુરતની) 'ઘોસ'ના વરસાનનું સ્મરણ કરાવે છે. વિશેષ માટે જુઓ મારો લેખ નામે "હરિપરાની ઘીસ". આ લેખ અહીંના સાપ્તાહિક "પ્રતાપ"ના તા. ૨૬-૩-૩૮ના અંકમાં છપાયેલો છે.

**શ્રાવકવિધિરાસ**—ધનપાલે સાવયવિહિ રચી છે એ ઉપરથી ગુણાકરસૂરિએ વિ. સં. ૧૪૭૧માં આ રાસ રચ્યો છે.[1]

**મહાવીરકલસ**—ધર્મઘોષસૂરિએ 'અવહટ્ટ'માં ૨૬ (૨૭–૧[2]) ગાથામા આ કૃતિ રચી છે.[3] એમાં જન્માભિષેકની હકીકત છે.

**સંનેહયરાસ યાને સંદેસરાસગ**—અદ્દહમાણ ઉર્ફે અબ્દુલ રહમાન નામના મુસ્લિમે ફૂલકાવ્યોની પદ્ધતિએ આ કૃતિ દોહા, ગાથા, રડ્ડા, પદ્ધડિયા, ડોમિલય, લક્કોડય (?) ઇત્યાદિ છંદોમા રચી છે. એ પાઇય અને અવહટ્ટમાં છે. એનો પ્રથમ પ્રક્રમ (શ્લો. ૧–૨૦) લક્ષ્મીચંદ્રકૃત સંસ્કૃત ટિપ્પણક સાથે "ભા૦ વિ૦" (ભા. ૨, અં. ૧)માં છપાયેલ છે.

**અમરસેનચરિત અને નાગકુમારચરિત**—દિ૦ બુદ્ધઘરા (બુધસુરા) અને એમની પત્ની દીવાના પુત્ર કવિ માણિક્યરાજે વિ. સં ૧૫૭૬માં આ બે 'અપભ્રંશ' કાવ્ય રચ્યા છે. પહેલા કાવ્યમા સાત સંધિમાં મુનિ અમરસેનનો જીવનવૃત્તાન્ત છે. એમાં કવિએ પોતાની ગુરુપરંપરા વર્ણવી છે. બીજા કાવ્યમા નવ સંધિ છે અને એ ૩૩૦૦ શ્લોક જેવડું છે. કોઇ કોઇ સંધિના પ્રારંભમા સંસ્કૃત પદ્ય છે. ચોથી સંધિની શરૂઆતમાં સાધુ ટોડર (મલ્લ)નો જયઘોષ છે.[4]

**સાવયધમ્મદોહા**—આમાં શ્રાવકોના આચારનું આકર્ષક શૈલીમા ૫૨૨૫ દોહામા નિરૂપણ છે. ઉપમા દ્વારા અહીં ઉપદેશ અપાયો હોવાથી એ રોચક બન્યો છે. આના કર્તા લક્ષ્મીચન્દ્ર છે અને એઓ શ્રુતસાગર અને બ્રહ્મ નેમિદત્ત (ઇ. સ ૧૫૨૮)ની પહેલાં થયા છે.

---

૧ આ રાસ "આત્માનંદ શતાબ્દિ સ્મારક ગ્રંથ" (હિંદી વિભાગ, પૃ. ૭૫–૮૦)મા છપાયો છે. ૨ પહેલું પદ્ય સંસ્કૃતમા છે. ૩ જુઓ જૈનસ્તોત્રસંદોહ (ભા. ૧, પૃ. ૨૫૭–૨૬૨). ૪ વિશેષ માહિતી માટે જુઓ "અનેકાન્ત" (વ. ૧૦, કિ ૪–૫) ૫ પ્રથમ પદ્ય નમસ્કારેપિણુ થી શરૂ થાય છે એ ઉપરથી આ કૃતિને 'નવકારશ્રાવકાચાર' તરીકે ઓળખાવાય છે આ કૃતિ હિંદી અનુવાદ, ટિપ્પની અને ભૂમિકા તેમજ શબ્દકોષ અને પદ્યાનુક્રમણિકા સહિત "જૈન પબ્લિકેશન સોસાયટિ" (કરંજા) તરફથી ઇ. સ. ૧૯૩૨મા પ્રસિદ્ધ થઈ –

[1]મદનપરાજયગીત—આના રચનાર દિ૦ પ્ર૦ મહેશ છે કે જેમણે સ.મા ૭ પદ્યમાં [2]દ્વાસપ્તતિ–તીર્થંકર-જયમાલની રચના કરી છે.

'અવહટ્ટ'ની બીજી પણ કેટલીક સ્વતંત્ર કૃતિઓ છે,[3] પણ તેનો પરિચય[4] વિસ્તારના ભયથી હું આપતો નથી. કોઇ કોઇ ભાગ 'અવહટ્ટ'માં હોય એવી પણ કેટલીક કૃતિઓ છે. જેમકે વર્ધમાનસૂરિકૃત [5]આદિનાહચરિય, હેમચન્દ્રના ગુરુએ રચેલું [6]સંતિનાહચરિય, હેમચન્દ્રકૃત [7]કુમારવાલચરિય ( સ ૮, શ્લો. ૧૪–૮૩ ), [8]સુદંસણા-

---

૧ આના બે પદ્યો "અનેકાન્ત" (વ ૧૦, કિ. ૪–૫, પૃ. ૧૬૫)મા છપાયા છે. ૨ ૪ એજન, પૃ. ૧૬૫. ૩ ચઉપ્પઇસાથ એ અવહટ્ટની એક નાની કૃતિ છે. ૪ પ૦ જૈ૦ ભા.સૂ૦મા અપભ્રંશ કૃતિઓ નીચે મુજબના નામે નોંધાયેલી છે·

અજિતશાન્તિસ્તવ ( લઘુ ), અંજનાસુન્દરીકથા, અનાથિસન્ધિ, અન્તરંગરાસ, અન્તરંગવિવાહ, અન્તરંગસન્ધિ, અવન્તીસુકુમાલસન્ધિ, આરાત્રિક-સ્નપનવિધિ, ઉપદેશરસાયન, ઋષભજિનચરિત્ર-જન્માભિષેક, ઋષભજિનચરિત્રપારણક, ઋષભ-જિનચરિત્રસ્તવ, ઋષભજિનચરિત્રસ્તુતિ, કલ્યાણકપ્રકરણ, ગૌતમસ્વામિચરિત્રકુલક, ચતુર્વિંશતિકા, ચતુર્વિંશતિજિનકલ્યાણક, ચતુર્વિંશતિજિનનમસ્કાર, ચર્ચરી, ચર્ચરીસ્તુતિ, ચર્ચરીગુરુસ્તુતિ, ચૈત્યપરિપાટિ, જન્માભિષેક, જમ્બૂચરિત્ર, જિન-ગણધરનમસ્કાર, જિનજન્મમહ, જિનજન્માભિષેક, જિનપ્રતિમાકોશ, જિનમહિમા, જિનસ્તુતિ, જિનસ્તોત્ર, જિનાગમવચન, જીવાનુશાસ્તિસન્ધિ, જ્ઞાનપ્રકાશકુલક, દમક, દાનાદિકુલક, દુહામાહ, ધર્મઘોષસૂરિસ્તવન, ધર્મઘોષસૂરિસ્તુતિ, ધર્મઘોષ-સૂરિસ્તોત્ર, ધર્માધર્મવિચાર, ધર્મોપદેશકુલક, નમસ્કારસૂત્રફલ, નર્મદાસુન્દરીસન્ધિ, નવફણપાર્શ્વનમસ્કાર, નેમિનાથજન્માભિષેક, નેમિનાથમોલી, નેમિનાથરાસ, પદ્મશ્રી-ચરિત્ર, પશ્ચાત્તાપકુલક, પાર્શ્વનાથજન્મકલશ, પાર્શ્વનાથજન્માભિષેક, પ્રત્યેકબુદ્ધ-ચરિત્ર, બન્ધકુટુમ્બચરિત્ર, ભવ્યચરિત્ર, ભાવનાકુલક, ભાવનાસાર, મંનરેખાસન્ધિ, મલ્લિનાથચરિત્ર, મહાવીરચરિત્ર, મુનિચન્દ્રસૂરિસ્તુતિ, મુનિમુક્તાવલી, મુનિસુવ્રત સ્વામિસ્તોત્ર, મોહરાજવિજય, વજ્જ( વઇર )સ્વામિચરિત્ર, વીરજિનપારણક, વીર-જિનવિજ્ઞપ્તિકા, શાન્તિનાથસ્તુતિ, શાલિભદ્રમાતૃકા, શ્રાવકવિધિ, સપ્તમંજરી, સીતાચરિત્રસત્વ, સુભદ્રાચરિત્ર, સુભાષિતકુલક, સુલસાચરિત્ર, સ્તુતિદ્વાત્રિંશિકા, સ્તોત્રસંગ્રહ ને સ્થૂલભદ્રસન્ધિ. ૫–૬ જુઓ પૃ. ૧૧૩ ૭ જુઓ પૃ. ૧૧૬. ૮ જુઓ પૃ ૧૧૯.

ચરિય; ભવભાવણાની સ્વોપજ્ઞ [1]વૃત્તિ, સુપાસનાહચરિય, ધર્મદાસકૃત ઉવએસમાલા ઉપર વિ. સં ૧૨૩૮મા રત્નપ્રભસૂરિએ રચેલી દોઘટ્ટી નામની વૃત્તિ, [2]કુમારવાલપડિબોહ, [3]રત્નમંદિરગણિએ રચેલી [4]ઉપદેશતરંગિણી, [5]સિરિવાલકહા, યશઃકીર્તિકૃત [6]ચંદપ્પહચરિય, પાઇય પિંગલ, શાંતિસૂરિકૃત સાગરદત્તરાસ, વિ સં. ૧૬૫૭મા હેમવિજયગણિએ રચેલો [7]કથારત્નાકર, ઇત્યાદિ.

૧ આ વૃત્તિ (ભા ૧, પત્ર ૧૫૦આ–૧૫૫આ)મા ગાથા ૨૨૬૯–૨૩૩૦ દ્વારા જન્માભિષેકનુ 'અપભ્રંશ'મા વર્ણન છે. એવી રીતે ભા. ૨, પત્ર ૪૭૨આ–૪૮૪મા ગાથા ૩૮–૧૬૩ દ્વારા પુષ્પચૂલના હરણ તરીકેના ભવનુ 'અપભ્રંશ'મા લખાણ છે વળી એમની ઉવએસમાલામા પણ 'અપભ્રંશ'મા લખાણ છે ૨ આમાના 'અવહટ્ટ' ભાગનો ડૉ. આલ્સડોર્ફે વિશિષ્ટ અભ્યાસ કર્યો છે. આ વિદ્વાને 'અવહટ્ટ'ના વ્યાકરણ અને છંદ વિષે અનેક નિબંધો લખ્યા છે અને તે Apabhrams'a Studien એ નામથી ઇ સ ૧૯૩૭મા પ્રસિદ્ધ થયા છે કુમારવાલપડિબોહમા સખ્યાબંધ 'અપભ્રંશ' પદ્યો છે. એમાના કેટલાક એ જ સ્વરૂપમા સિ૦ હે૦ (અ. ૮, પા. ૪)ની સ્વોપજ્ઞ વૃત્તિમા જોવાય છે. વિશેષમા આ વૃત્તિમાના 'અપભ્રંશ' પદ્યો પર સ૦મા 'દોગ્ધકવૃત્તિ' રચાયેલી છે અને તે "હેમચન્દ્રાચાર્ય જૈન ગ્રન્થમાલા" તરફથી પ્રસિદ્ધ થયેલી છે મે આનો પદ્યાત્મક ગુજરાતી અનુવાદ કર્યો છે અને તે અહીંના "ગુ૦ મિત્ર તથા ગુ૦ દર્પણ" (સાપ્તાહિક)ના તા ૨૯–૭–૪૫ ને તા. ૨૬–૮–૪૫ના અકમા પ્રસિદ્ધ થયો છે. ૩ એમણે વિ સ. ૧૫૧૭મા ભોજપ્રબન્ધ રચ્યો છે ૪ આના ૨૬૮આ પત્રમા વસન્તવિલાસનો ઉલ્લેખ છે અને વિશેષમા આ જૂના ગુજરાતી ફાગનુ કંઈક પાઠભેદપૂર્વક ઉદ્ધૃત પદ્ય એમા અવતરણરૂપે અપાયેલુ છે, પણ એમા વસંતવિલાસના કર્તાના નામ વિષે નિર્દેશ નથી કોઇ રત્નાગરનુ નામ સૂચવે છે તો કોઈ નરવિંદુ; પણ એ વ્યાજબી હોવા વિષે શંકા રહે છે. આ બાબત મે "આપણા 'ફાગુ' કાવ્યો" નામના લેખમા ચર્ચી છે જુઓ જૈ. સ. પ્ર (વ. ૧૧, અ. ૬, પૃ ૧૬૯–૧૮૪). ૫ જુઓ પૃ. ૧૨૧. સિરિવાલકહામાનુ 'સિદ્ધચક્ર'નુ ચૈત્યવંદન 'અવહટ્ટ'મા છે. ૬ આના આદ્ય બે પદ્યો પાઇયમા છે, જ્યારે બાકીનો તમામ ભાગ 'અવહટ્ટ'મા છે. ૭ આ દસ તરગમા ૨૫૮ કથાઓ મુખ્યતયા સં.મા રજૂ કરતી અને હર્ટલ દ્વારા જર્મન અનુવાદ કરાયેલી કૃતિ છે.

શ્રી. મધુસૂદન મોદીએ [1]અપભ્રંશપાઠાવલીમાં ઇ. સ.ના સાતમા સૈકાથી તે અગ્યારમા સૈકા સુધીની પ્રસિદ્ધ તેમજ અપ્રસિદ્ધ કૃતિઓમાથી ૧૪ ઉદ્દરણો સં. છાયા સહિત આપ્યાં છે.

કથાકોષ—પ્રે૦ અ૦ ગ્રંથમા શ્રી. હજારીપ્રસાદ દ્વિવેદીનો "જૈન સાહિત્ય" નામનો લેખ હિન્દીમાં પૃ. ૪૪૮-૪૫૪માં છપાયો છે. એના પૃ. ૪૫૩મા એમણે કહ્યુ છે કે શ્રીચન્દ્રે 'અપભ્રંશ' ભાષામાં એક કથાકોષ રચ્યો છે.

સુભાષિતસંગ્રહ—આનન્દવર્ધને 'અવહટ્ટ'માં કોઇ સુભાષિતસગ્રહ રચ્યો હશે એમ ડૉ. કોનોએ કપ્પૂરમંજરી (ભા. ૩, પૃ. ૧૯૩)મા સૂચવ્યુ છે.

શિલાલેખ—કનકામરકૃત કરકંડુચરિયની પ્રસ્તાવના (પૃ ૩)મા એવો ઉલ્લેખ છે કે બુદેલખડ પ્રાન્તની અદર કે આસપાસથી જે ત્રણ શિલાલેખ મળ્યા છે તેમાનો એક 'અપભ્રંશ' ભાષામા છે અને એની નીચે એનો સં૦ અનુવાદ છે

સાહિત્ય—પાચમી સાહિત્ય પરિષદ્ગત સ્વ. દલાલનો નિબંધ, જૈ. સા. સ. ઇ. (કંડિકા ૨૦૫, ૨૫૯, ૨૬૬, ૪૨૩-૪૩૬) અને જૈ૦ ગૂ૦ ક૦ (ભા ૧)નો પ્રારંભિક ભાગ, અગ્રેજીમાં પ્રો. હીરાલાલ જૈનનો "Apabhrams'a Literature" નામનો [2]લેખ, ભવિસ્સયત્તકહાની પ્રસ્તાવના ઇત્યાદિ આ સાહિત્યનો કંઇક ખ્યાલ કરાવે છે.

અપભ્રંશનો સમય—"જૈ૦ સિ૦ ભા૦" (ભા. ૧૧, કિ ૧, પૃ. ૩૮-૪૦)મા પં. પરમાનન્દ શાસ્ત્રીનો "अपभ्रंश भाषा का काल"

---

૧ "ગુજરાત વર્નાક્યુલર સોસાયટી" તરફથી આ ઇ. સ. ૧૯૩૫મા પ્રસિદ્ધ થઇ છે. અહીં ચતુર્મુખ અને સ્વયભૂ એ બેને એક ગણવાની ભૂલ મોદીએ ભૂલ કરી છે. જુઓ "ભારતીય વિદ્યા" (ભા. ૨, અં. ૧, પૃ. ૫૭-૬૧)મા છપાયેલો શ્રી. નાથુરામ પ્રેમીનો લેખ નામે "चतुर्मुख और स्वयभू दो भिन्न कवि हैं".

૨ જુઓ અલ્લાહાબાદથી ઇ. સ. ૧૯૨૫મા પ્રકાશિત "Allahabad University Studies" (Vol. I, pp. 157-185).

નામને લેખ છપાયો છે પૃ ૩૮મા એમણે કહ્યુ છે કે વિક્રમની સાતમી સદીથી સત્તરમી સદી સુધી ઉત્તરોત્તર રૂપમા અપભ્રશ ભાષા સાહિત્યિક સ્વરૂપમા દૃષ્ટિગોચર થાય છે ઇલ્લરાજના પુત્ર મહેન્દુ ઉર્ફે મહાચન્દ્રે વિ સં. ૧૪૮૭મા [1]સતિનાહચરિય પૂર્ણ કર્યું છે (પૃ ૪૦) કવિ [2]રઇધૂએ અપભ્રશમા [3]બત્રીસ ગ્રન્થો રચ્યા છે [4] કવિ માણિક્યરાજે નવ સધિમા નાગકુમારચરિય વિ. સ ૧૫૭૯મા રચેલુ છે [5] મહેન્દ્રસેનના શિષ્ય પ. ભગવતીદાસે "મૃગાકલેખાચરિત્ર" વિ સ ૧૭૦૦મા રચ્યુ છે [6]

આ પ્રમાણે અત્યાર સુધી જે ગ્રથો ઉપલબ્ધ થયા છે તે વિચારતા એમ લાગે છે કે પ્રાચીન 'અવહટ્ટ' સાહિત્યના નિર્માણમા જૈનોનો સબળ ફાળો છે, નહિ કે અજૈન લેખકોનો ભારતવર્ષમા અને ખાસ કરીને એના ઉત્તરાર્ધમા 'અવહટ્ટ' ભાષા અમુક શતાબ્દીઓ સુધી રાષ્ટ્રભાષા (lingua franca) હતી એ હકીકત ઉપરથી તો અજૈનોને હાથે પણ 'અવહટ્ટ' ગ્રથો રચાયા હોવા જોઇએ એમ લાગે છે વળી દસમી સદીની પૂર્વેનુ ઉપલબ્ધ 'અવહટ્ટ' સાહિત્ય મુખ્યતયા દિગબરીય છે, અગ્યારમી સદીથી તે છેક પદરમી સદી સુધી તો શ્વેતામ્બરોએ પણ આ સાહિત્યને વિવિધ કૃતિઓ રચી પુષ્ટ કર્યું છે. ભારતના પૂર્વ ભાગમા ઉત્તર હિન્દના બૌદ્ધોએ 'અવહટ્ટ' કૃતિઓ રચી છે (ઇ સ ના આઠમા સૈકાના) વિનીતદેવ કહે છે કે બૌદ્ધોના 'સમિતીય' સપ્રદાયે 'અવહટ્ટ'નો મહાસઘિકોએ પ્રાકૃતનો અને સ્થવિરવાદીઓએ પૈશાચીનો ઉપયોગ કર્યો છે [7]

---

1 આનો પરિચય "અનેકાન્ત" (વ ૫, કિ ૬-૭)મા અપાયો છે 2 એમના સુકૌશલચરિત પર એક લેખ જૈ. સિ ભા (ભા. ૧૦, કિ ૨)-મા ૫ રામજી ઉપાધ્યાયે લખ્યો છે 3 જૈ સા. સ ઇ. (પૃ ૫૨૦) જોતા એમ જણાય છે કે વિક્રમની સોળમી સદીમા થઇ ગયેલ સિંહસેન ઉર્ફે રઇધૂએ મહેસરચરિય અને ભવિસ્સયત્તચરિય રચ્યા છે 4 જુઓ "અનેકાન્ત" (વ ૫) 5 એજન, પૃ ૩૯ 6 એજન, પૃ ૪૦ 7 જુઓ PLCIC (p 22)

અપભ્રંશનુ મહત્ત્વ, સૌષ્ઠવ ઇત્યાદિ—પટના કૉલેજના પ્રો જગન્નાથ શર્માએ અપભ્રંશ-દર્પણ નામનુ [1]પુસ્તક [2]હિન્દીમા રચ્યુ છે આમા 'અપભ્રંશ' ભાષા કેટલા ય વર્ષો સુધી રાષ્ટ્ર-ભાષા તેમજ સાહિત્ય-ભાષા રહી એ વાત ભૂમિકામા દર્શાવાઇ છે પુસ્તકના પ્રારભમા 'અપભ્રંશ'ની ઉત્પત્તિ વિષે નિરૂપણ છે 'અપભ્રંશ' સાહિત્યનુ મહત્ત્વ અને એનુ સૌષ્ઠવ તેમજ [3]હિન્દી કવિઓ ઉપર એનો પડેલો પ્રભાવ વિચારાયેલ છે ભવિસ્સયત્તકહાના આધાર ઉપર રામચરિત માનસ અને પદ્માવત જેવા સુપ્રસિદ્ધ ગ્રન્થ રચાયાનો અહીં ઉલ્લેખ છે આ પુસ્તકના દ્વિતીય ભાગમા 'અપભ્રંશ'નુ વ્યાકરણ અપાયુ છે ત્રીજા ભાગમા અપભ્રંશ-ગ્રન્થોમાથી ઉદ્ધરણો અપાયા છે, અને એનો હિન્દી અનુવાદ અપાયો છે જાયસીએ અને તુલસીએ જેવી રીતે કેટલીક ૩૨ માત્રાઓવાળી ચોપાઇની અર્ધાલિયા પછી ૪૮ માત્રાવાળા દોહા મૂક્યા છે તેવી જ રીતે ૩૨ માત્રાવાળી અર્ધાલિયાવાળા પઝ્ઝટિકાના અને 'અડિલ્લા' નામના છદો પછી ધનપાલે ૬૨ માત્રાવાળા 'ઘત્તા' નામના છન્દ મૂક્યા છે વળી જેમ જાયસી અને તુલસીમા '[4]તુક'ની કડી દરેક ચરણના અતમા—ક્રમમા ક્રમ બે ચરણોમા મળે છે તેમ ધનપાલમા પણ છે એમ આ ત્રણ ગ્રન્થોની પદ્ધતિની સમાનતા સૂચવાઇ છે

'અવહટ્ઠ' સાહિત્યનાં અગો—'અવહટ્ઠ ભાષાનુ' કોષ

---

૧ સાહિત્ય સુમનમાલા કાર્યાલય, બાંકીપુર, પટણાથી આ પ્રસિદ્ધ થયુ છે જુઓ જૈ. સિ ભા (ભા ૧૨, કિ. ૧, પૃ ૪૨) ૨ મુસ્લિમ ઇતિહાસકારો કહે છે કે સુલતાન મહમૂદ (ઇ સ. ૯૯૭-1030)ના સમકાલીન ચદેલ્લ (Chandella)ના પડો હુધત અર્થાત્ જવાન હિંદવી (હિંદી)મા રચાયા છે અમીર ખુશરૂ હિન્દી પદ્યોના લેખક તરીકે મસુદ ઇબ્ન સદ (Masud ibn saad) કે જેમનુ ઇ. સ ૧૧૨૧ કે ૧૧૩૦મા અવસાન થયુ તેમનો ઉલ્લેખ કરે છે. જુઓ GPL (p 2) ૩ મૈથિલીમાના વિદ્યાપતિ જેવા પ્રાચીન કવિઓની કૃતિઓ 'અપભ્રંશ'નુ સ્મરણ કરાવે છે ૪ જોડકણા જેવી કવિતા

[1]વ્યાકરણ આ ભાષામાં રચાયું હોય તો તે મળતું નથી એવી રીતે કોશ, છંદ, અલંકાર ( કાવ્યશાસ્ત્ર ) કે નાટકની કોઈ કૃતિ આ જ ભાષામાં રચાયેલી જણાતી નથી બાકી જેમ ગ૦ અને પાઇય છંદો છે તેમ પાઇયથી એક રીતે ભિન્ન ગણાતા 'અવહટ્ટ'ને પણ પોતાના [2]છંદો છે

---

૧ ગુજરાત વિદ્યાસભા ( અમદાવાદ ) તરફથી ઇ સ ૧૯૪૯માં અપભ્રંશ-વ્યાકરણ એ નામથી છપાયેલા પુસ્તકમાં સિ૦ હે૦ ( અ ૮, પા ૪ )ના સૂ ૩૨૯-૩૪૮ (મોટા અક્ષરે), બાજુમાં પદચ્છેદપૂર્વક એ જ સૂત્રો, એની પદચ્છેદપૂર્વકની સ્વોપજ્ઞ વૃત્તિ, ગુ માં સૂત્રાર્થ અને વિવેચન, 'અપભ્રંશ' ઉદાહરણોની સં૦ છાયા, 'પ્રાકૃત દ્વ્યાશ્રય'ના સ ૮ના શ્લો ૧૪-૮૩, એની સં૦ છાયા અને વ્યાકરણ-દૃષ્ટિએ કેટલીક વાર વિવેચન તેમજ અંતમાં પરિશિષ્ટ ૧ તરીકે સૂત્ર અને 'અપભ્રંશ' ઉદાહરણોની અને પરિશિષ્ટ ૨ તરીકે "પ્રાકૃત દ્વ્યાશ્રય" માંથી લીધેલા ઉદાહરણોની વર્ણાનુક્રમી છે અનુવાદક અ૦ કેશવરામ કા. શાસ્ત્રી છે  ૨ પ્રો વેલણકરે છંદોની કેટલીક કૃતિઓ સંપાદિત કરી છે, અને થોડા જ વખત ઉપર હેમચન્દ્રસૂરિકૃત છન્દોઽનુશાસનના આઠે અધ્યાયોનું મૂળ તેમજ એના પહેલા ત્રણ પૂરતી સંક્ષિપ્ત ટીકા 'જયદામન્' નામના સંસ્કરણમાં રજૂ કરી છે સાથે સાથે અહીં જયદેવકૃત સં જયદેવચ્છન્દસ્, શ્રીભટ્ટ મુકુલના પુત્ર હર્ષટે રચેલી એની સં ટીકા, જયકીર્તિએ સં માં રચેલ છન્દોઽનુશાસન, અને ભટ્ટ કેદારકૃત વૃત્તરત્નાકર સંપાદિત કર્યા છે વળી એમણે અંગ્રેજીમાં ઉપોદ્ઘાત ( પૃ ૭ ૬૭ ) પણ લખ્યો છે આ સંસ્કરણ હરિતોષસમિતિ" ( મુંબઇ ) તરફથી ઇ સ ૧૯૪૯માં પ્રસિદ્ધ થયું છે પ્રો વેલણકરે છંદોને અંગે વિવિધ લેખો લખ્યા છે Apabhrams'a Metres I and II ( J U B 1933 & 1936 ), Apabhrams'a and Marāthī Metres ( New Indian Antiquary, Poona, 1938 ), Music and Metres ( Poona Orientalist, October, 1943 ), Apabhrams Metres III Mātrā-vrttas and Tāla-vrttas ( Radhakumud Mookerji's Commemoration Vol , 1947 ) અને Prākrta and Apabhrams'a metres ( Classified List and Alphabetical Index ( J B B R A S, N S , Vol 22, 1946 ) J B B R A S ( N S , Vol 19 )માં છંદોઽનુશાસન ( અ૦ ૪-૫ )નું અને એના Vol 20 ( A D 1944 )માં અ ૬ ને ૭નું સ્વોપજ્ઞ વૃત્તિ સહિત એમણે સંપાદન કર્યું છે

'અવહટ્ટ'મા આખ્યાન-સાહિત્ય પુષ્કળ છે પરતુ એ પદ્યમા છે રૂપકાત્મક [1]પ્રબધો છે વળી [2]કુલય, [3]સુભાષિતસગ્રહ, સ્તોત્રો અને [4]શિલાલેખો તેમજ [5]ચરણકરણાનુયોગ અને દ્રવ્યાનુયોગ—તત્ત્વજ્ઞાન, [6]ગૂઢવાદ ઇત્યાદિને લગતી કૃતિઓ પણ છે ત્રણ સીઓલીવાળુ પદ્ય આ ભાષાની અનેકાર્થી કૃતિ ગણી શકાય આમ હોવા છતા વિષયોની વિવિધતાની દૃષ્ટિએ 'અવહટ્ટ' સાહિત્ય જ૦ મ૦ સાહિત્યની સાથે બરાબરી કરી શકે તેમ નથી પરતુ મરહટ્ટી સિવાયની પાઇય ભાષાઓમા જે સાહિત્ય મળે છે તેની સાથે સરખાવતા એ આ તમામથી ચડે તેમ છે

**'અપભ્રશ'ના કવિઓની મૌલિકતા અને પ્રેરણાશક્તિ**— શ્રી રાહુલ સાકૃત્યાયને હિંદી ધારામા આ સબધમા જે ઉલ્લેખ કર્યો છે તે ઉપરથી જૈ સ પ્ર (વ ૧૫ અ ૧, પૃ ૮)મા નીચે મુજબ લખાણ રજૂ કરાયુ છે —

અપભ્રશના કવિઓને વિસ્મરણ કરવા આપણા માટે હાનિકારક વસ્તુ છે આ જ કવિઓ હિંદી કાવ્યધારાના પ્રથમ સ્રષ્ટા હતા તેઓ અશ્વઘોષ ભાસ, કાલિદાસ અને બાણની કેવળ એઠી પતરાળી નહોતા ચાટતા, પરતુ તેમણે એક યોગ્ય પુત્રની માફક આપણા કાવ્યક્ષેત્રમા નવુ સર્જન કર્યું છે, નવા ચમત્કારો અને નવા ભાવો પેદા કર્યા છે એ સ્વયભૂ (જૈન કવિ) આદિની કવિતાથી સારી રીતે માલૂમ પડી જશે. નવા નવા છદોની સૃષ્ટિ કરવી તેમા તો તેમનુ અદ્‌ભુત કવિત્વ છે દોહા, સોરઠા ચોપાઈ, છપ્પય આદિ કેટલાયે સેકડો નવા નવા છદોની તેમણે સૃષ્ટિ કરી, જેને હિંદી કવિઓએ બરાબર અપનાવ્યા છે, જોકે

---

૫૦ એ૦ આમા વૈદિક સસ્કૃત અને પાઇય છદોની મીમાસા છે એના અનુસધાનરૂપે શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠકે રચેલા **પ્રાચીન ગુજરાતી** છદોમા અવહટ્ટ છદો જેટલે અશે ગુજરાતી પિંગળને ઉપકારક છે તેટલે અશે એની આલોચના છે આ પુસ્તક ગુજરાત વિદ્યાસભા (અમદાવાદ) તરફથી ઇ સ ૧૯૪૮મા છપાયુ છે

૧ જુઓ પૃ ૧૨૯ ૨ જુઓ પૃ ૧૩૧ એમા હૃ **સિદ્ધકુલય** ઇત્યાદિ છ ૩ જુઓ પૃ ૨૧૦ ૪ જુઓ પૃ ૨૧૦ ૫ દા ત **શ્રાવકવિધિ સાવય ધમ્મદોહા** ઇત્યાદિ ૬ દા ત પ૦ પ૦

બધાને નહિ. એ આપણા વિદ્યાપતિ, કબીર, સૂર, જાયસી અને તુલસીના જ ઉજ્જીવક અને પ્રથમ પ્રેરક રહ્યા છે તેમને છોડી દેવાથી વચલા કાળમાં આપણને ઘણી હાનિ પહોંચી છે અને આજે પણ એની સંભાવના છે."

**રાજસ્થાની**—આ ભાષા ઉત્તર ભારતની વર્તમાન પ્રાદેશિક ભાષાઓમાં સૌથી પ્રાચીન છે અને એ 'અવહટ્ટ'ની સૌથી મોટામાં મોટી પુત્રી છે એમ કેટલાક માને છે.[1]

**ગુજરાતી**—આ ભાષા સો૦ દ્વારા ગૌર્જરી અપભ્રંશમાંથી ઉદ્‌ભવી છે એમ મનાય છે. "ગુજરાતીને અપભ્રંશનું ઋણ" એવું જૂ૦ ગુ૦ ભા૦નું સાતમું પ્રકરણ ગુજરાતી ભાષાએ 'અપભ્રંશ'માંથી શું શું લીધું છે તે સૂચવે છે.

**પાઇય છંદો**—જયદામનના ઉપોદ્‌ઘાત( પૃ. ૧૨ ને ૨૩ )માં એવો ઉલ્લેખ છે કે લૌકિક ( classical ) સં.માનાં અર્ધસમવૃત્તો એ પ્રાકૃત કવિઓ—છંદશાસ્ત્રીઓનો વારસો હોવાનો ઘણો સંભવ છે. પૃ. ૨૪માં કહ્યું છે કે પ્રાકૃત છંદોમાના ઘણાખરાનું સંગીત કાલમાત્રા ઉપર આધાર રાખે છે પૃ ૩૫માં એવું કથન છે કે જયદેવ એ જૈન અને પ્રાચીન ગ્રંથકાર છે અને એઓ પિંગલ પછી થોડાક સૈકાઓ બાદ થયા છે એમ માનવામાં અત્યારે તો કોઈ હરકત જણાતી નથી. ધ્રુવાઓ સામાન્ય રીતે પ્રાકૃતમાં રચાતી અને ગવાતી ( પૃ ૧૯ ). આર્યા પ્રાકૃત વેષમાં ગાથા તરીકે ( પૃ ૨૩ ) અને આર્યાગીતિ પ્રાકૃત વેષમા સ્કંધક તરીકે ( પૃ. ૨૬ ) ઓળખાવાય છે પિંગલ, ભરત અને જયદેવ એ ત્રણ પ્રાચીનતમ છંદશાસ્ત્રીઓ છે ( પૃ. ૧૮ ) વૈતાલીય અને એના સંબંધીઓ ( cognates ) એ મૂળ શુદ્ધ પ્રાકૃત છંદ હોવાનો ઘણો સંભવ છે ( પૃ. ૧૨ ) ગલિતકો, ખંજકો અને શીર્ષકો એ સર્વે ચોક્ખી રીતે પ્રાકૃત છંદો છે ( પૃ. ૪૫ ).

**સમસંસ્કૃત**—સં૦ અને પાઇય ભાષાઓના બંધારણ એવાં છે કે

---

૧ જુઓ પા૦ ચા૦ સા૦ ( પૃ. ૪૫ ).

એમાં કેટલાક શબ્દો અને કેટલાંક રૂપો સમાન છે. આ હકીકત કેટલીક પાંઇય ભાષાઓને દા. ત. મ૦ અને સો૦ને લાગૂ પડે છે. આવી પરિસ્થિતિને લઇને આપણા દેશમાં એવી રચનાઓ થઈ છે કે જેને એક કરતાં વધારે ભાષામાં ગૂંથાયેલી ગણી શકાય. હરિભદ્રસૂરિકૃત ચાર પદ્યોમાં રચાયેલી અને 'સંસારદાવાનલ'થી શરૂ થતી [1]સ્તુતિ, જિનવલ્લભસૂરિકૃત [2]મહાવીરસ્તોત્ર, જયશેખરસૂરિકૃત વીરસ્તવન, જિનપ્રભસૂરિકૃત ષડ્ભાષામય ચન્દ્રપ્રભજિનસ્તવનમાંનો એક ભાગ, આ જ સૂરિએ રચેલા અષ્ટભાષાત્મક ઋષભસ્તવનનો એક ભાગ તેમજ હીરવિજયસૂરિના શિષ્ય સહજસાગરકૃત ૨૮ પદ્યનું જિનસ્તવન એ સમસંસ્કૃત [3]કૃતિઓ ગણાય છે.

રત્નશેખરગણિએ માલિની છંદમાં ૨૫ પદ્યોમાં જે [4]ચતુર્વિંશતિજિનસ્તવન રચ્યું છે તે સં૦, મ૦ અને સો૦ એમ ત્રણ ભાષાની દૃષ્ટિએ સમાન છે.

અલંકારશાસ્ત્રના ગ્રન્થોમાં 'ભાષા-શ્લેષ'નો અધિકાર આવે છે. એના ઉદાહરણ તરીકે 'સમસંસ્કૃત' ઇત્યાદિ જાતનાં પદ્યો નાટક, કાવ્ય વગેરેમાંથી રજૂ કરાય છે. દા. ત. હેમચન્દ્રસૂરિએ કાવ્યાનુશાસન (અ. ૫, સૂ. ૬)ની સ્વોપજ્ઞ વૃત્તિ નામે અલંકારચૂડામણિ (પૃ ૩૩૧)માં માલતીમાધવ (અ. ૬)નો શ્લો. ૧૦ સં૦ ને પ્રાકૃતના સંયોગના ઉદાહરણરૂપે, કાવ્યાલંકાર(અ. ૪)નો શ્લો. ૧૮ સં૦ ને માગધી માટે, શ્લો. ૧૯ સં૦ ને પૈશાચી માટે, શ્લો. ૨૦ સં૦ ને શૌરસેની માટે અને શ્લો. ૨૩ સં૦ ને 'અપભ્રંશ' માટે રજૂ કર્યાં છે વળી

---

૧ આમાં અનુનાસિકની વાત બાજુએ રખાય તો એક જોડાક્ષર નથી. ૨ આ સૂરિએ પોતાની કૃતિ નામે મહાવીરસ્તોત્રના અંતમાં એને 'સમસંસ્કૃત' કહેલ છે ૩ આ તમામ કૃતિનો સંક્ષિપ્ત પરિચય મેં સ્તુતિચતુર્વિંશતિકાની મારી સં૦ ભૂમિકા (પૃ. ૨૪)માં આપ્યો છે. ૪ આના આદ્ય પદ્ય માટે જુઓ ઉપર્યુક્ત ભૂમિકા (પૃ. ૨૫).

એમણે પૃ. ૪૭૨માં દેવીશતકનું નિમ્નલિખિત ૭૪મું પદ્ય [1]૭ ભાષામાં સમાનતાના દૃષ્ટાંત તરીકે આપ્યું છેઃ—

" अलोलकमले । चित्तललामकमलालये ।।
पाहि चण्डि । महामोहभङ्गभीमबलामले ! ।। ७४ ।। "

[2]અર્ધ-સંસ્કૃત—પૂર્વાર્ધ કે ઉત્તરાર્ધ સંસ્કૃતમાં અને બાકીનો અડધો ભાગ મ૦માં હોય એવી કેટલીક " અર્ધ-સંસ્કૃત " કૃતિઓ છે. જેમકે ધનપાલકૃત **વીરસ્તવ**, **ધમ્મરયણપગરણ** ( ગા. ૨ )ની દેવેન્દ્રસૂરિકૃત ટીકા ( પત્ર ૯૯આ–૧૦૮આ )માંનો ૨૫૧ પદ્યમાં રચાયેલી **ભીમકુમારકથા**, રત્નશેખરસૂરિકૃત **અર્થદીપિકા** (પત્ર ૮૫આ–૯૨અ) માંથી ૩૮૭ શ્લોક જેવડી **શીલવતીકથા**, **વિનયવિજયગણિકૃત** [3]**વિજ્ઞપ્તિપત્ર**માંનાં કેટલાંક પદ્યો, ધર્મઘોષસૂરિકૃત નવ પદ્યમાં રચાયેલું [4]**જિનસ્તવન**, રામચન્દ્રસૂરિકૃત [5]**આદિદેવસ્તવ**, ઇત્યાદિ.

અનેકભાષાત્મક કૃતિઓ—જિનકીર્તિસૂરિએ પાંચ ભાષામાં **જિનસ્તવન** રચ્યાનો ઉલ્લેખ જોવાય છે.

સોમસુન્દર(?)સૂરિએ ૭ ભાષામાં એક સ્તોત્ર રચ્યું છે. ધર્મવર્ધનગણિએ [6]૭ ભાષામાં **પાર્શ્વનાથસ્તવન** રચ્યું છે. એમની પૂર્વે જિનપ્રભસૂરિએ પણ [7]ષડ્ભાષાત્મક [8]**ચન્દ્રપ્રભજિનસ્તવન**[9] ૧૪ પદ્યમા રચેલું છે.

---

૧ શ્રીપાલ કવિને 'ષડ્ભાષાચક્રવર્તી 'નું બિરુદ હતું. ૨ જુઓ પૃ. ૧૧૯ ને ૧૨૫ ( ટિ. ૧ ) તેમજ જૈ. સ્તો. સં. ( ભા. ૧ )ગત ૨, ૩૧ ને ૩૨ ક્રમાંકવાળી કૃતિઓ. ૩ આનું પ્રથમ પદ્ય સ્તુ૦ ચ૦ની " ભૂમિકા " ( પૃ. ૨૬ )મા અપાયું છે. ૪ આ જૈ. સ્તો. સ. ( ભા. ૧, પૃ. ૧૩–૧૪ )મા છપાયું છે. ૫ એજન ( પૃ. ૯૨ ). ૬ આ પૈકી સંસ્કૃત, માગધી, શૌરસેની, બે પ્રકારની પૈશાચી અને અપભ્રંશિકા એમ ભાષાઓના નામ અંતિમ પદ્યમા ગણાવાયા છે. આ અંતિમ પદ્ય માટે જુઓ સ્તુ. ચ.ની " ભૂમિકા " ( પૃ. ૨૫ ). ૭ સ., મ૦ સો૦, મા૦, પૈ૦, ચૂ૦ પૈ૦, અપભ્રંશ ને સમસંસ્કૃત ( શ્લો.૧ ૧–૧૨ ) ૮ આ **પ્રકરણરત્નાકર**( ભા. ૨, પૃ. ૨૬૯–૨૭૦ )મા છપાયું છે. ૯ ૧૪મા સમસંસ્કૃત પદ્ય માટે જુઓ સ્તુ. ચ.ની " ભૂમિકા " ( પૃ. ૨૫ ).

[1]સોમસુન્દરસૂરિએ સં૦, પ્રાકૃત ( માહારાષ્ટ્રી ), માગધી, શૌરસેની, પૈશાચી, ચૂલિકાપૈશાચી અને અપભ્રંશ એમ સાત ભાષામાં ઋષભ, શાન્તિ, નેમિ, પાર્શ્વ અને વીર એ પાંચ જિનેશ્વરનાં સ્તોત્રો સાત સાત પદ્યોમાં રચ્યાં છે.[2] મહીકલશગણિના શિષ્ય ચારિત્રસુન્દરગણિએ વિ. સં. ૧૫૧૨માં આ લિપિબદ્ધ કર્યાં છે.

જિનપ્રભસૂરિએ ઉપર્યુક્ત સં. વગેરે સાત ભાષામાં તેમજ સમસંસ્કૃત એમ આઠ ભાષામાં ઋષભસ્તવન રચ્યું છે.

રત્નશેખરસૂરિના શિષ્ય સંઘકલશે આઠ ભાષામાં સમ્યક્ત્વરાસ રચ્યો છે.[3]

**પાઇય સાહિત્યના પ્રણેતાઓ**—બીજા થરની પાઇય ભાષામાં ગૂંથાયેલા સાહિત્યના સર્જનમાં મુખ્ય પ્રેરક બળો મહાવીરસ્વામી અને ગૌતમ બુદ્ધ એ બે મહાવિભૂતિઓ છે, અને એ સર્જનમાં મુખ્ય ફાળો આપનાર આ બંનેના સાક્ષાત્ શિષ્યો છે. અશોક ચક્રવર્તીએ આ ફાળાના પ્રચારને અને વેગને આગળ ધપાવનારું એક કાર્ય એ કર્યું કે એ સમયની પાઇયરૂપ કથ્ય ભાષાઓને રાજભાષાનું ગૌરવવંતું પદ સમર્પ્યું અને તેમ કરીને લોકોને એને સન્માનવાને પ્રેર્યા. આગળ જતાં સં. તરફ ફરીથી રુચિ સજીવન થઇ અને વૈદિક દર્શનકારોનો એ તરફ એટલો બધો પક્ષપાત કેળવાયો કે જૈન શ્રમણોને અને બૌદ્ધ ભિક્ષુઓને પણ સં૦માં પોતાના આચાર-વિચારના—તત્ત્વજ્ઞાનના અને ક્રિયાકાંડના ગ્રંથો રચવા પડ્યા. બીજા થરની ભાષાનો રોજના વ્યવહારની ભાષારૂપે ઇ. સ. ૯૦૦માં અંત આવ્યો. એ પૂર્વે કેટલીક સદીથી એ ભાષામાં પ્રતિભાપૂર્ણ કૃતિઓ રચી શકનારાઓએ પાઇયને પડતી મૂકી સં૦ને મને કે કમને અપનાવી લીધી હતી. એની એક સાબિતી તે વિ. સં.

૧ જુઓ **જૈનસ્તોત્રસમુચ્ચય** (પૃ. ૧૦૬). ૨ પૃ. ૯૯–૧૦૬માં પાંચે જિનેશ્વરોના સ્તોત્રો છે. ૩ જુઓ જૈ. સ્તો. સં. ( ભા. ૨ )ની સ્વ. મુનિ ચતુરવિજયની પ્રસ્તાવના (પૃ. ૯૫).

૯૬૨મા રચાયેલી મનાતી **ઉપમિતિભવપ્રપંચાકથા**માં એના **કર્તા** સિદ્ધર્ષિએ પ્રારંભમા નીચે મુજબ રજૂ કરેલા ઉદ્‌ગારો છેઃ—

" संस्कृता प्राकृता चेति भाषे प्राधान्यमर्हतः ।
तत्रापि संस्कृता तावद् दुर्विदग्धहृदि स्थिता ॥ ४१ ॥
बालानामपि सद्‌बोधकारिणी कर्णपेशला ।
तथापि प्राकृता भाषा न तेषामपि भासते ॥ ४२ ॥
उपाये सति कर्तव्यं सर्वेषां चित्तरञ्जनम् ।
अतस्तदनुरोधेन संस्कृतेयं करिष्यते ॥ ४३ ॥ "

**પાઇય યુગ**—લોકભાષાના વિશિષ્ટ ઉત્થાનનો—ગૌરવનો યુગ તે 'પાઇય યુગ' એ પાઇય યુગનો વ્યાપક અર્થ છે. એના કરતા દંઇક સંકુચિત અર્થમાં હુ અહીં આ પ્રયોગ કરુ છુ. સમગ્ર પાઇય સાહિત્યનાં વિવિધ અંગોનો વિચાર કરતા સહેજે જણાશે કે એમા જેટલો હિસ્સો જૈનોનો અને તે પણ [1]શ્વેતામ્બરોનો છે એટલો અજૈનોનો નથી. આનું એક કારણ એ છે કે જેમ વૈદિકોએ પોતાની દાર્શનિક કૃતિઓને માટે સં૦ ભાષાનો આશ્રય લીધો તેમ લગભગ ૨,૫૦૦ વર્ષ ઉપર જૈન મહર્ષિઓએ જૈન દર્શનના નિરૂપણ માટે પ્રાયઃ પાઇય ભાષાનો—અ૦ મા૦નો આશ્રય લીધો. ઉત્તરોત્તર મહર્ષિઓએ આ પ્રણાલિકા અમુક કાળ સુધી ચાલુ રાખી એ વાતની, નિજ્જુત્તિ અને ભાસરૂપ જે આગમોનાં વિવરણો જ૦ મ૦મા રચાયેલા મળે છે તે સાક્ષી પૂરે છે. આ પ્રમાણે અનેક શાસ્ત્રાદિનું પ્રણયન અમુક સમય સુધી લગભગ પાઇયમા જ કરાયું. એને અનુલક્ષીને આપણે એ સમયને 'પાઇય યુગ' કહી શકીએ. જેમ આ યુગની એક વિશિષ્ટતા તે પાઇય ભાષાનુ સેવન છે તેમ એની બીજી વિશિષ્ટતા એ છે કે એમા આગમિક દૃષ્ટિને જેટલુ સ્વતંત્ર સ્થાન

---

૧ દિ૦ ગ્રંથકારોએ સં૦ કૃતિ રચવા માંડી ત્યાર પછી એ પરંપરામા પાઇય કૃતિઓ ભાગ્યે જ રચાઈ છે, જ્યારે શ્વે૦ પરંપરામા તો સં૦ કૃતિઓની સાથે સાથે પાઇય કૃતિઓ છેક યશોવિજયગણિ સુધી રચાઈ છે અને આજે પણ કેટલાક પાઇય સ્તોત્ર વગેરે રચે છે.

અપાયું એટલું કેવળ તાર્કિક દૃષ્ટિને અપાયું નહિ. આગળ ઉપર સં૦ ભાષામાં આગમોની ટીકા રચવાનો પ્રસંગ ઉપસ્થિત થયો, કેમકે ચારે બાજુથી સં૦નો વિજયનાદ સંભળાવા લાગ્યો એટલે પાઇય યુગમાં કેવળ સં૦ ભાષા અને સાહિત્યના ખપપૂરતા પરિચયથી ચલાવી લેવાતું હતું તેને બદલે એ યુગ પલટાયો અને 'સંસ્કૃત યુગ'નો ઉદય થયો. આ સં૦ યુગમાં પાઇય ભાષાની સાથે સાથે સં૦ ભાષામાં કૃતિઓનું સર્જન થવા લાગ્યું અને તેમ કરતી વેળા તાર્કિક દૃષ્ટિ તરફ—અજૈન દાર્શનિક સાહિત્યના વિશિષ્ટ અનુશીલન તરફ પણ ઝોક વધનો ગયો અને એક રીતે 'પાઇય યુગ' જેમ 'આગમિક યુગ' ગણાયો તેમ 'સંસ્કૃત યુગ' 'તાર્કિક યુગ' બન્યો, જોકે જ્ઞાન, નય, સ્યાદ્વાદ ઇત્યાદિ અમુક પ્રમેયો પૂરતો જ એ વિશેષતઃ 'તાર્કિક યુગ' રહ્યો જૈન તત્ત્વજ્ઞાનનાં એકે એક પ્રમેયને તાર્કિક દૃષ્ટિથી કસી જોવાની વૃત્તિ પૂરેપૂરી ખીલી નહિ અને એથી એ સંબંધમાં અજૈન સંપ્રદાયોનાં જે મંતવ્યો હતાં તેનું નિરસન કરવાનો કે તેનો સમન્વય સાધવાનો સુયોગ સાંપડ્યો હોય એમ જણાતું નથી. પં૦ સુખલાલના [1]મતે સંપૂર્ણ કર્મશાસ્ત્ર, ગુણસ્થાનવિચાર, ષડ્દ્રવ્ય-વિચારણા, ખાસ કરીને લોક તથા જીવ-વિભાગ ઇત્યાદિ ઉપર તર્કશૈલી યાને દર્શનાન્તરીય ચિન્તનનો કોઈ પ્રભાવ આજ દિન સુધી પડ્યો નથી.

**પાઇય સાહિત્યની વ્યાપકતા**—એક સમય એવો હતો કે જ્યારે પાઇય ભાષાની સામે સં૦ ભાષા નિસ્તેજ બની ગઈ હતી અને હૃદયંગમ વિષયોની પાઇયમાં રચના છોડીને સં૦ ભાષાનો સ્વીકાર કરવાનું કાર્ય લોકોને માટે અતિશય અરુચિકર બની ગયું હતું. વળી નવ રસમાં મધુરમાં મધુર ગણાતો 'શૃંગાર' રસ પોષવામાં પાઇય ભાષા અદ્વિતીય મનાતી હતી, અને એ માનનારા સં૦ ભાષાથી અનભિજ્ઞ ન હતા, પણ બાલરામાયણ, કાવ્યમીમાંસા વગેરેના રચનારા સં૦ના પ્રકાંડ વિદ્વાન રાજશેખર પણ એમાંનાં એક હતા. આ બતાવી આપે છે કે પાઇય ભાષાનું સાહિત્ય કેવું વિપુલ અને સમૃદ્ધ હશે! આજે એ જેટલું

1 જુઓ અકલંકગ્રન્થત્રયનું "પ્રાક્કથન" (પૃ. ૮)

પ્રસિદ્ધિમાં આવ્યું છે તેટલું જ એ ઉપલબ્ધ છે એમ કોઇ માને તો એ ભૂલ છે, કારણ કે ડૉ. કોનોએ સૂચવ્યું છે તેમ હાથપોથીઓની વ્યવસ્થિત શોધ કરનારાઓએ સં૰ સાહિત્યને ઘણી વાર પ્રધાન પદ આપી એ શોધ કરી છે.[1] વળી સં૰નો પ્રભાવ એક સમયે વિશેષ વ્યાપક બન્યો તેની અસર પાઇય કૃતિઓની રચના ઉપર પણ થઈ હોય અને તેથી નવીન પાઇય રચનાઓનું કાર્ય મંદ પડ્યું હોય અને જે પ્રાચીન રચનાઓ હતી તેનું સંરક્ષણ પણ ઉપેક્ષાને પાત્ર બન્યું હોય. આ અને આવાં બીજાં કારણોને લઇને જેટલું જોઇએ તેટલું વિવિધ, વિશાળ અને વરેણ્ય કોટિનું પાઇય સાહિત્ય હજી સુધી તો આપણને મળ્યું નથી.

**પાઇય સાહિત્યમાં ઓટ**—પાઇય લેખકોનો પણ સં૰ સાહિત્યના સર્જન તરફનો ઝોક અને લૌકિક-વ્યાવહારિક જ્ઞાન મેળવવા માટે અમુક જ ભાષા દ્વારા એ મળવું જોઇએ એવો કદાગ્રહ નહિ હોવાનું પાઇય વિદ્વાનોનું અને ઇતર જનોનું ઉચિત વલણ પાઇય સાહિત્યના સર્જનમાં આવેલી ઓટના મુખ્ય કારણો છે.

**પાઇય સાહિત્યની વિશિષ્ટતા**—પાઇય સાહિત્યમાં 'આર્યા' છન્દનો ઘણા પ્રાચીન સમયથી ઉપયોગ કરાયેલો છે અને એમ જણાય છે કે એની ઉત્પત્તિ પણ આ જ સાહિત્યને આભારી છે. સં૰ કૃતિઓમાં એને પાછળથી સ્થાન અપાયું છે.

કથાત્મક સં૰ સાહિત્ય એ પ્રકારના પાઇય સાહિત્યના અનુકરણરૂપ છે એમ વિદ્વાનોનું માનવું છે.

લોકસાહિત્યનું અને સામાન્ય જનતાની રહેણીકરણીનું પ્રતિબિમ્બ પાઇય સાહિત્યમાં જેટલું જળવાઇ રહ્યું છે એટલું સં૰ સાહિત્યમાં જળવાયું નથી.

**પાલિ સાહિત્ય કરતાં ઇતર પાઇય સાહિત્યની વિશાળતા**—

---

૧ જુઓ કર્પૂરમંજરી (ભા. ૩, પૃ. ૧૯૨).

પાલિ તેમજ અ૦ મા૦ જેવી અન્ય પાઇય ભાષાઓમાં કૃતિઓ રચવાનો પ્રારંભ ઉપલબ્ધ કૃતિઓ વિચારતાં જોકે સમકાલીન જણાય છે, તોપણ પાલિમાં કૃતિઓ રચવાનો પ્રવાહ બુદ્ધઘોષ પછી લગભગ અટકી જાય છે, જ્યારે ઇતર પાઇય ભાષાઓમાં રચનાનો પ્રવાહ—ખાસ કરીને જ૦ મ૦નો પ્રવાહ વિક્રમની ૧૮મી સદી સુધી તો અસ્ખલિત ગતિએ વહ્યો છે અને આજે પણ તૂટક તૂટક રૂપે તો એ ચાલુ છે. આને લઈને પાલિ સાહિત્ય કરતાં ઇતર પાઇય સાહિત્ય વધારે વિશાળ છે.

ઉપલબ્ધ પાઇય અને સં૦ સાહિત્યની તુલના[1]—અત્યાર સુધીમાં જેટલું સં૦ સાહિત્ય અને જેટલું પાઇય સાહિત્ય વિદ્યમાન

---

[1] આશરે બસો કે સવા બસો વર્ષ ઉપર શામળભટે શિવપુરાણમાં શિવનો મહિમા વર્ણવતી વેળા સં૦ની 'પ્રાકૃત' સાથે સરખામણી કરી છે અને હસ્તો પ્રસ્તુત વિભાગ બૃહત્કાવ્યદોહન (ભા ૮, પૃ. ૩૫૨-૩)ના આધારે "ગુજરાતી"ના ૧૬-૧૦-૪૯ના અંકમાં પ્રા મંજુલાલ ર. મજમુદારે સંપાદિત કર્યો છે એ હું અહીં ઉદ્ધૃત કરું છું —

" વિચાર કર્યો નિજ મનમાં, સંસ્કૃતનો છે સાર,
કરવો અર્થ પ્રાકૃત વડે, પ્રાકૃત-વાણી ન પાર
સંસ્કૃત રૂડી શાળ છે, ખાધ્યા વિણ ન ખવાય
પ્રાકૃત તાદૃશ પાધરા, ઝટ ચવાય ગળાય.
સંસ્કૃત મહોર સોના તણી, પંડિત વિણ ન પરખાય,
પ્રાકૃત પૈસા તેહના, વારંવાર વપરાય.
સારું સંસ્કૃત સર્વથી, જાવડે સમજે કોય,
એવા અર્થ કહિશું છે, આદિ કરવિ હોય
જેનું મન જ્યાં માનશે, તે તો સાંભળે ત્યાંય,
એમાં વારતા એક છે, સંસ્કૃત પ્રાકૃત-માંય.
મમત કરે તે મૂરખા, અહંકાર કરે અજાણ,
મહિમા પાવન માતૃકા, પ્રૌઢું પુણ્ય પુરાણ.
સંસ્કૃતમાં વાંચે સહુ, જુગતે રૂડે જાય,
પ્રાકૃત વિના જો પીછને તો નિત પ્રભુ પાય

હોવાનું હાથપોથીઓનાં સૂચીપત્રો ઉપરથી તેમજ પ્રકાશિત થયેલા ગ્રંથો ઉપરથી જાણવામાં આવે છે તેની અહીં અંશતઃ તુલના કરાય છે, કેમકે એ વાત ખરી છે કે પાઇય સાહિત્યના ગ્રંથોની સં૦ ગ્રંથોની જેમ તપાસ અને નોંધ થઈ નથી,[૧] પણ એ ઉપર આધાર રાખી અહીં તુલના કરવાનો કંઇ અર્થ નથી એટલે જાણે પાઇય કૃતિઓ જાણવામાં આવી છે એટલી જ છે અને સં૦ કૃતિઓ માટે પણ એમ જ માની લઇ અહીં વિચાર કરાય છે.

પાઇય ભાષામાં જે જે વિષયો લખાયાની આ પૂર્વે મેં નોંધ લીધી છે તે સર્વે વિષયોને અંગે સં૦ કૃતિઓ મોજુદ છે, પણ એથી ઊલટું કહી શકાય તેમ નથી, કેમકે સં૦ સાહિત્યમા એવા કેટલા યે વિષયો છે જે ઉપલબ્ધ પાઇય સાહિત્યમાં જણાતા નથી. દા૦ ત૦ ગણિત પરત્વે ત્રિકોણમિતિ, ચન્દ્રલબ્ધિ ઇત્યાદિ

---

નાણા લેખા નાણાવટા, ભણતર ગણતર ભાર;
પ્રાકૃત વિના પ્રીછે નહીં, પામે ક્યાથી પાર ?
પોતપોતાની બોલીઓ, પોતપોતાનો ગર્વ;
પરદેશીને પ્રિય નહીં, સ્વદેશમા નહીં વ્યર્થ.
વિષ્ણુ શિવ ને શક્તિના, નિર્મળ રૂડા નામ;
પ્રાકૃતમા પ્રીછે સહુ, જો લો ઠામોઠામ
રામ કૃષ્ણ ગોવિંદ ગુરુ, શિવ મહાદેવ કે શક્ત;
પુણ્ય નામ એ પ્રાકૃતે, જાણે આખુ જગ્ત.
કનૈયો રીઝે કીર્તને, રૂડા છત્રીસે રાગ;
જગદંબાને ગરબા ગમે, પ્રાકૃત લાખેણો લાગ
તેત્રીસ કોટી દેવતા, સહસ્ર અઠયાસી મુખ,
સંસ્કૃત નામ શોધી જુઓ, પ્રાકૃત સૌને સુખ."

૧ જિનરત્નકોશમા પાઇય કૃતિઓના નામ પાઇયમા ન અપાતા સં.મા અપાયા છે. આ એક ત્રુટિ છે એમ એની એક સમાલોચનામા કહેવાયું છે.

જેમ પાઇય સાહિત્ય સં. કરતાં વિષયોની વિવિધતામાં ઉતરતું છે[1] તેમ પ્રત્યેક વિષય સંબંધી કૃતિઓની સંખ્યામાં પણ એ હીન છે. હા કથાત્મક સાહિત્યમાં પાઇય કૃતિઓ સં૦ કરતાં ઊંચું સ્થાન ભોગવે છે ખરી કેટલાક વિદ્વાનોનું તો ત્યાં સુધી માનવું છે કે પાઇય કથાઓ, વાર્તાઓ, કહાણીઓ, કિસ્સાઓ, ટૂચકાઓ ઇત્યાદિ જોઇને સં૦માં એ જાતનું સાહિત્ય સર્જાયું છે[2] અને તેમ છતાં એ સં૦ સાહિત્ય પાઇયની બરાબરી કરી શક્યું નથી, કેમકે કથા વગેરે માટે જેટલી પાઇય ભાષા યોગ્ય છે એટલી સં૦ નથી, કારણ કે કથા એટલે લોકભોગ્ય સાહિત્ય અને એ માટે લોકભાષા અર્થાત્ પાઇય ભાષા જ વિશેષ અનુકૂળ છે

શંકરાચાર્યની **શારીરક** ભાષ્ય જેવી કૃતિમાં જે જાતનું ઉચ્ચ કોટિનું સરળ અને સરસ ગદ્ય છે અને જેનો જોટો સં. સાહિત્યમાં પણ **દશકુમારચરિત** જેવી કોઇક જ કૃતિમાં ભાગ્યે જોવાય છે તેવું પ્રાસાદિક ગદ્યાત્મક લખાણ કઇ કઇ પાઇય કૃતિમાં છે એ પ્રશ્ન હું પાઇય સાહિત્યના વિશેષજ્ઞોને ભળાવું તો કેમ ?

[3]નિષ્કર્ષ—આપણે વ્યાકરણ વગેરેને લગતી પાઇય કૃતિઓ વિષે વિચાર કર્યો તે ઉપરથી નીચે મુજબનો નિષ્કર્ષ નીકળી શકે:—

( ૧ ) અ૦ મા૦માં અ૦ મા૦નું વ્યાકરણ રચાયું હશે એવી રીતે મ૦માં મ૦નું વ્યાકરણ પણ હશે.

( ૨ ) 'દેશ્ય' શબ્દોના સાતેક કોશો રચાયા હશે. તેમાંથી ફક્ત એક જ મળે છે.

---

૧ આથી કોઈ અનભિજ્ઞ જન એમ માનવા પ્રેરાય કે સમગ્ર સાહિત્ય—વાઙ્મય અને સંસ્કૃતિને લગતી તમામ બાબતો સં૦ ભાષામાં જ ગૂંથાયેલા સાહિત્યમાં સમાઇ જાય છે તો એ એનો ખોટો ખ્યાલ છે—ખાલી ભ્રમ છે અને કોઇ લખનાર પણ આવી વાત કરે તો એ એનો કદાગ્રહ છે, કેમકે પાઈય સાહિત્યનું એક તો સ્વતંત્ર રીતે અને બીજું પૂરક તરીકે મૂલ્ય છે. ૨ જુઓ પૃ. ૨૨૧. ૩ જુઓ પૃ. ૪૮–૪૯.

( ૩ ) જ૦ મ૦માં રચાયેલા બે કોશો મળે છે એક મ૦ ભાષાનો અને બીજો 'દેશ્ય' શબ્દોનો.[૧] વિશેષમા આ બને શ્વે૦ની કૃતિ છે.

( ૪ ) મ૦મા છદશાસ્ત્રો રચવામા જૈનોનો તેમજ અજૈનોનો પણ ફાળો છે એકંદર [૨]નવેક છદશાસ્ત્રો અત્યાર સુધીમા ઉપલબ્ધ થયાં છે.

( ૫ ) પાઇયને—અવહટ્ટને પણ કેટલાક સ્વતત્ર છદો છે.[૩]

( ૬ ) અલકારશાસ્ત્રનો એક જ ગ્રન્થ અને તે પણ જ૦ મ૦મા મળે છે.

( ૭ ) હરિએ રચેલુ કાવ્યશાસ્ત્ર મળતુ નથી જુઓ પૃ ૭૩.

( ૮ ) પ્રાચીન ભારતીય નાટકોમાના લગભગ બધાં જ દ્વૈભાષિક છે.[૪] એમા સે૦નો હિસ્સો અન્ય પાઇય ભાષાઓ કરતા અધિક જણાય છે.

( ૯ ) સાત [૫]સટ્ટયો ઉપલબ્ધ થયા છે.

( ૧૦ ) અ૦મા૦મા બે નોધપાત્ર કથાત્મક કૃતિ છેઃ ( ૧ ) **નાયાધમ્મકહા** ને ( ૨ ) **ઉવાસગદસા** આ બને ટૂકી વાર્તાના આદર્શરૂપ છે.

( ૧૧ ) અ૦ મા૦મા, જ૦ મ૦મા અને પેસાઇમા રચાયેલુ પુષ્કળ કથ સાહિત્ય નાશ પામ્યુ છે

( ૧૨ ) જ૦ મ૦મા રચાયેલુ અને જૈન મતવ્ય રજૂ કરતુ પ્રાચીન **રામાયણ** મોજુદ છે, પણ એવુ સ્વતત્ર **મહાભારત** મળ્યુ નથી

( ૧૩ ) જ૦ મ૦મા [૬]અનેક જાતની કથાના સ્વતત્ર-ગ્રથો મળે છે,

---

૧ રયણાવલીમા લગભગ ૪૦ ટકા જેટલા 'દ્રાવિડ' શબ્દો છે ૨ જુઓ પૃ ૨૩૨-૩. ૩ જુઓ પૃ ૨૧૩-૨૧૫ ૪ આમાના લગભગ ગણનાપાત્ર તમામ નાટકોનો ગુ મા અનુવાદ થયો છે જુઓ "સુન્દરમ્"કૃત **અર્વાચીન કવિતા** ( પૃ ૫૩૮-૫૪૧ ). ૫ "સસ્કૃત સાટ્ ૧૦, ઉભયપદીનો અર્થ 'પ્રત્યક્ષ કરી બતાવવુ' થાય છે. પ્રાકૃતમા નવા ઘડાયલા સટ્ટઅ અને જવણિઆ બોલ સૂચવે છે કે સટ્ટઅ પ્રાકૃતની પેદાશ છે "—પ૦ ઐ આ ( પૃ ૨૭૮ ) ૬ **મહાવીરચરિયના** યાને **વીરજિણચરિયના** ચોથા પત્થાવમા જે નરસિંહ રાજા ને શીલવતીની કથા છે તે ચંદન રાજા ને એની પત્ની મલયગિરિને લગતી લોકકથાનુ સ્મરણ કરાવે છે. 'ચંદનમલયાગિરિ' ચઉપાઇ નામની એક કૃતિ ભદ્રેશ્વર મુનિએ વિ. સ ૧૬૭૫ની આસપાસમા રચી છે. આ કૃતિ સચિત્ર સ્વરૂપે આ. મુ સ્મા. ગ્ર. ( પૃ ૨૫૬-૧૮૨ )મા છપાઇ છે એના પૃ. ૨૭૬મા પાચ દિ૦યોની હકીકત છે

અને એ સર્વે શ્વે૦ની કૃતિઓ છે. આ પૈકી અંજણાસુંદરીચરિય 'ખરતર' ગચ્છની સાધ્વી ગુણસમૃદ્ધિ મહત્તરાએ વિ. સં. ૧૪૦૭માં રચેલી છે. આમ કથાસાહિત્યના સર્જનમાં [1]સ્ત્રીઓનો પણ ફાળો છે.

( ૧૪ ) [2]પાઇયમાં અનેક [3]મહાકાવ્યો રચાયાં હોવા છતાં રાવણવહ, ગઉડવહ અને લીલાવઇકહા જેવી ગણનાપાત્ર જૂજ કૃતિઓ હજી સુધી મળી છે.

( ૧૫ ) અજૈનોને હાથે મ૦માં રચાયેલાં કાવ્યોમાંથી કેટલાંક જ મળે છે. દા. ત. મહુમહવિજય નામનું કાવ્ય હજી સુધી મળ્યું નથી.

( ૧૬ ) પ્રાચીન ભારતીય ભાષાઓમાં ગેયતાની દૃષ્ટિએ મ૦નું સ્થાન સૌથી મોખરે ગણાય છે.

( ૧૭ ) ઊર્મિ-ગીતો ( lyric songs ) તરીકે તેમજ સુભાષિતોનાં સંગ્રહ તરીકે પણ ઉપલબ્ધ પાઇય સાહિત્યમાં [4]ગાહાસત્તસઈ અગ્ર સ્થાન ભોગવે છે. ગા૦સ૦ની ૮૯મી ગાથામાં કૃષ્ણ અને રાધાનો અને ૨૬૧મીમાં વાર યાને અઠવાડિયાના દિવસનો ઉલ્લેખ છે.[5]

( ૧૮ ) 'ગલિતકવાદ' એ પાઇયમાં એક અભિનવ કલાત્મક ઘટના છે.

( ૧૯ ) પાઇય સાહિત્યોમાંથી સાંસ્કૃતિક અને ઐતિહાસિક સામગ્રી જેટલી મળે છે એટલી સં૦ સાહિત્ય વિશાળ અને અવિચ્છિન્ન હોવા છતાં એમાંથી મળતી નથી જુઓ PLCIC (p 8).

---

૧ પ્રો. જે. બી ચૌધરી ( Chaudhari ) દ્વારા રચાયેલ Sanskrit Poetesses ( Vol. II )માં કેટલીક 'પ્રાકૃત' કવયિત્રીઓ વિષે ઉલ્લેખ છે
૨ પુરાણો અસલ પાઇયમાં હોવાનો ઘણો સંભવ છે એમ દર્શાવવા પાર્જિટરે જે વિધાનો કર્યાં છે તેની આ પુ. સ્મા. ગ્ર. (ભા. ૩, પૃ. ૧૦૧-૪ )માં છપાયેલા ડૉ. પુસાલ્કરના લેખ " Were the Purāṇas originally in Prakrit"-માં આલોચના છે ૩ આના લક્ષણ ભામહે અને દંડીએ રજૂ કર્યાં છે. ૪ આની અનેક વાચના ( recension ) મળે છે એ સૌમાં લગભગ ૪૩૦ પદ્યો સમાન રૂપે છે. ૫ ઇ. સ.ની પાંચમી સદીમાં સંકલિત પંચતન્ત્રમાં શનિવારનો અને બુધ ગુપ્તના ઇ. સ ૪૮૪ના ઍરણ( Eran )ના શિલાલેખમાં વારનો ઉલ્લેખ છે.

( ૨૦ ) મધ્યકાલીન ભારતીય જીવન ઉપર પાઇય સાહિત્ય અનુપમ પ્રકાશ પાડે છે.[૧]

( ૨૧ ) પ્રાચીન ભારતીય સંસ્કૃતિ કે ઇતિહાસની સાચી અને સર્વાંગીણ સમજ માટે સં૦ સાહિત્યનો અભ્યાસ જેટલો આવશ્યક છે તેટલો અને કોઇક અપેક્ષાએ તો એથી પણ વધારે આવશ્યક પાઇય સાહિત્યનો અભ્યાસ છે.

( ૨૨ ) અ૦માગ૦ સાહિત્ય કૌટિલ્યના અર્થશાસ્ત્રમાના દુર્ગમ સ્થળો ઉપર અસાધારણ પ્રકાશ પાડે છે[૨]

( ૨૩ ) અ૦માગ૦ સાહિત્ય અને [૩]પાલિમા રચાયેલું બૌદ્ધોનુ સાહિત્ય પરસ્પર દ્યોતક, પૂરક, પ્રેરક અને સમર્થક છે

---

૧ "All India Oriental Conference"ની તા ૭-૧૧-૪૯ની બેઠકમા જિનવિજયજીએ નીચે પ્રમાણે ઉલ્લેખ કર્યાનુ "પ્રજાબન્ધુ"ના તા. ૨૭-૯-૪૯ના અંકમા લખાણ છે —

"મધ્યકાળના ભારતીય જીવનના સાચા ધબકારા આપણને પ્રાકૃત સાહિત્યમા જ સાભળવા મળે છે ગુપ્તકાળના પ્રારભથી ચૌલુક્ય સમય સુધીમા જે રાષ્ટ્રકૂટ, પ્રતિહાર, ચાહમાન, પરમાર વગેરે રાજવશોનો અભ્યુદય થયો, અને જે રાજસ્થાનમા તથા કચ્છ-કાઠિયાવાડમા સખ્યાબંધ નવી જાતિઓનો ઉદ્ભવ અને હિંદુ સમાજમા તેનો સમાવેશ થયો એનુ ચિત્ર આપણને બીજે ક્યાય નહીં પણ પ્રાકૃત સાહિત્યમા જ મળી શકે એમ છે સંસ્કૃત ભાષામા સાહિત્ય રચવાનો પ્રવાહ ગુપ્તકાળ સાથે કઈક પાતળો થાય છે અને એ જ કાળથી પ્રાકૃત ભાષામા લખવાનો પ્રવાહ વેગબધ ચાલે છે "

૨ ગુજરાત પુરાતત્ત્વ મદિર તરફથી ઇ સ ૧૯૨૨મા છપાયેલી આર્યવિદ્યા વ્યાખ્યાનમાળા ( પૃ ૪૧-૧૦૫ )મા અ૦ રામનારાયણ પાઠકનો "ચાણક્ય કૌટિલ્ય" નામનો લેખ છપાયો છે આ લેખ ( પૃ ૫૪ )મા કહ્યુ છે કે "જૈન શાસ્ત્રોમા યોગ શબ્દ નૈયાયિક અર્થમા વપરાય છે, અને ચાણક્યનો અર્થ કરવામા જૈન શાસ્ત્રના સમાન શબ્દોની સપૂર્ણ મદદ લેવી જોઇએ એવો મારો અભિપ્રાય થયો છે." ૩ જુઓ આગમોનુ દિગ્દર્શન ( પૃ ૯, ૫૦, ૫૩, ૬૪, ૭૫, ૭૯, ૧૨૨ ને ૧૧૧ ) તેમજ H C L J (pp 221-3).

( ૨૪ ) રાષ્ટ્રભાષા ( *lingua franca* )નું સ્થાન અપભ્રંશાદિને મળ્યું છે તેવું સ્થાન સં૦ને કદી મળ્યું હોય એમ જણાતું નથી.

( ૨૫ ) આન્તર-પ્રાન્તીય કોશની રચનામાં 'અપભ્રંશ'નો વિશિષ્ટ અને વિસ્તૃત અભ્યાસ સહાયક થઈ પડે તેમ છે.

( ૨૬ ) 'અપભ્રંશ' કાવ્યોમાં ધ્વનિ ( sound ) અને અર્થનો તેમજ બાહ્ય ગેયતા અને આન્તરિક લયનો પરસ્પર એવો સહયોગ છે કે જે ભારતીય સાહિત્યમાં અન્યત્ર ભાગ્યે જ જોવાય છે.

( ૨૭ ) સજીવ 'અપભ્રંશ' બોલીઓ એ મધ્યકાલીન ભારતીય આર્ય ( middle Indo-Aryan ) ભાષાનું આદ્ય સ્વરૂપ છે.

( ૨૮ ) 'અપભ્રંશ'મા ગદ્યમાં લખાયેલી કોઈ કથા હજી સુધી મળી આવી નથી.

( ૨૯ ) અપભ્રંશમાં તાન્ત્રિક સાહિત્ય છે. દા. ત. [1]ડાકાર્ણવ.

( ૩૦ ) 'અપભ્રંશ'ના વિસ્તૃત નિરૂપક હેમચન્દ્રસૂરિ છે. એઓ 'અપભ્રંશ'ના પાણિનિ છે. એમનું ઉદાહરણપૂર્વકનું [2]સિ. હે. નામનું [3]વ્યાકરણ, એમનાં કુમારવાલચરિય ને [4]છન્દોડનુશાસન અને એમની રયણાવલી એ પાઇય સાહિત્યના અભ્યાસ માટે અદ્વિતીય સાધનો છે.

( ૩૧ ) 'અપભ્રંશ'ના કવિઓનું સર્જક બળ પ્રશંસનીય છે.

( ૩૨ ) હિંદીના કેટલા યે કવિઓ 'અપભ્રંશ'ના કવિઓના ઋણી છે.[5]

( ૩૩ ) લગભગ ૭,૫૦૦ વર્ષ સુધી—અતિપ્રાચીન સમયથી માંડીને

૧ જુઓ પૃ. ૨૪૧. ૨ સિ૦ હે૦ (અ. ૮)ના બીજા પાદમાના નામોનો ને ચોથા પાદગત ધાતુના આદેશોનો શબ્દ-વિજ્ઞાનની દૃષ્ટિએ પં. બેચરદાસે "હેમચન્દ્રના આદેશ-વિધાનો" નામના લેખમા વિચાર કર્યો છે. આ લેખ આ પ્રુ. ૨મા અંકમા પૃ. ૨૧૯–૨૩૭મા છપાયો છે. ૩ જુઓ પૃ. ૨૨૯. ૪ આના પત્ર ૧અમાં જે પચ્ચૂસગયથી શરૂ થતી ગાથા છે તે લીલાવઈકહામા ૧૦૯૨મી ગાથારૂપે જોવાય છે. ૫ જુઓ પૃ. ૨૧૪.

તે આજ દિન સુધી જે ભાષાનાં અવિચ્છિન્ન ઝરણાંનું પ્રતિબિંબ લોકના સાહિત્યમાં જોવાય છે એ ભારતીય-આર્યભાષા ( Indo-Aryan ) આ દૃષ્ટિએ જગતના કોઇ પણ ભાષા-સમૂહના ઇતિહાસમાં અજોડ છે.[૧]

( ૩૪ ) જૈનો અને બૌદ્ધોએ પાઇય ભાષામાં કૃતિઓ રચી છે તેનું એક કારણ એ છે કે એનો અભ્યાસ એમને પોતપોતાના સંપ્રદાયની મૌલિક કૃતિઓ સમજવામાં સુગમતા કરી આપે તેમ છે.

( ૩૫ ) યુરોપમાં પાઇયનો પ્રચાર દોઢેક સૈકાથી છે.[૨]

( ૩૬ ) સં૰ તરફના પક્ષપાતના અતિરેકથી પાઇય સાહિત્યની થયેલી ઉપેક્ષા પાઇય સાહિત્યના નાશનું એક સબળ કારણ છે.[૩]

( ૩૭ ) સં. એ કેવળ પંડિતોની જ ભાષા છે, જ્યારે પાઇય એ પંડિતોની તેમજ આમ જનતાની ભાષા છે અન્ય શબ્દોમાં કહું તો સં. એ વૈભવશાળીઓની પ્રતિનિધિ છે, જ્યારે પાઇય એ દરિદ્ર-નારાયણની યે પ્રતિનિધિ છે.

---

૧ જુઓ PLCIC (p 7.). ૨ પાઇયનું સૌથી પહેલું સ્વતંત્ર વ્યાકરણ લૅટિન ભાષામાં પ્રો. લાસને ઇ. સ. ૧૮૩૭માં રચ્યું એમ ડૉ. બનારસીદાસે Shri Mahāvira Commemoration Volume [ શ્રીમહાવીરસ્મૃતિગ્રંથ (ભા. ૧)]માં એમના લેખ નામે "विदेशों में प्राकृतका प्रचार" (પૃ. ૨૦૫)માં કહ્યું છે. ડૉ. પિશેલે 'ડાક્ટરેટ'ની પદવી માટે લૅટિનમાં De grammaticis pracriticis નામનો ૪૩ પૃષ્ઠનો નિબંધ ઇ. સ. ૧૮૭૪માં બ્રેસ્લોથી છપાવ્યો. આમાં પાઇય ભાષાનું સંક્ષેપમાં નિરૂપણ છે. ડૉ. પિશેલે જર્મનમાં Grammatik der Prakrit-Sprachen નામનું ૪૩૦ પૃષ્ઠનું પુસ્તક ઇ. સ. ૧૯૦૦માં રચ્યું છે. આ વ્યાકરણના પરિશિષ્ટ તરીકે ૮૬ પૃષ્ઠની કૃતિ નામે Materialien zur Kenntnis des Apabhraṁśa: Ein Nachtrag zur Grammatik der Prakrit-Sprachen રચી બર્લિનથી ઇ. સ. ૧૯૦૨માં છપાવી છે. આ ઉપરાંત જર્મન અનુવાદપૂર્વકનું સિ૰ હે૰ (અ. ૮) Grammatik der Prakrit-Sprachen નામથી બે ભાગમાં ઇ. સ. ૧૮૭૭-૮૦માં એમણે સંપાદિત કર્યું છે. ૩ જુઓ પૃ. ૨૨૧.

( ૩૮ ) પાઇય અને સં૦ એ બે મૂળે ભિન્ન ભાષા નથી, પણ એક જ સિક્કાની જાણે બે બાજુઓ છે. સામાન્ય જનતાની બોલચાલની—રોજના વ્યવહારની ભાષા તે પાઇય છે અને એના ઉપર વ્યાકરણના સંસ્કારરૂપ ઢોળ ચડાવાતાં એનું ઉદ્ભવેલું કૃત્રિમ—સંસ્કારિત સ્વરૂપ તે 'સંસ્કૃત' છે. જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે ભાષાને સાહિત્યમાં સ્થાન મળ્યું છે અને મળે છે ત્યાં ત્યાં અને ત્યારે ત્યારે એ ભાષાએ પોતાના સ્વભાવસિદ્ધ મૌલિક પાઇય સ્વરૂપની સાથે સાથે સં૦ સ્વાંગ ધારણ કર્યો છે અને એ એમ કરે છે. આમ ભાષાના પાઇય અને સં૦ એ બે સ્વરૂપોને કોઇ ક્ષેત્ર કે કાળની મર્યાદા નથી. ગુજરાતીનો વિચાર કરીશું તો એનાં પણ પાઇય-ગુજરાતી અને સં૦ ગુજરાતી એમ બે રૂપ છે એમ આપણે કહી શકીશું. આ હકીકત અંગ્રેજી ઇત્યાદિ ભાષાને પણ લાગૂ પડે છે એટલે કે પાઇય-અંગ્રેજી, સં૦ અંગ્રેજી ઇત્યાદિ અસ્તિત્વ ધરાવે છે.

આ પ્રમાણે સમય અને સાધન અનુસાર [1]પાઇય ભાષાઓ અને સાહિત્યની આછી રૂપરેખા આલેખતાં મારે હાથે જે કંઇ દોષ ઉદ્ભવ્યા હોય તેને અંગે હું વિમલસૂરિકૃત [2]પઉમચરિય ( ૫ ૧૧૮ )ના

---

૧ આર્યવિદ્યા વ્યાખ્યાનમાળા (પૃ.૧૯૫-૨૩૧)મા પં બેચરદાસનો "પ્રાકૃત ભાષા અને સાહિત્ય" નામનો લેખ છપાયો છે. ભાષાના દૈવી અને માનુષી એ બે પ્રકારોની સમજણ, ભાષાની વિષમતાના-અનેકતાના કારણોનો નિર્દેશ, પાલી(લિ) અને પ્રાકૃતનો અભેદ, પ્રાકૃતના મૂળ કાઠા તરીકે વેદસમયની લૌકિક ભાષાનો ઉલ્લેખ તેમજ વૈદિક અને પ્રાકૃત ભાષાઓની તુલના એટલી બાબતો ભાષાને અંગે વિચારાઇ છે. આના પછીનો સાહિત્યને લગતો વિભાગ આના હિસાબે મોળો છે. એમા પાલિમાં રચાયેલા ત્રણ પિટકો અને એના ૧૭ (૭+૫+૫) વિભાગોનો તથા અ. મા. આગમોનો નામોલ્લેખ છે તેમજ બૌદ્ધોના તેમજ જૈનોના કેટલાક મૌલિક અને આદિમ ગ્રંથોમાથી ઉતારા છે.
૨ "ભારતીય વિદ્યા" (ભા. ૨, અં. ૨, પૃ. ૧૯૩-૨૧૨)માં પં. નાથૂરામજી પ્રેમીનો "पउमचरिय और पद्मपुराण" નામનો લેખ છપાયો છે. આમા પાઇય અને સં. એ બે રામાયણની તુલના છે. વળી પઉમચરિયને વીરસંવત્ ૫૩૦ની કૃતિ માનવાની તરફેણમાં મત ઉચ્ચારાયો છે ( જુઓ પૃ. ૧૯૭ ).

નિમ્નલિખિત પદ્યના ભાવનું સૂચન કરું છું:—

"ऊणं अहरित्तं वा जं एत्थ कयं पमायदोसेणं ।
तं मे परिपूरेउं खमन्तु इह पण्डिया सव्वं ॥ ११६ ॥"

અન્તમાં વિક્રમસિંહે રચેલા 'પારસી–સંસ્કૃત' કોષના મંગલાચરણરૂપ અને સં૦, મ૦, સૌ૦ અને માગધીમાં રચાયેલાં ચરણવાળું નિમ્નલિખિત [1]પદ્ય રજૂ કરી સૌ કોઇનું સાનન્દ મંગળ ઇચ્છું છું:—

[2]"यद्गौरद्युतिदेहसुन्दररदज्योत्स्नाजलौघे मुदा
दट्ठूणासणसेयपंकयमिणं नूणं सरं माणसं ।
एयं चिंतिय झत्ति एस करदे ण्हाणंमि हंसो मदिं
शा पक्खालदु भालदी भयवदी जड्डाणुलित्तं मणं ॥ "[3]

---

१ પ્રે૦ અ૦ ગ્ર૦ ( પૃ ૩૬૭–૩૭૧ )મા ડૉ. બનારસીદાસનો "विक्रमसिंहरचित पारसी–संस्कृत कोष" નામનો લેખ છપાયો છે તેમા પૃ. ૩૭૦મા આ પદ્ય અપાયુ છે. ચોથા ચરણની શરૂઆતમા સા છપાયુ છે તે શા જોઈએ એટલો મેં ફેરફાર કર્યો છે ૨ જેના ગૌર (શ્વેત) પ્રભાવાળા દેહ અને સુન્દર દાતની ચન્દ્રિકારૂપ જલસમૂહમા (એના) આસનરૂપ શ્વેત કમળને સાનન્દ જોઈને આ ખરેખર 'માનસ' સરોવર છે એમ વિચારી એમા સ્નાન કરવાનો વિચાર આ હંસ કરે છે તે ભગવતી ભારતી જડતાથી લિપ્ત ચિત્તનુ પ્રક્ષાલન કરો. ૩ આ નિબંધ પૂરો કર્યા પછી જોસફ. ટી. શિપલે (Shipley) દ્વારા સંપાદિત Encyclopedia of Literature ( Vol. 1 ) મારા જોવામા આવ્યું એમા પૃ. ૪૮૧-૪૯૦મા ભારતીય સાહિત્યના એક વિભાગરૂપે 'પ્રાકૃત' સાહિત્ય ઉપર ડૉ. ઉપાધ્યેનો લખેલો લેખ છપાયેલો છે આમાથી એકાદ બાબત સિવાય ભાગ્યે જ કોઈ નવીન બાબત આ નિબંધ તપાસી જતી વેળા ઉમેરવા જેવી જણાઈ છે. મારે અંગ્રેજીમા આ સંબંધમા વિસ્તૃત પુસ્તક લખવાની ભાવના છે અને એથી મેં એ દિશામા થોડોક પ્રયાસ પણ કર્યો છે. એનુ પરેપૂરું સક્રિય ફળ આવે તે પહેલા પણ કોઈ પ્રતિભાશાળી વિદ્વાનને હાથે આ વિષયનુ સાંગોપાંગ અને સમુચિત નિરૂપણ થઈ એ પ્રકાશિત થશે તો મને આનંદ થશે.

# પુરવણી

પૃ. ૬, પં. અંત્ય. પચ્ચક્ખાણ–માસ ઉપર જ્ઞાનવિમલસૂરિએ વિક્રમસંવત્ ૧૭૫૮માં રચેલા ગુજરાતી વાર્તિકમાં ગુજરાતીને 'પ્રાકૃત' કહી છે, અને સાથે સાથે એની પ્રશંસા કરી છે. ન્યાયાચાર્ય યશોવિજયગણિએ ગુજરાતીને 'લોકગિરા' કહી છે.

પૃ ૫૧, પં. ૨૨. આમાં માગધી ભાષા અને સાહિત્યનું વિસ્તૃત નિરૂપણ છે.

પૃ ૬૯, પં. ૬. આ કૃતિના પ્રથમ અધ્યાયનું નિમ્નલિખિત ૧૩મું પદ્ય વિચારતાં એમ લાગે છે કે અશ્વતર, કપિલ, કંબલ, કોહલ, કૌણ્ડિન્ય અને વસિષ્ઠ એ છ યે પણ કોઈ છંદઃશાસ્ત્ર કે પછી નાટ્યશાસ્ત્ર રચી તેમાં છંદોનું નિરૂપણ કર્યું હશેઃ—

"वाञ्छन्ति यतिं पिङ्गल-वसिष्ठ-कौण्डिन्य-कपिल-कम्बलमुनयः ।
नेच्छन्ति भरत-कोहल-माण्डव्या-ऽश्वतर-सैतवाद्याः केचित् ॥ १३ ॥"

છંદોઽણુસાસણ[1]—જિનેશ્વરસૂરિએ ૨૩ ગાથામાં આ છંદને લગતી નાની કૃતિ જ. મ.માં રચી છે. એમાં ગ.થા અને એમાંથી ઉદ્‌ભવતા અન્ય છંદોનું નિરૂપણ છે.

છંદકોસ—જૈનાનન્દ-પુસ્તકાલયની ૧૭૬૦ ક્રમાંકવાળી ચાર પત્રની હાથપોથી વિ સ. ૧૭૧૩માં શ્રાવક દેલ્હા દ્વારા લખાયેલી છે એમ એની અંતિમ પંક્તિ ઉપરથી જાણી શકાય છે. એની પહેલાની ત્રીજી પંક્તિ નીચે મુજબ છેઃ—

'जयप्रभेण दोहेद्दरस्थितेन लिखितोऽय छन्दकोस."

આ ઉપરથી જયપ્રભ જ આ છંદકોસના રચનાર હોય એમ લાગે છે.

---

૧ જિનરત્નકોશ (પૃ. ૧૨૫)માં આનો છન્દોઽનુશાસન તરીકે નિર્દેશ છે. આના ઉપર મુનિચન્દ્રસૂરિએ સં.માં વૃત્તિ રચી છે.

આ છંદકોસમા ૭૫ ગાથા છે તેમા પહેલી અને છેલ્લી ગાથા અનુક્રમે નીચે પ્રમાણે છેઃ—

' आजोयणद्वियाण सुरनरतिरियाण हरिससंजपे(ण)णी ।
सरसरसवन्नछदा सुमहत्था जयउ जिणवाणी ॥ १ ॥ ''

'' इय पाइयछदाण कइवइ(य)नाम(मा)इ सुप्पसिद्धाइ ।
भणियाइ लक्खलक्खणजुय(या)इ इह छंदकोसंमि ॥ ७५ ॥ ''

**છંદોલક્ખણ**—અમદાવાદના ડહેલાના ભડારમા છદોલક્ષણ નામની જે પાઇય કૃતિ હોવાનો **જિનરત્નકોશ**( પૃ ૧૨૭ )મા ઉલ્લેખ છે તે આ છે.

[1]**છંદઃશેખર**—રાજશેખરની આ કૃતિનુ પાચમુ-અતિમ પ્રકરણ જે સ.મા છે એમા ' ઉત્સાહ 'થી માડીને ' દ્વિપદી ' સુધીના અપભ્રશ છદો વિષે નિરૂપણ છે

**પિંગલસાર**—**જિનરત્નકોશ**( ભા. ૧, પૃ ૨૪૯ )મા આ કૃતિ પાઇયમા હોવાનો ઉલ્લેખ છે વિ સ ૧૬૬૨ની આસપાસમા થઇ ગયેલા કવિ રાજમલ્લે પાઇય, અપભ્રશ તેમજ સ મા **પિંગલગ્રન્થ** ( છદોવિદ્યા ) રચેલ છે[2] તે શું આ જ કૃતિ છે?

પૃ ૭૫, પ ૧૬ પછી **હસ્તિમલ્લનાં નાટકો**—[3]ઇ સ ૧૨૯૦થી ૧૩૪૭ના ગાળામા વિદ્યમાન, સ અને કાનડી ભાષાના જાણકાર અને ગોવિંદભટ્ટના પુત્ર દિગબર હસ્તિમલ્લે **અંજના-પવનંજય**, [4]**મૈથિલી-કલ્યાણ**, [5]**વિક્રાન્તકૌરવ** યાને **સુલોચના** અને **સુભદ્રા-હરણ** એમ ચાર નાટકો રચ્યા છે આ ઉપરાત **ઉદયનરાજ**, **ભરતરાજ** અને **મેઘેશ્વર** એ ત્રણ નાટકો તેમજ **પ્રતિષ્ઠાતિલક** પણ એમની કૃતિ તરીકે ગણાવાય છે[6]

---

૧ આની એક હાથપોથી વિ. સ. ૧૧૭૯મા લખાઇ છે. જુઓ જિનરત્ન-કોશ ( પૃ ૪૬૫ ). ૨ જુઓ શ્રી મૂલચદ કિ કાપડિયા તરફથી વીર-સ. ૨૪૭૪મા પ્રકાશિત જૈનાચાર્ય ( પૃ ૧૩૯ ) ૩ જુઓ જૈનાચાર્ય (પૃ ૧૩૬). ૪ આ મા દિ જૈ. ગ્ર.મા વિ. સં ૧૯૭૩મા પ્રકાશિત છે ૫ આ મા દિ. જૈ. ગ્ર.મા વિ સં. ૧૯૭૨મા પ્રસિદ્ધ થયેલ છે ૬ જુઓ જૈનાચાર્ય (પૃ. ૧૩૭).

શાર્દૂલવિક્રીડિતમાં છે. **લીલાવઈકહાની** ભાષા " મરહટ્ઠ–દેસિ–ભાસા " છે એમ કવિએ જાતે ગાથા ૧૩૩૦માં કહ્યું છે. એમાં કોઈ કોઈ સ્થળે અપભ્રંશનો પાસ જોવાય છે. ડૉ. ઉપાધ્યેએ [1]પ્રસ્તાવનામાં આ કૃતિના સમય વિષે કામચલાઉ વિધાન તરીકે ઇ. સ. ૮૦૦નો ઉલ્લેખ કર્યો છે. [2]એમણે કહ્યું છે કે લગભગ ૧૨૦ ગાથા પછીની સં. ટીકા [3]છાયા જેવી છે. ગા. ૨૪ વાગ્ભટના કાવ્યાનુશાસનની અલંકારતિલક નામની સ્વોપજ્ઞ વૃત્તિ( પૃ. ૨૧ )માં, ગા. ૨૫ સરસ્વતીકંઠાભરણ( પૃ ૫૨૯ )માં તેમજ ગા. ૧૦૫૧ હેમચન્દ્રસૂરિકૃત [4]છંદોઽનુશાસન[5] ( પત્ર ૧ અ )માં જોવાય છે. ગા. ૨૨૨ વજ્જાલગ્ગની ગા. ૬૫નું અને ગા. ૧૧૪૧ ગા. ૨૧૯નું સ્મરણ કરાવે છે [6]

પૃ. ૧૨૦, પં ૧૧. મલયસુંદરીચરિય—હરિરાજે આ ચરિત્ર

---

1 આ પ્રસ્તાવના ( પૃ. ૨૮–૪૦ )મા **લીલાવતી** નામની કૃતિઓનો પરિચય અપાયો છે. વળી અહીં કથાના મુખ્ય સ્વરૂપ સપ્ત–ગોદાવરી–ભીમ તથા કથાના નાયક હાલ તેમજ આ કથાની ભાષા વિષે વિચાર કરાયો છે ૨ જુઓ એમની ઉપર્યુક્ત પ્રસ્તાવના ( પૃ ૭૫ ) ૩ એજન ( પૃ. ૧૫ અને ૮૬ ). છાયા તરીકે ખૂટતો ભાગ ડૉ. ઉપાધ્યેએ પૂરો કર્યો છે ૪ 'એ' અને 'ઓ' પદને અંતે હ્રસ્વ હોઈ શકે એ દર્શાવવા આ અવતરણ અપાયું છે આ મહિનું બીજું અવતરણ ગા. સ ( ૧–૭૫ )નુ છે પ્રથમ અવતરણનો પૂર્વાર્ધ સુરસુંદરીચરિય ( પરિ. ૩, શ્લો. ૨૪૫ )ના પૂર્વાર્ધ સાથે મળે છે ૫ આમા નૃત્ય સાથે સબંધ અને પિંગલ તથા કેદાર દ્વારા નહિ નિર્દેશાયેલા એવા નટચરણ અને નૃત્તગીતિ એ નામના બે સં. છંદોના લક્ષણો છે એ કોઈ જૈન (?) આચાર્યે નૂતન સંજ્ઞાઓમા સૂત્રોમા રચેલી **રત્નમંજૂષા** ( અ. ૩ ) સાથે પૂરેપૂરા મળે છે. આ **રત્નમંજૂષા** ઉપર કોઈ જૈનનું ભાષ્ય છે. એમા આ છંદોને અંગે જે એકેક ઉદાહરણ છે તે યતિની અપેક્ષાએ છંદોઽનુશાસનના ઉદાહરણ જેવા ઠરતા છે જુઓ ભારતીય જ્ઞાનપીઠ તરફથી ઇ. ૧૯૪૯મા પ્રો વેલણકર દ્વારા સંપાદિત સભાષ્ય રત્નમંજૂષાના અંગ્રેજી ટિપ્પણ ( પૃ. ૫૧–૫૨ ). વિશેષ માટે જુઓ જૈ. ધ. પ્ર ( પુ. ૬૬, અ. ૧૦ )મા પ્રસિદ્ધ થનારો મારો લેખ નામે " નટચરણ અને નૃત્ત( ત્ત )ગતિ. " ૬ જુઓ ડૉ. ઉપાધ્યેની પ્રસ્તાવના તેમજ અંગ્રેજી ટિપ્પણો. આ બંનેમા કથાનો સારાંશ અપાયો છે.

પાઇયમા પદ્યમા ૮૦૦ શ્લોકમા રચ્યુ છે.[૧] વળી કોઈકે ૧૨૯૬ ગાથામાં પાઇયમા આ રચ્યુ છે[૨]

પૃ ૧૨૭, પ ૯ પછી [૩]નાણચંદચરિય—વાસચન્દ્રે આ પાઇયમાં રચ્યુ છે, અને એનુ કન્નડ ભાષાતર પૂજ્યપાદ યોગીએ કર્યુ છે આ ભાષાંતરનો ઉલ્લેખ ઇ સ ૧૬૫૯મા રચાયેલા આજ નામના કન્નડ ગ્રથમા છે

**જસહરચરિય**—માનદેવેન્દ્રે આ રચ્યુ છે એના ઉપર પદ્મસુન્દરગણિની વૃત્તિ છે[૪]

પૃ ૧૨૭, પ. ૧૪ ધર્મદાસગણિની **ઉવએસમાલા**માં લગભગ ૭૦ કથાનો નિર્દેશ છે, જ્યારે એના અનુકરણરૂપ અને આશરે એના એક પચમાશ જેવડી **ધમ્મોવએસમાલા**મા ૧૫૮ કથાનુ સૂચન છે વિ સ. ૯૧૫મા ૫૭૭૮ શ્લોક જેવડા સ્વોપજ્ઞ વિવરણમાં કેટલાક [૫]અવતરણો છે આ વિવરણ સામાજિક, સાસ્કૃતિક, ઐતિહાસિક, વ્યાવહારિક, ધાર્મિક ઇત્યાદિ અનેક દૃષ્ટિએ ઉપયોગી છે.[૬] આમા જ મા મા સુભાષિતો છે [૭]વિવરણગત કથાઓમા પદ્યની સાથે સાથે ગદ્ય પણ છે

**ધમ્મોવએસમાલા** ઉપર વિજયસિહસૂરિએ વિ સ ૧૧૯૧મા આ વિવરણને આધારે ૧૪૪૭૧ શ્લોકપ્રમાણ વિસ્તૃત વિવરણ પાઇયમાં રચ્યુ છે, પણ એમાથી એકે વિવરણકારે મૂલકારના નામનો ઉલ્લેખ કર્યો નથી[૮]

**નેમિચરિય ને કુમુણિચરિય**—જયસિહસૂરિકૃત [૯]વિવરણની પ્રશસ્તિ

---

૧ જુઓ **જિનરત્નકોશ** (પૃ ૪૬૫). ૨ એજન (પૃ ૩૦૨) ૩ **જિનરત્નકોશ** (પૃ. ૪૬૫)મા આને જ્ઞાનચન્દ્રચરિત્ર કહ્યુ છે ૪ એજન(પૃ ૪૬૬). ૫ પૃ. ૭મા વર્દ્ધિકાચાર્યની કોઈ કૃતિમાથી સ. અવતરણ અપાયુ છે અવતરણોની સૂચી પરિશિષ્ટ તરીકે અપાઈ છે ખરી પણ એના મૂળનો નિર્દેશ નથી. ૬ પૃ ૭૫મા રાધાવેધનો, પૃ ૮૧મા કબલરયણનો અને પૃ ૧૯૦મા યત્રમય કપોતનો નિર્દેશ છે ૭ વિવરણ (પૃ ૧૫૮)માની ગામડિયાની કથા "મૂરખો" નામની લોકવાર્તા સાથે સરખાવવા જેવી છે. આ કથામા જોહાર શબ્દ 'જુહાર'ના અર્થમા વપરાયો છે. ૮ વિ સં. ૧૩૨૪ની આસપાસમા મુનિદેવસૂરિએ સ વિવરણ રચ્યુ છે તેમા પણ આ જ પરિસ્થિતિ છે ૯ વિવરણના અતમા મહાવીરસ્વામીના ૧૧ ગણધરો

પૃ. ૭૮, પં. ૧૭ પછી. વીથી—રામપાણિવાદે ચંન્દ્રિકા અને [1]**લીલાવતી** નામની બે વીથી રચી છે.

પૃ. ૮૨, ટિ. ૧ (ચાલુ). તરંગવઈ–વિસેસા૦ની [2]હેમચંન્દ્રસૂરિકૃત બૃહદ્‌વૃત્તિ નામે શિષ્યહિતા (પત્ર ૬૪૯)માં તરંગવઈનો લૌકિક કથા તરીકે ઉલ્લેખ છે તો શું આ કથા અણુઓગદ્દાર (સુ. ૧૩૦, પત્ર ૧૪૯આ) ઇત્યાદિમાં લોકોત્તર કથા તરીકે નિર્દેશાયેલી કથાથી ભિન્ન છે?

પૃ. ૮૯, પં. ૭. ૧૧ ઉપાખ્યાનોથી અલંકૃત આ પઉમચરિયમાં રૂપબંધ અને માત્રાબંધની વિવિધતા જોવાય છે. આમાં [3]ઉદ્દેષક છંદ સાત વાર, શશિકલા એક વાર અને [4]શાર્દૂલવિક્રીડિત ચાર વાર વપરાયેલ છે. ૫૦ ઍ૦ આ૦ (પૃ. ૨૮૧)માં નીચે પ્રમાણે ઉલ્લેખ છે.—

"[5]એ છંદ બૃહત્સંહિતામાં છે નહિ. આ વિશિષ્ટ પ્રયોગના આધારે હું વિમલસૂરિને વરાહમિહિર અને [6]માઘના પછી સાતમા શતકના અંતમાં મૂકું છું."

૫૦ ચ૦ (૫. ૧૧૮, શ્લો. ૧૦૦)ને અંગે ૫૦ ઍ૦આ૦માં કહ્યું છેઃ—

"પ્રસ્તુત આયામાં જે પઉમચરિયની રચનાનું વર્ષ નોધ્યું છે, તે અન્ય જૈન કવિએ પૂર્વકાળમાં રચેલું પ્રાકૃત પઉમચરિય સમજાવે છે, નહિ કે ઉત્તરકાળમાં વિમલસૂરિએ રચેલું પઉમચરિય."

આ એક વિલક્ષણ બલ્કે અસંગત કલ્પના છે. અહીં એ ઉમેરીશ કે ૫૦ ચ૦ ઉપર ગ્રીક અસર છે એમ માની એનો રચનાસમય નક્કી

---

૧ આ એક અંકવાળી વીથી ઇ. સ. ૧૯૪૭મા Journal of the Travancore Univ. Oriental Mss. Library (III, 2–3)મા છપાઇ છે. ૨ આને બદલે ૫૦ ઍ૦ આ૦ (પૃ. ૨૦૩)માં હરિભદ્રસૂરિનો ઉલ્લેખ છે તે ભૂલભરેલો છે. ૩ આ છંદમા શિશુપાલવધ (સ. ૪)નું ૪૫મું પદ્ય છે, અને સ. ૧૫નું ૯૬મું પદ્ય સ્રગ્ધરામાં છે ૪ ૫૦ ઍ૦ આ૦ (પૃ. ૨૮૧)માં માત્ર આ એક વાર વપરાયાનું કહ્યું છે તે કથન ભ્રાન્ત છે, કેમકે સ૦ ૧, શ્લો. ૭૫; સ૦ ૧૭, શ્લો. ૬૬; અને સ૦ ૧૯, શ્લો. ૨૦ એમ ત્રણ શ્લોકો શાર્દૂલ૦મા છે. ૫ શશિકલા. ૬ આમાના કેટલાક પદ્યોના છંદનાં નામ વિષે આપણે અદ્યાપિ અજ્ઞાત છીએ. ૭ આ કવિના શિશુપાલવધ (સ. ૭)ના શ્લો. ૧૬–૧૮ ને ૪૨ ઉત્તરાપથની સ્ત્રીના પહેરવેશ ઉપર પ્રકાશ પાડે છે.

કરતી વેળા એ વાત ધ્યાનમા રાખવી ઘટે કે યવન–જાતકની નેપાળની હાથપોથી કેટલાક વર્ષો પર મળી આવી છે એમા શક અસર છે, છતા એનો સમય ઇ સ ૧૬૯નો મંજૂર કરાયો છે.

પૃ ૧૦૩, પ ૧૬ પછી સિરિચંદકેવલિચરિય—સિદ્ધર્ષિએ (ગુપ્ત)-સવત ૫૯૮મા એટલે કે [1]વિ સ. ૯૭૪મા જે સ મા શ્રીચન્દ્રકેવલિ-ચરિત્ર રચ્યું છે તેમા એમણે આની પૂર્વે રચાયેલા પાઇય ચરિત્રનો ઉલ્લેખ કર્યો છે

પૃ. ૧૦૫, પ. ૧૫ આ કથાનો જિનરત્ને સ માં પદ્યરૂપે **લીલાવતીસાર** એ નામથી ઉદ્ધાર કર્યો છે આ મહાકાવ્યના દ્વિતીય ઉત્સાહની પુષ્પિકા ઉપરથી જણાય છે કે આ મૂળ કથા પાઇયમા છે અને એનુ નામાતર **નિર્વાણલીલાવતીકથા** છે જુઓ જે. ભા ગ્ર સૂ (પૃ ૪૩).

પૃ ૧૦૬, પ ૧૪ પાર્વતી અને ઈશ્વરના ભક્ત આ કવિએ પોતાની પત્નીની પ્રાર્થના પરથી કહેલી [2]દિવ્ય–માનુષ પ્રકારની આ [3]**લીલાવઈકહા** કાવ્યાલકારમા દર્શાવાયેલા કથાના લક્ષણને અનુરૂપ છે [4]મુખ્યતયા ગાથામા રચાયેલી આ કથાનો શ્લો ૬૦૭ [5]ગલિતક (?)માં શ્લો. ૧૧૭૦ પૃથ્વીમા, શ્લો ૧૨ વશસ્થમા અને શ્લો ૨૪ અને ૬૬

---

૧ જુઓ જૈ સા સ ઇ. (પૃ ૧૯૫–૬) ૨ બીજા બે પ્રકારો તે માનુ અને દિવ્ય છે. જુઓ ગા ૩૫ ધ્વન્યાલોક (ઉદ્દ્યોત ૩, પૃ ૧૪૫)મા દિવ્ય–માનુ પ્રકારનો ઉલ્લેખ છે. ૩ સિ જૈ. ગ્ર. તરફથી સ. ટીકા, પદ્યસૂચી અને ડૉ. ઉપાધ્યેની અગ્રેજી પ્રસ્તાવના તેમજ (સ. પર્યાય અને અર્થ વિનાના) શબ્દકોશ સહિત આ ઇ. સ ૧૯૪૯મા છપાવાઈ છે આ ટીકાના કર્તા શ્વેતાબર મુનિ હશે એમાં 'કલિકાલસર્વજ્ઞ' હેમચન્દ્રસૂરિને પૃ. ૨૦ ને ૨૯૩મા 'પ્રભુશ્રી' કહ્યા છે આ ટીકાકાર એમના પછી (ઇ. સ ૧૧૭૨ પછી) અને ટીકાની એક હાથપોથી ઇ. સ ૧૪૦૪ની મળે છે આ હિસાબે એના પહેલા થયા છે મલયસાગરકૃત ટીકાવાળી અજ્ઞાતકર્તૃક લીલાવતીની હાથપોથી અહીંના જૈનાનન્દ–પુસ્તકાલયમા ૪ શ્લો. ૪૯ ને ૫૦ની વચ્ચે ગદ્યાત્મક લખાણ છે. ૫ દરેક પાદમા સોળ અક્ષરો છે ૨, ન, ન, જ અને જ એમ પાચ ગણ અને છેલ્લે ગુરુ અક્ષર છે અ

( પૃ ૨૨૯ )મા આ સૂરિએ [1]નેમિચરિય નામની પોતાની કૃતિનો ઉલ્લેખ કર્યો છે આ વિવરણમા જે [2]દુમ્મુણિચરિય અને દ્વિમુનિચરિત્રની કેટલીક વાર ભલામણ કરાઈ છે તે કૃતિ શુ આ વિવરણકારની છે અને પ્રસ્તાવના ( પૃ ૬ )મા સૂચવ્યા મુજબ શુ એ પ્રાકૃતમા છે?

પૃ ૧૫૩, પ ૧. [3]ગુરુતત્તવિણિચ્છય—ગુરુના સ્વરૂપનો નિર્ણય કરાવવામા અદ્વિતીય સાધનરૂપ આ પ્રાસાદિક કૃતિ ન્યાયાચાર્ય યશોવિજયગણિએ જ૦ મ૦મા ચાર ઉલ્લાસોમા રચી છે એમા અનુક્રમે ૨૦૮, ૩૪૩ ૧૮૮ અને ૧૬૬ [4]ગાથા છે પ્રથમ ઉલ્લાસમા વ્યવહાર-દૃષ્ટિ અને નિશ્ચય-દૃષ્ટિનુ સ્વરૂપ દાખલા-દલીલપૂર્વક સમજાવાયુ છે તર્ક અને સિદ્ધાતનુ સમતોલપણુ સાચવીને બીજા ઉલ્લાસમા આગમાદિ પાચ વ્યવહારનુ નિરૂપણ છે ત્રીજા ઉલ્લાસમા પાર્શ્વસ્થાદિ કુગુરુઓનુ વિસ્તૃત વર્ણન છે એમા ઉપસપદ્ લેવાની અર્થાત્ ગચ્છાતર કરવાની પરિપાટીનુ વર્ણન તો એટલુ બધુ વિશદ વ્યવસ્થિત અને વિશાળ સ્વરૂપે અપાયુ છે કે જૈન સઘનો અને ખાસ કરીને સાધુસઘના વિશિષ્ટ અને સમુચિત બધારણનો ઇતિહાસ એ પૂરો પાડે છે ચોથા ઉલ્લાસમા સુગુરુનુ સ્વરૂપ દર્શાવાયુ છે પુલાકાદિ પાચ નિર્ગ્રન્થોનુ નિરૂપણ ૩૬ દ્વારદ્વારા એટલા વિસ્તારથી અપાયુ છે કે એ એક વિશિષ્ટ પ્રકરણ બની જાય છે ટૂકમા,

---

અને જબૂસ્વામીથી માડીને દેવવાચક સુધીના ૨૪ શ્રુતસ્થવિરોનુ સકીર્તન છે, અને ત્યાર બાદ ગુરુ-પરપરા દર્શાવતી ૩૧ પદ્યની પ્રશસ્તિ જ મ મા છે

૧ સ છાયા સહિત પ્રકાશિત ધમ્મોવએસમાલાની ઇ સ ૧૯૪૯ની આવૃત્તિના "પ્રાસ્તાવિક વક્તવ્ય' (પૃ ૧૫ )મા આની તાડપત્રીય પ્રતિગત પ્રશસ્તિનો થોડોક ભાગ અપાયો છે આ કૃતિ લગભગ ૧૨૦૦૦ શ્લોક જેવડી હશે. ૨ આના વિષયાદિ માટે જુઓ જૈ સ પ્ર (વ ૧૫, અ ૯)મા છપાયેલો મારો લેખ "દુમ્મુણિયચરિય યાને દુમુણિચરિઅ(ય)' ૩ ૭૦૦૦ શ્લોક જેવડી સ્વોપજ્ઞ સ વૃત્તિ, ગુ૦ પ્રસ્તાવના, વિસ્તૃત વિષયાનુક્રમણિકા તેમજ ચાર પરિશિષ્ટો સહિત આ કૃતિ જૈ૦ આ૦ સ૦ તરફથી ઇ સ ૧૯૨૫મા છપાવાઈ છે ૪ આ એકદર ૯૦૫ ગાથામાની કેટલીક તો પૂર્વાચાર્યોની કૃતિઓમાથી અહી વણી લેવાઈ છે અને એ બાબત સ્વોપજ્ઞ ટીકામા સૂચવાઈ છે

ભારતીય સંપ્રદાયોમાં ગુરુ વિષે તુલનાત્મક દૃષ્ટિએ અભ્યાસ કરનારને આ ચરણકરણાનુયોગની સવૃત્તિક કૃતિ અમૂલ્ય સાધનરૂપ છે.

[1]કુવક્ખકોસિયસહસ્સકિરણ યાને પવયણપરિક્ખા—[2]અગિયાર વિસ્સામ (વિશ્રામ)માં વિભક્ત આ પદ્યાત્મક કૃતિને એના કર્તા મહોપાધ્યાય [3]ધર્મસાગરગણિએ પ્રથમ નામથી ઓળખાવી છે, જ્યારે હીરવિજયસૂરિએ આ કૃતિને માન્ય કરતી વેળા એનું બીજું નામ પાડ્યું છે અને એના પ્રત્યેક વિસ્સામના અંતમાં વિ. સ ૧૬૨૯ના ચૈત્ર સુદ દસમની તિથિ નોંધી છે. પહેલા વિસ્સામમાં તીર્થના સ્વરૂપનું નિરૂપણ છે. ત્યાર પછીના દસ વિસ્સામમાં દિગંબર, પૌર્ણમીય, ખરતર, આંચલિક, સાર્ધપૌર્ણમીય, (ત્રિસ્તુતિક) આગમિક, લુંપક, કડુક, બીજામતિ અને પાશચન્દ્રીયનાં મંતવ્યોની આલોચનાપૂર્વક તે તે મતોની ઉત્પત્તિ ગ્રંથકારે સૂચવી છે. ગ્રંથનો લગભગ એક ચતુર્થાંશ જેટલો ભાગ ખરતરોની ચર્ચાને લગતો છે; બીજા ચતુર્થાંશ જેટલા ભાગમા દિગંબરો અને લુંપકોને લગતી હકીકત છે; બાકીના અડધા ભાગમા અવશિષ્ટ સાતનો અધિકાર છે. આ દસેને ગ્રંથકારે 'કુપાક્ષિક' કહ્યા છે.

પૃ. ૧૬૨, પં. ૧૧ પછી સિદ્ધભૂપદ્ધતિ-ટીકા—ઉત્તરપુરાણની પ્રશસ્તિમાં નિર્દેશાયેલ આ કૃતિ ધવલાકાર વીરસેને ક્ષેત્રગણિતને અંગે રચી છે. શું આ અપ્રાપ્ય કૃતિ પાઇયમાં હશે?

૧ સ્વોપજ્ઞ વૃત્તિ સહિત આ કૃતિ પૂર્વાર્ધ તેમજ ઉત્તરાર્ધ એમ બે ભાગમા ઋ. કે. શ્વે. સંસ્થા તરફથી ઇ. સ. ૧૯૩૭મા પ્રસિદ્ધ થઈ છે. બીજા ભાગના અંતમાં સંમા બીજક છે. સંપાદક આગમોદ્ધારકે બંને ભાગમા સાક્ષીભૂત ગ્રંથો, વિશેષ-નામો, સાક્ષીરૂપ પાઠો અને સ. વિષયાનુક્રમ આપેલ છે. ૨ આમાં અનુક્રમે ૧૦૧, ૭૫, ૬૪૧, ૨૩૯, ૫૯, ૧૩, ૩૬, ૧૭૩, ૪૨, ૧૨ ને ૬૯ પદ્યો છે. ૩ એમણે ૬૨ ગાથામા તત્ત્વતરંગિણી વિ. સં. ૧૬૧૫મા રચી એને સ્વોપજ્ઞ વૃત્તિથી વિભૂષિત કરી છે. આ કૃતિમા તિથિઓની વૃદ્ધિ અને હાનિ વિષે 'તપા' ગચ્છની માન્યતાને આગળ રાખી ખરતરોની માન્યતાનુ ખંડન કરાયું છે. આ કૃતિ સ્વોપજ્ઞ સં. વૃત્તિ સહિત ઋ કે. શ્વે. સંસ્થા તરફથી ઇ. સ. ૧૯૩૪માં પ્રસિદ્ધ કરાઈ છે.

પૃ ૧૬૭, પં. ૧૪ [1]કેવલજ્ઞાનપ્રશ્નચૂડામણિની પં. નેમિચન્દ્ર જૈનની હિંદી [2]પ્રસ્તાવના (પૃ ૬)મા ૧૧મી સદીમા પાઇયમા એક [3]જૈન ગણિતનો ગ્રંથ લખાયાનો ઉલ્લેખ છે એનુ નામ તો અપાયું નથી, પરંતુ આમા મિશ્રિત પ્રશ્નોના ઉત્તર શ્રેણિ, વ્યવહાર અને કુટ્ટકની રીતે અપાયાનો ઉલ્લેખ છે સર્વનંદીએ [4]ગણિત–જ્યોતિષને અંગે કોઈ કૃતિ રચી છે (પૃ ૬)

પૃ ૧૭૨, પં. ૨ કેવલજ્ઞાનપ્રશ્નચૂડામણિની પ્રસ્તાવના (પૃ. ૨૦) મા અર્હચ્ચૂડામણિસારને પ્રશ્નશાસ્ત્રનો સૌથી પ્રથમ સ્વતંત્ર ગ્રંથ ગણ્યો છે એમા ૭૪ ગાથા છે અને એના કર્તા તરીકે ભદ્રબાહુનુ નામ બતાવાય છે આ કૃતિના બે આદ્ય પદ્યો અહીં અપાયા છે

પૃ ૧૭૩, પં. ૧૦. આયનાણતિલય—આ 'આય'પ્રશ્નપ્રણાલીની કૃતિ છે [5] જિનરત્નકોશમા સૂચવાયા મુજબ વોસરિભદ્રે ૭૫૦ ગાથામાં ૨૫ પ્રકરણોમા સ્વોપજ્ઞ ટીકા સહિત આ કૃતિ રચી છે

પૃ ૧૭૭, પં. ૭ સૂયગડ (સુ૦ ૧, અ ૮)ની નિજ્જુત્તિ (ગા ૯૨)ની શીલાંકસૂરિકૃત ટીકામા કહ્યુ છે કે યોનિપ્રાભૃતકથી અનેક પ્રકારનુ દ્રવ્ય-વીર્ય જાણવુ તાર્કિકશિરોમણિ મલ્લવાદીએ એક પદ્ય રચી એના પર જે દ્વાદશારે-નયચક્ર નામનુ સ્વોપજ્ઞ ભાષ્ય રચ્યુ છે તેના ઉપર સિંહસૂરગણિની ટીકા કે એમા યોનિપ્રાભૃતના ઉલ્લેખપૂર્વક

---

૧ આ સં કૃતિ હિન્દી અનુવાદ અને વિવેચન તેમજ ત્રણ પરિશિષ્ટો સહિત ભારતીય જ્ઞાનપીઠ(કાશી) તરફથી ઇ સ ૧૯૫૦મા પ્રસિદ્ધ કરાઈ છે ૨ આમા પાટી–ગણિત, બીજ–ગણિત, સમતલ–રેખાગણિત, ઘનરેખા–ગણિત, ગોલીયરેખા–ગણિત, ચાપીય અને વક્રીય ત્રિકોણમિતિ, પ્રતિભા–ગણિત, શૃંગોન્નતિ–ગણિત, પંચાંગનિર્માણ–ગણિત, જન્મપત્રનિર્માણ–ગણિત, ગ્રહયુતિ અને ઉદયાસ્ત સંબંધી ગણિત એમ ગણિતના અનેક પ્રકારો સંબંધી માહિતી અપાયેલી છે ૩ જૈન ગણિતના વિકાસનો સુવર્ણયુગ છઠ્ઠીથી બારમી સદીનો ગણાય છે એને અંગેની મૌલિક અને વિવરણાત્મક કૃતિ ૧૮મી સદી સુધી રચાઈ છે જુઓ ઉપર્યુક્ત પ્રસ્તાવના (પૃ ૫-૬). ૪ ફલિત–જ્યોતિષ ઉપર જૈન ગ્રંથો છે સાથે સાથે કેટલીક જૈન કૃતિના નામ છે ૫ આના બે આદ્ય પદ્યો કેવલજ્ઞાનપ્રશ્નચૂડામણિની પ્રસ્તાવના (પૃ ૨૧)મા અપાયા છે.

સચિત્ત અને અચિત્ત એમ બે પ્રકારની યોનિનો નિર્દેશ છે એમ કહી ટીકાકારે સચિત્ત યોનિનાં દ્રવ્યોના સંયોજનથી દાંત વિનાના મનુષ્યો, સર્પો ઇત્યાદિ ઉત્પન્ન કરાય છે અને અચિત્ત યોનિનાં દ્રવ્ય મેળવવાથી સોનું, રૂપું, મોતી, પરવાળાં બને છે એમ કહ્યું છે.

પૃ. ૧૯૪, પં. ૨૩. એમ. કૃષ્ણમાચારિયરે History of Classical Sanskrit Literature (pp. 412-423)માં વડ્ડુકહા અને એના રૂપાંતરો વિષે નિરૂપણ કર્યું છે.

પૃ ૨૦૩, પં. ૧૮. મહમદ ગઝનવીને હાથે ઇ. સ. ૧૦૨૬માં થયેલા સોમનાથના ભગનો ઉલ્લેખ આમાં છે,[1] જોકે અન્ય સમકાલીન કૃતિમાં એ જણાતો નથી.

પૃ. ૨૧૨, પં. ૯. 'અપભ્રંશ'નું વ્યાકરણ નામે Historical Grammar of Apabhrams'a ડૉ. ગજાનન વાસુદેવ તગારે (Tagare) દ્વારા ચાર પ્રકરણમાં તૈયાર કરાયું છે[2] એમાં ઉપોદ્ઘાતમાં 'અપભ્રંશ' શબ્દ વિષે ચર્ચા છે, અને રચના-સમય અનુસાર કેટલીક 'અપભ્રંશ' કૃતિઓનો સંક્ષિપ્ત પરિચય છે. વિશેષમાં પ્રદેશ અને સમયને લક્ષીને પાશ્ચાત્ય, દાક્ષિણાત્ય અને પૌર્વાત્ય 'અપભ્રંશ'ની કૃતિઓ નિરનિરાળી ગણાવાઇ છે.

પૃ ૨૨૮, પ. ૧૨ [3]ડાકાર્ણવ—આ એક પદ્યાત્મક 'અપભ્રંશ' કૃતિ છે. એના નામનો અર્થ 'જ્ઞાનનો સાગર' થાય છે. આ તંત્રાત્મક કૃતિ અઠ્ઠાવીસ અંશમાં વિભક્ત છે. મૂળ સં૦ છાયા, તિબેટી રૂપાંતર

---

૧ આથી તો પાઇયલચ્છીનામમાલા વિ સં. ૧૦૨૯માં નહિ, પણ ૧૦૬૯માં રચાયાનું માનવા હું પ્રેરાઉં છું. ૨ આ "ડેક્કન કૉલેજ પોસ્ટ-ગ્રેજ્યુએટ ઍન્ડ રીસર્ચ ઇન્સ્ટિટ્યુટ" તરફથી ઇ. સ. ૧૯૪૮માં છપાયું છે. ૩ આનું સંપાદન શ્રી. નાગેન્દ્રનારાયણ ચૌધરીએ કર્યું છે અને એ કલકત્તાથી "મેટ્રોપોલિટન પ્રિન્ટિંગ ઍન્ડ પબ્લિશિંગ હાઉસ લિમિટેડ" તરફથી ઇ. સ. ૧૯૩૫માં પ્રસિદ્ધ થયું છે.

અને અંગ્રેજી ટિપ્પણ સહિત અપાયેલ છે. પ્રારંભમાં અંગ્રેજીમાં ૩૪ પૃષ્ઠની પ્રસ્તાવના છે. એમાં વ્યાકરણ અને છંદ વિષે નિરૂપણ છે.

પૂર્તિ—પૃ ૭૮, પં. ૧૭. ઇ. સ.ના ૧૮મા સૈકામાં ઘનશ્યામે નવગ્રહચરિય નામનું સટ્ટક અને કલિદૂષણ નામની સમસંસ્કૃત કૃતિ રચી છે.

પૃ. ૧૨૧, પં. ૭ (પછી). [1]રયણચૂડકહા—આ કથા પ્રદ્યુમ્નસૂરિના પ્રશિષ્ય યશોદેવગણિએ રચી છે.

પૃ. ૧૫૩, પં. ૧. [2]ભાસારહસ્સ—આ કૃતિ ન્યાયાચાર્ય યશોવિજયગણિએ જ. મ માં ૧૦૧ પદ્યોમાં રચી છે. એમાં ભાષાના પ્રકારો સાધુજીવનને લક્ષીને વિચારાયા છે. એના ઉપર સ્વોપજ્ઞ વિવરણ છે.

પૃ. ૧૬૨, પં. ૩. [3]પણ્હાવાગરણ, સમવાય ઇત્યાદિમાં નક્ષત્રો સંબંધી જેટલું નિરૂપણ છે એટલું કોઇ અજૈન કૃતિમાં જણાતું નથી. જોઇસકરંડગમાં લગ્નનું જે નિરૂપણ છે તે ભારતીય જ્યોતિષની કેટલીક નવીન બાબતો પર પ્રકાશ પાડે છે.

## કેટલીક સૂચનાઓ[4]

પૃ. ૧૦, ટિ. ૧. નરેન્દ્રચન્દ્રસૂરિને બદલે નરચન્દ્રસૂરિ હોવું જોઇએ.

પૃ. ૨૩, પં. ૩. અપભ્રંશ-કાવ્યત્રયીની ભૂમિકા( પૃ. ૮૮ )માં સંક્ષિપ્તસાર પ્રમાણે ' મહારાષ્ટ્રીમિશ્રાર્ધમાગધી 'નો ઉલ્લેખ છે.

પૃ. ૨૭, પં. ૧૯–૨૦. ઠક્ક( ટક્કી )ને બદલે ટક્ક( ટક્કી ) જોઇએ.

પૃ. ૨૬, પં. ૧૮. ઓડ્ર્જ નહિ પણ ઓડ્રજ જોઇએ.

પૃ. ૫૬, પં. ૧૯. ૧૦૨૯ સમુચિત નથી. પાઇયલચ્છીનામમાલાની રચના 'ધારા'માં વસતાં થયેલી છે. ભોજના રાજ્ય-સમયમાં 'ધારા'

---

૧ જ્ઞાનસાગરકૃત સં. રત્નચૂડકથાનકનું પ્રો. હર્ટલે કરેલું જર્મન ભાષાંતર Indische Marchenromaneમાં ઇ. સ. ૧૯૨૨માં છપાયું છે. ૨ આ મૂળ એની સં. છાયા સહિત શેઠ મનસુખભાઇ ભગુભાઇ તરફથી છપાવાયું છે. ૩ આમાં નવ ગ્રહોનાં નામ છે. ૪ પં. લાલચન્દ્રે એમનો આશય મારા શબ્દમાં રજૂ કરવા લખ્યું હતું તે પ્રમાણે આ કાર્ય મેં કર્યું છે સૂચનાઓના મૂલ્યાંકન વિષે તો વિશેષજ્ઞ સ્વયં વિચારી લેશે.

રાજધાની થયાનું મનાય છે અમિતગતિએ વિ સ. ૧૦૫૦મા રચેલો **સુભાષિતરત્નસંદોહ** મુંજના રાજ્યમા રચાયાનો એના અતમા ઉલ્લેખ છે. ભોજના રાજ્યસમયનો વિ સ. ૧૦૭૮નો લેખ મળે છે એથી આ નામમાલા વિ સ ૧૦૬૯મા રચાઇ હોવી જોઇએ

પૃ ૬૩, પ. ૪ **નંદિયડ્ઢ**( સ. નન્દિતાઢ્ય ) ગ્રથનુ નામ જણાય છે

પૃ ૬૮, પ ૧૦. 'મેવાડ' નહિ પણ રણયભોર (મારવાડ) જોઇએ.

પૃ ૭૮, પ ૨૫ **ચન્દ્રલેખાવિજય** નામનુ પ્રકરણરૂપક હેમચન્દ્ર સૂરિના શિષ્ય દેવચન્દ્રે રચ્યુ છે જુઓ જૈ ભા. ગ્ર. સૂ. ( પૃ ૪ ). પરિચય માટે જુઓ એનુ પૃ ૧૪.

પૃ ૮૪, પ ૧૨ સોડ્ઢલે **ઉદયસુન્દરીકથા**મા **અશોકવતી**નો નિર્દેશ કરી એના કર્તા શ્વે૦ ચન્દનાચાર્યને પોતાના મિત્ર તરીકે ઓળખાવ્યા છે **અશોકવતી** સ મા હશે

પૃ ૮૯, પ **૧૭ ધમ્મોવએસમાલા**ના જયસિહસૂરિકૃત વિવરણમા પૃ ૮૮મા વ૦ઢિડીનો કણ્હ–જણ્ય ઢિડી તરીકે નિર્દેશ છે

પૃ ૧૦૦, પ ૧૭ 'દાક્ષિણ્ય–ચિહ્ન' એ નામ 'દાક્ષિણ્ય' ગુણને આભારી હશે આ સૂરિના પૂર્વજોનો સબધ ઉત્તરાપથ સાથે હોવાનુ ને કુવલય-માલાની રચના પણ જાવાલિપુરમા થયાનુ આ કૃતિ પરથી જણાય છે

પૃ ૧૦૩ પ ૫–૬ જૈ ભા ગ્ર સૂ (પૃ ૪૪)મા થોડુક સુધારી 'કસ્માદભિન્નો ज्ञायते' વાચનાનુ પ લાલચન્દ્ર સૂચવે છે

પૃ ૧૦૬, પ ૧૭ ને ૨૬ પ્રત્યેક પરિચ્છેદમા ૨૫૦ અને કુલ્લે ૪૦૦૦ ગાથા છે

પૃ ૧૦૭ પ ૨૫ તેમજ પૃ ૪૭, પ ૧૫ 'નાણ' શબ્દ સપાદકે જોડ્યો છે તે યોગ્ય નથી ખરુ નામ **પચમીમાહપ્પ** હોવુ જોઇએ[1]

પૃ ૧૦૭, પ ૨૫ આ કથાના એક ચતુર્થાશનો પ લાલચન્દ્રનો

---

[1] જુઓ ઇ સ. ૧૯૪૪ ના જુનના "પુસ્તકાલય"ના અકમા છપાયેલી પ. લાલચન્દ્રની સમાલોચના

ગુ અનુવાદ **પંચમી-માહાત્મ્ય** નામથી વિ. સ. ૧૯૭૭મા પ્રસિદ્ધ થયેલો છે.

પૃ. ૧૧૧, પ ૨-૧૦. જે. ભા. ગ્ર સૂ મા ક્રમાંક ૧૩૧ અને ૧૩૭ તરીકે જે **વિલાસવઇકહા**ની નોંધ છે તે એક જ ગ્રથની છે તેથી એ બનેનો પૃ ૪૫મા ભેગો પરિચય અપાયો છે આ ગ્રથનો થોડો નમૂનો અ૦ કા૦ ગ્ર૦ની ભૂમિકા ( પૃ ૧૧૧-૨ )મા અપાયો છે આ ગ્રથની જેસલમેરની હાથપોથીઓની પ્રતિકૃતિ (photo) તૈયાર કરાવાઇ છે જૈ સા સ ઇ( પૃ ૨૧૭ )માનુ લખાણ ઉપર્યુક્ત પૃ. ૪૫ગત સ લખાણનો સારાંશ છે

પૃ ૧૧૧, પ. ૧૭ જૈ ધ પ્ર સ તરફથી આ કૃતિ "નિજ્જયચદકેવલિચરિય" એ નામથી છપાવાઇ છે. 'અમયદેવ' એવો પાઠ માની 'અમૃતદેવ' નામ સૂચવાયુ લાગે છે

પૃ ૧૧૩, પ ૮ આ કૃતિના આદ્ય અને અતિમ ભાગ ૫ જૈ ભા સ ( પૃ ૩૫૦ )મા અપાયા છે

પૃ ૧૧૭, પ ૨૦ આની પ્રશસ્તિપૂર્વક આના આદ્ય અને અતિમ ભાગ પ જૈ ભા સ (ભા ૧, પૃ ૨૫૦-૨)મા અપાયા છે

પૃ ૧૧૮, પ ૧૬-૭ મહેન્દ્રસૂરિ, વર્ધમાનગણિ અને ગુણચન્દ્ર ગણિને સભળાવાયેલો આ **કુમારવાલપડિબોહ** એ હેમચન્દ્રસૂરિએ કુમારપાલને દૃષ્ટાતપૂર્વક આપેલા ઉપદેશોનુ ફળ છે, કુમારપાલની દિનચર્યા તો **કુમારવાલચરિય**મા છે

પૃ ૧૨૦, પ ૧૬ **અંજણાસુંદરીચરિય**નો અતિમ ભાગ જૈ ભા ગ્ર. સૂ.( પૃ ૪૯ )મા અને આ ચરિત્રનો પરિચય( પૃ ૫૪ )મા છે "સુશીલ જૈન મહિલાઓના સસ્મરણો" નામના [1]લેખમા આનો નિર્દેશ છે

---

[1] પ. લાલચન્દ્રનો આ લેખ વિ સ ૧૯૯૮મા "મુબઈ અને માગરોળ જૈન સભા"ના સુવર્ણમહોત્સવ અક( પૃ ૫૫-૬૨ )મા છપાયો છે.

પૃ ૧૨૯, પ ૧૩ રૂપકાત્મક કૃતિઓ તરીકે ભવભાવણા અને મોહપરાજયનાટક તેમજ પ્રાચીન ગુ મા રચાયેલા [1]ત્રિભુવનદીપક પ્રબંધનો ઉલ્લેખ થઇ શકે

પૃ ૧૩૩, પ ૧ સેતુસરણિ એ ટીકાનુ નામ તો નથી ?

પૃ ૧૩૫, પ ૯–૧૧ કુવલયમાલામા તિઉરિસચરિયનો ઉલ્લેખ છે આ પાઇય કૃતિ હોવા સભવ છે એના કર્તા દેવગુપ્ત એ આ કથાકારના પૂર્વજ ગુરુ દેવગુપ્તસૂરિ હોવા જોઇએ કે જેમનો પરિચય આ કથાની પ્રશસ્તિમા છે

પૃ ૧૪૦, પ ૨૫ વસલ નહિ પણ ધધન નામ હોવુ જોઇએ આ ગૃહસ્થે પરિગ્રહપ્રમાણુ કર્યું એને અગેની રચના પાઇયમાં છે એના રચનાર ધધન નહિ પણ ધર્મઘોષસૂરિના કોઇક શિષ્ય હશે આ કૃતિનો આદ્ય ભાગ પ જૈ ભા સૂ( ભા ૧, પૃ ૯૮૨ )માં છે ઇસિમંડલથોત્તના કર્તા ધર્મઘોષસૂરિ અન્ય હશે એ બાબત પદ્મમંદિરગણિની વૃત્તિ સાથેની આ સ્તોત્રની આવૃત્તિમાં વિચારાઇ છે

પૃ ૧૪૩, પ ૧૮ ક્ષુને બદલે ક્ષ્વ તો નહિ વચાયો હોય ?

પૃ ૧૪૬ પ ૮ જલ્હણુદેવની ટીકા નામે સપ્તશતીછાયાના આદ્ય ને અતિમ ભાગ પ જૈ ભા સૂ.( પૃ ૧૭૮–૧૮૧ )મા અપાના છે

પૃ ૧૪૭, પ ૯ નિસમમાણુશીલા એ નામ પરથી તો આ કૃતિમા કામદેવની લીલાનુ વર્ણન હશે

પૃ ૧૪૭, પ ૧૮ ૧૫૪ ગાથાવાળા એક ગાહાકોસના આદ્ય અને અતિમ ભાગ પ જૈ ભા સ (પૃ ૩૦૨)મા અપાયા છે

પૃ ૧૫૪, પ ૨૦ 'દેવસૂરિના શિષ્ય મુનિચદ્રસૂરિ' એ ઉલ્લેખ બરાબર નથી પ જૈ ભા સૂ( પૃ ૧૩૫ )મા શ્રાવકવ્રત એ નામપૂર્વક આ કૃતિના આદ્ય ને અતિમ ભાગ અપાયા છે તેમા વ્રત સ્વીકારનાર કહે છે કે હુ સમ્યક્ત્વ સહિત ગૃહિ-વ્રતો સ્વીકારુ છુ અતિમ ઉલ્લેખ

[1] આ જયશેખરસૂરિકૃત સ પ્રબોધચિન્તામણિનુ રૂપાતર છે

પ્રમાણે પરોપકાર કરવામા ઉદ્યત મુનિચદ્ર મુનીશ્વરે આ વ્રતોને સક્ષેપથી સારી રીતે ઉદ્ધર્યા મુનિચન્દ્રસૂરિના યુગપ્રવર શ્રુતધર સુગુરુના શિષ્ય દેવસૂરિ પાસે વ્રતો સ્વીકારાયા તેને લગતી આ કૃતિ દેવસૂરિના કોઈ શિષ્યે રચી હશે આ કૃતિની હાથપોથીના પ્રારભમા દેવસૂરિગુરુની પાદુકાઓને પ્રણામ કરાયો છે તેથી પણ આ અનુમાન પુષ્ટ બને છે

પૃ ૧૬૪, ૫ ૩ કર્તાએ આ કૃતિનો **તીર્થકલ્પ** તેમજ (અતમા) **કલ્પપ્રદીપ** એ નામે નિર્દેશ કર્યો છે આનો કેટલીક ભાગ મ મા છે [1]**શ્રીજિનપ્રભસૂરિ અને સુલતાન મહમ્મદ** ( પૃ ૧૮–૨૧ )મા આ કૃતિનો કેટલોક પરિચય ૫ લાલચ દ્રે આપ્યો છે એમના મત પ્રમાણે ૧૩૬૪ને બદલે ૧૩૮૫ જોઈએ

પૃ ૧૬૫ ૫ ૪ **નિવ્વાણક** ડ તો થોડીક ગાથારૂપ છે

પૃ ૧૬૧, ૫ ૨૩ ૫ જૈ ભા સૂ ( પૃ ૮ )મા ચૂડામણિ અને **લીલાવતીનો** થોડોક ભાગ અપાયો છે એ ઉપરથી **લીલાવતી** સ મા હોય એમ લાગે છે

પૃ ૧૭૧, ૫ ૧૯ હસ્તકાડનો વિષય સામુદ્રિક હશે

પૃ ૧૭૧, ૫ અત્ય અને પૃ ૧૭૨ ૫ ૧૬–૨૦ **ત્રૈલોક્ય પ્રકાશમા** અર્ઘકાડ છે અને એમા મેઘમાલાનો વિષય છે **ત્રૈલોક્ય પ્રકાશનુ** અપર નામ **મેઘમાલા** નથી **નવ્યતાજિકનુ** બીજુ નામ **જ્ઞાનદર્પણ** છે **ભુવનદીપકના** કર્તા પદ્મપ્રભસૂરિ છે અને એ ગ્રથ ત્રૈ પ્ર થી ભિન્ન છે ત્રૈ પ્ર નુ **ત્રૈલોક્યદીપક** એવુ નામાતર નહિ હશે ત્રૈ પ્ર હાલમા બિકાનેરથી છપાયો છે તે જોવો જોઈએ

પૃ ૧૭૪, ૧૭૬ ને ૧૮૩ જુદા જુદા 'દાર' નામથી સૂચવાયેલી કૃતિઓ નિમિત્તજ્ઞાનના કોઈ એક મુખ્ય ગ્રથના વિભાગરૂપ જણાય છે

પૃ ૧૭૫, ૫ ૧૨ વચનાચાર્ય વગેરે નિર્દેશો જોતા કરલક્ખણ શ્વેતામ્બરીય કૃતિ જણાય છે

---

૧ 'શ્રીજિનહીરસાગરસૂરિ-જ્ઞાનભડાર ( મારવાડ ) તરફથી ઇ સ ૧૯૩૯મા છપાવાયેલ છે

પૃ ૧૭૫, પ. ૧૭ આ કૃતિનુ જાણીતુ નામ કાલ-જ્ઞાન છે. એની એક પ્રાચીન હાથપોથી વડોદરાના સ્વ જમનાદાસ વૈદ્ય પાસે હતી એ ઉપરથી એની 'ફોટોકોપી' વર્ષો પહેલા વડોદરાના પ્રાચ્યવિદ્યા-મંદિરે તૈયાર કરાવી છે

પૃ ૧૭૬, પ ૧૫ પ જૈ ભા સૂ ( પૃ ૮૩-૮૪ )મા આઠ પદ્યો છપાયા છે

પૃ ૧૭૭ ને ૧૮૦ ' પાહુડ ' અંતવાળા ગ્રથો પુન્ના વિભાગ જ હોય એમ એકાતે કહી ન શકાય.

પૃ ૧૮૨, પ ૨ આતરિક વિષને લગતુ "ગધવ્વ-નાગદત્તક્ખાણય" ધમ્મોવએસમાલાની સ્વોપજ્ઞ વૃત્તિ ( પૃ ૧૮૬-૯ )મા છે

પૃ ૧૮૪, પ ૨૩ નર્ણુંદાચાર્યે જૈન દીક્ષા છોડી દીધા બાદ કોકશાસ્ત્ર( ચોપાઈ )ની રચના કરી એમ એમણે કહ્યુ છે

પૃ ૧૮૫, પ. ૩ ઠક્કર ફેરૂના પિતાનુ નામ ચદ્ર છે પાઇયમા ચદાસુણ એ સમાસને લઈને ચદનુ ચદા બનાવાયુ છે સ મા ' પરમ-જૈન-ચન્દ્રાગજ ' છે એમની બીજી કૃતિ રયણપરિક્ખા જે અલાવદીનના રાજ્યમા રચાઇ છે તેમા એમના પિતાનુ નામ ઠક્કુર ચંદ્ર જણાવેલ છે.

પૃ ૧૮૫, પ ૬ આ ' વિક્રમ ' સવત્ સમજવો જોઇએ

પૃ ૧૮૫, પ. ૨૩ વિચ્છિન્નને બદલે વિરચિત્ર જોઇએ.

પૃ ૧૮૭, પ. ૨૫ સ મા નહિ, પાઇયમા છે એ સ છાયા સાથે JRASમા ૧૮૯૫મા પૃ ૫૧૬-૮મા તેમજ સ્વ પૂરણચદ નાહરના જૈનલેખસગ્રહ( ખડ ૧ પૃ ૨૫૬-૨૬૧ )મા પ્રકાશિત થયો છે ધમ્મોવએસમાલાની પ્રસ્તાવના( પૃ ૧૬ )મા એનુ સૂચન છે

પૃ ૧૮૨, પ ૧૫ વઙ્કહા એ નામ ઉચિત લાગે છે[1] કુવલય માલાની જેસલમેરની હાથપોથીમા આ પાઠ પણ મળે છે. ' વઙ્ક ' શબ્દ પાઇયમા છે

---

[1] પૃ ૯૨ ને ૯૫ માટે પણ આ સૂચન છે

પૃ ૧૯૭, પ ૯ ને ૨૪ સુમુદયદાનુ સ સુમુખચન્દ્રા ઠરી સરસ્વતી સુદર વદનરૂપ ચદ્રવાળી છે તેમ બૃહત્કથા પણ સુમુખ અર્થાત્ પ્રારભિક ભાગદ્વારા ચદ્રની જેમ આહ્લાદ પમાડનારી છે એમ અર્થ કરાવો જોઇએ

પૃ ૧૯૮, પ ૬ કુવલયમાલામાના પરિચયપૂર્વક એનો 'અપ ભ્રશ' ઉલ્લેખ અ૦ કા૦ ત્ર૦ની ભૂમિકા( પૃ ૧૦૪–૧૧૦ )મા છે

પૃ ૨૦૦, પ ૨૪ પરમપ્પપયાસના કેટલાક પદ્યો હૈમ પ્રાકૃત વ્યાકરણગત ઉદાહરણો સાથે અ૦ કા૦ ત્ર૦ની ભૂમિકા( પૃ ૧૦૩ )મા સર ખાવી પ૦ પ૦ની પ્રાચીનતા દર્શાવાઇ છે

પૃ ૨૦૨ પ ૧–૨ પઉમસિરિચરિય અને એના કર્તા વિષે "પુસ્ત કાલય"ના ૧૯૪૯ના જુનના [1]અકમા પ લાલચન્દ્રની સમાલોચના છે એમના મતે માલ કવિના વશજ તરીકેની મા યતા શકાસ્પદ છે •

પૃ ૨૦૨, પ ૧૭ નાગરી લિપિમા ફરીથી સ પાદિત કરી એ બન્નેના સ્વર્ગગમન બાદ આ પ્રકાશિત કરાઇ છે.

પૃ ૨૦૩, પ ૮ ભવિસયત્તકહાના ઉપોદ્ઘાતમા આ છપાઇ છે આ કૃતિનો પરિચય પ ચમી–માહાત્મ્યની પ્રસ્તાવનામાં અપાયો છે

પૃ ૨૦૪, પ ૯ આ કૃતિ અને એના કર્તાનો પરિચય "જૈન 'મા વિ. સ ૧૯૮૨–૩મા છપાયેલી લેખમાળા નામે ' સિદ્ધરાજ અને જૈનો મા પ લાલચ દ્રે આપ્યો છે

પૃ ૨૦૫, પ ૧૮ સ્તવનને બદલે 'ગુરુવિરહાલાપ નામ ઠીક લાગશે

પૃ ૨૨૨, પ ૧૧ આધુનિક અ ય ભ ષાઓ સ સ્કૃત–સ્વરૂપી નહિ પણ પ્રાકૃત–સ્વરૂપી છે, પ્રાકૃત શરીરવાળી છે, પ્રાકૃત ધાતુઓથી બ ધાયેલી છે એથી એ નામથી એ ઓળખાય તે જરૂરી છે ગુજરાતી મરાઠી વગેરેને આ નામથી ઓળખાનરા પ છ‌‌‌ા વિદ્વાનોનો–કવિઓનો આ આશય

---

[1] આ અ કમા નાણપ ચમીકહાની પણ સમાલોચના છે વળી મહેશ્વરસૂરિઓ વિષેના ભ્રાન્ત ઉલ્લેખની નોધ છે

રહેલો છે વ્યાકરણનિયમબદ્ધ પ્રાકૃત અને એના નિયમોની ખાસ પરવા વિના પ્રવૃત્ત થયેલી પ્રાકૃત ( દેશી ભાષાઓ ) એવો વિવેક કરાય તો ભ્રમ નહિ થાય ( પૃ ૨૦, પં. ૧૯ )

પૃ ૨૨૫, પ ૧૨ ઉત્તરજ્ઝયણમા કપિલ, નમિ રાજર્ષિ, પ્રત્યેકબુદ્ધ વગેરેની કથાઓ છે

પૃ ૨૨૫, પ ૧૬. નેમિનાથના પાઇય અને અપભ્રંશમા રચાયેલાં ચરિત્રોમા—પાઠ—ચરિત્રોમા મહાભારત અતર્ગતરૂપે દર્શાવાયું છે.

પૃ ૨૨૬, પ. ૬. તીર્થંકરોના પાઇયમા વિસ્તારથી રચાયેલા ચરિત્રોમા મહાકાવ્યના લક્ષણો ઘણે અંશે ચરિતાર્થ થાય છે એટલે એ દૃષ્ટિએ એ મહાકાવ્ય ગણાય

પૃ ૨૨૭, પ ૭–૮. પ જૈ ભાં સૂ ( પૃ ૧૭૨ )મા 'કોટલીય અર્થશાસ્ત્ર' એવો ઉલ્લેખ છે કૌટિલ્યને બદલે 'કોટલ્ય' એવો ઉલ્લેખ મળે છે

પૃ ૨૨૮, પ ૧૧ પ્રાચીન ગુજરાતી વગેરેમા રચાયેલી કથાઓ વિચારવી ઘટે, કેમકે 'દેશી' ભાષાઓને પણ સાક્ષરોએ 'અપભ્રંશ' તરીકે ઓળખાવી છે. જૈ ધ પ્ર સ તરફથી પ્રકાશિત અને ઉપાધ્યાય ક્ષેમરાજે રચેલી ઉપદેશ-સપ્તતિ-વૃત્તિમાં પદ્યમા કેટલીક કથાઓ છે



## [1]પ્રો. કાપડિયાની કૃતિઓ

પ્રો હીરાલાલ ર કાપડિયાએ મુખ્યતયા પ્રૌઢ અને પ્રાચીન ગ્રન્થોનું સંપાદન કર્યું છે[2] અને એ પૈકી કેટલાક સં ને પાઇય ગ્રન્થોના ગુજરાતી કે અંગ્રેજી કે એ બને ભાષામાં અનુવાદ વગેરે પણ કર્યાં છે વળી એમણે કેટલાક પુસ્તકો પણ રચ્યા છે, સં માં [3]ઉપઘાતાત્મક રચનાઓ કરી છે, તેમજ ગુ અને અંગ્રેજીમાં [4]લેખો લખ્યા છે એમના આ સાહિત્યમાંથી જે અપ્રસિદ્ધ છે તેની ક્રમવાર યાદી અપાય છે —

### (૧) અપ્રસિદ્ધ પુસ્તકો

[5]A History of the Non-canonical Literature of the Jainas (parts I-II), The Jaina Religion & Literature ([6]Vol II), Educational Problems of to-day, Matter, Space and Time, English Translation of Vajjālagga and Usānıruddha, The Jaina Conception of Celibacy, The Jaina Gospel of Truth, The Jaina Theory of Evolution and Involution, The Jaina View-points & Aspects

ગણધરવાદ યાને સત્યાર્થીની શંકાઓ અને તેનું સમાધાન, અનેકાન્ત-મીમાંસા, શ્રમણ-સંહિતા, શ્રાદ્ધ-સંહિતા તરકર-સ્મૃતિ, ભમરડાનું ભાગવત,

---

૧ એમના પરિચય માટે જુઓ ગ્રંથ અને ગ્રંથકાર (પુ ૬ પૃ ૮૧-૨) તેમજ ફા ગુ સ ત્રૈમાસિક (પુ ૫ અ ૧) ૨ HCLJ (pp XI-XII)મા પ્રસિદ્ધ થયેલી ૩૮ કૃતિઓની નોંધ છે આ ઉપરાતની પ્રસિદ્ધ કૃતિઓ તે DCJM (Vol XVII, pt. 4) કંસવધ, આગમોનું દિગ્દર્શન, અનેકાન્ત જયપતાકા (ખંડ ૨) ને The Jaina Religion and Literature (Vol. I) છે ૩ પ્રસિદ્ધ થયેલી સંસ્કૃત અને ગુજરાતી કવિતાઓની સૂચી કંસ વધ, આગમોનું દિગ્દર્શન તેમજ પૃ ૨૫૨મા અપાઇ છે ૪ પ્રસિદ્ધ થયેલા કેટલાક લેખોની યાદી HCLJ, પતંગપુરાણ અને પ્રાચીન અને અર્વાચીન સમયની સ્ત્રીઓનો પહેરવેશ એ ત્રણ પુસ્તકમા છે ૫ આ પુસ્તક છપાવાય તો આને અંગે પ્રકાશન-દાન આપવાનું મુબઇ વિદ્યાપીઠે ઠરાવ્યુ છે ૬ આ પુસ્તક લગભગ લાહોરમા છપાઇ રહેવા આવ્યુ હતુ એ અરસામા સા હિંદુઓની મિલ્કત વગેરેનો ઇ સ ૧૯૪૭મા નાશ થતા આ પુસ્તકનો છપાયેલો તેમજ છપાવવાનો ભાગ મુદ્રણાલયમા બળી ગયા મારી પાસે સંપૂર્ણ કૃતિ છે

ગોશાલકનુ જીવનવૃત્તાત, સસ્કૃત શબ્દોના પાઇય સમીકરણો; પાનાંની રમતો અને કરામતો; 'કર્પૂરમજરી'નો અનુવાદ, ઉસાણિરુદ્ધનો સમશ્લોકી અનુવાદ; જૈન કૃતિઓમા નિર્દેશાયેલા અજૈન ગ્રંથો અને ગ્રથકારો

(૨) [1]અપ્રસિદ્ધ લેખો

ગુજરાતી ભાષામા પોર્ટુગીઝ શબ્દો; ગુજરાતી પદ્ય માટેના શબ્દો; અલકારશાસ્ત્ર સબધી જૈન કૃતિઓ; આયારમાના વિશિષ્ટ શબ્દો

Exposition of Soul in the Jaina Canon, A bird's eye-view of the Pāiya Literature, A Critical Survey of the Verse & Metres in the Jaina Canon, A set of the Stereotyped Phrases in the Jaina Canon; Birds and Beasts in the Jaina Canon; Etymologies from the Cunni on Uttarajjhayana; Intelligence-tests in the ancient Jaina Literature; References to Fabulous Objects by Jaina Writers, Riddles in the Jaina Canon, Solids formations and sections, Quotations from Mahābhārata and Bhagvad-Gītā in the Jaina works; Doctrine of Karman in the Jaina Canon, The Jaina View about Vedas, The subtle Vegetation Kingdom in Jainism[2].

(૩) પ્રકાશિત અભિનવ પદ્યરચના

| | | |
|---|---|---|
| સન્ત-હરિયાલી | સાર્વજનિક ક્રમાક ૫૭ | ઑક્ટોબર '૪૮ |
| નિવેદન | ,, ,, , | ,, ,, |
| આરતી-સ્તવન | ગુજરાતી દીપોત્સવી અક ૨૦૦૪ | તા ૩૧-૧૦-૪૮ |
| ,, (સમજૂતી સાથે) | પ્રભાકર | તા ૧૪-૧૧-૪૮ |
| શ્રુનીને સબોધન (ધૂમકેતુ) | ,, | તા ૫-૧૨-૪૮ |
| પરમાત્મબત્રીસી | દિગબર જૈન (વ. ૪૧, અ ૧૨) | |
| મણીપાલી | ગુ. મિત્ર તથા ગુ દર્પણ | તા ૫-૭-૪૮ |
| આનન્દ-હીર | તાત્ત્વિક પ્રશ્નોત્તર (ભા. ૧) | ઇ સ ૧૯૪૯ |
| આનન્દ-તરગ | આનદસુધાસિન્ધુ (ભા ૨) | ઇ સ ૧૯૫૦ |
| આનન્દ-સ્મરણ | ગુ. મિત્ર તથા ગુ દર્પણ | તા ૯-૫-૫૦ |

૧ લગભગ સેંકડો ગુજરાતી લેખો અપ્રસિદ્ધ છે ૨ જુઓ NIA (Vol. VIII, Nos 4-6)મા છપાયેલ એમનો લેખ (પૃ ૮૬)

## ( ૪ ) ભાષાવિજ્ઞાન સબંધી પ્રકાશિત લેખો

A detailed exposition of Nāgari, Gujarāti & Modi scripts, Foliation of Jaina Mss. and Letter-numerals, Outlines of Jaina Palæography, The Jaina manuscripts

અમથી અને એનુ મિત્રમડળ, 'અખેડો' શબ્દની વ્યુત્પત્તિ, અર્વાચીન ભાષામા ભૂતકાળના રૂપોનો દુકાળ, આદિમ ભાષા, એકીભૂત શબ્દો, 'કાસકી' શબ્દના પર્યાયો અને એની વ્યુત્પત્તિ, કેટલાક અપૂર્ણાંકવાચક શબ્દોની ઉપપત્તિ અને વ્યુત્પત્તિ, કેટલાક ઉચ્ચારમા ખામી, કોણે શુ ખાધુ ? કોમલાર્થક વચન અને તેની સાર્થકતા, 'ખિસકોલી' સબધી જૈન ઉલ્લેખો, 'ગણિ' શબ્દની ઉપપત્તિ ઇત્યાદિ, ગાડરિયો પ્રવાહ ગુજરાત અને લિપિકદબક, લેખનસાહિત્ય તથા અક્ષર શિક્ષણ, ગુજરાતી અને હિંદીમા તફાવત ગુજરાતી શબ્દના મૂળ જાણવાના સાધનો, ચબો, ઠિક્કો, ટીકા, ઠેઓ, ઠામ, ડેગો, ઢેયુ અને દેયો, ઢપી બાલીઓ, તુહાર અને તહર જૈન કૃતિઓમા ચો, ચી, ચુ ને ચે પ્રત્યયનો પ્રયોગ, ઢગો અને એના સગાવહાલાઃ 'તરી'અતવાળા કેટલાક શબ્દોની વ્યુત્પત્તિ, દુહો, દોહો અને દોહરો એ શબ્દોની નિષ્પત્તિ, પતગપરિકરની પરિભાષાનો પરામર્શ, 'પરોણી' શબ્દની વ્યુત્પત્તિ, પરિપૂર્ણ ભાષા સર્વોપરિ ભાષા આદર્શ-ભાષા, પીવા માટેના પાત્રો, પૈડા તમારે પેટ, પેડા સબધી કેટલાક ઉલ્લેખો, પ્રભાતના પર્યાયો અને તેની વ્યુત્પત્તિ બનારસી સંસ્કૃત, બહુરૂપી શબ્દો, બાળકોની ભાષા, યુગલિક શબ્દો, રસોઈમા વપરાતા કેટલાક સાધનો, રામણદીવો વ્યુત્પત્તિ અને ઉપપત્તિ રૂઢિ-પ્રયોગો, લોટી યાને તાસી, વહુ વિષે વિચાર વર વિષે વિચારો, વાણીવિનોદ, વિલક્ષણ સમીકરણ, વિશેષનામોનો અવતાર, શબ્દસિદ્ધિ શબ્દકોષનુ દિગ્દર્શન, શબ્દોની સરિતા, શેમુષીની સાહેલી, શ્વેતામ્બર અને દિગમ્બર એ શબ્દોના પર્યાયો, સગપણસૂચક શબ્દો, સ્ત્રીઓ અને ભાષા

## ( ૫ ) કેટલાક ગ્રથાવલોકન

| | |
|---|---|
| ગુજરાતી ભાષા અને સાહિત્ય | ગુજરાતી ( તા ૧૮-૭-૩૭ ) |
| ગુજરાતના ઐતિહાસિક લેખો (ભા ૧) | ફાર્બસ ગુ.સ ત્રૈ (પુ ૨, અ ૧) |
| ઔમદ વીરકથા | માનસી ( વ. ૭, અ. ૧ ) |
| અહિંસાની તાલીમ | „ ( વ ૧૦, અ ૨ ) |
| ગુજરાતી ભાષાની ઉત્ક્રાન્તિ | „ ( વ ૧૦ અ. ૨ ) |
| રસોઇનુ રસાયણ | „ ( વ ૧૦ અ ૩ ) |
| The Traditional Chronology of the Jainas | ABORI ( XIII, 3 ) |